# જ્યોતિષવિદ્યા

[ વિશ્વની જ્યોતિષ પદ્ધતિઓ ]

સુભાષ ભટ્ટ

પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ.

**Jyotishvidya**
By : Subhash Bhatt
Published by : Pravin Prakashan Pvt. Ltd., Rajkot.

પ્રકાશક :
પ્રવીણચંદ્ર એમ. પટેલ
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે,
ઢેબર રોડ, રાજકોટ.







પ્રથમ આવૃત્તિ : ૧૯૯૯



કિંમત : રૂ. ૧૨૫-૦૦

મુદ્રક :
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
વેરાવળ (શાપર),
જિલ્લો : રાજકોટ.

# અર્પણ

પ્રેમમય, પ્રજ્ઞામય અને ચૈતન્યમય

શ્રી પ્રદ્યુમ્નસૂરિજીને સાદર.....

# વિશ્વની જ્યોતિષ પદ્ધતિઓ

## જ્યોતિષ : આત્મ-પ્રવેશ અને પરમ-પ્રવેશની બારાખડી

માણસ જિજ્ઞાસુ પ્રાણી છે. બધી જ સભ્યતાઓના દરેક માણસે વ્યક્તિ, વિચાર અને વસ્તુને ઓળખવાનો પ્રયાસ કર્યો છે. માત્ર ખગોળ અને જ્યોતિષ જ નહિ પણ વિશ્વના બધા જ વિષયો આ જિજ્ઞાસાવૃત્તિની નિપજ છે. પુરાતનકાળમાં ચારેય દિશાઓના લોકો જેવા કે તાર્તાર, કઝાક, એસ્કિમો, પાવીઓસ્તો, સેમાંગ, સુમાત્રી, સિકથિઅન્ઝ લામાઓ અને ભારતીય તાંત્રિકો વગેરેએ આ ખોજ કરી છે. આવા લોકો અનેક નામોથી ઓળખાતા, જેવા કે શામન, જાદૂગર, મેડિસીન મૅન, તાંત્રિકો, અઘોરી, યોગી વગેરે. યાકુતમાં ઓજુના, મોંગોલીયામાં બાગા, તુર્કો-તાર્તારમાં કામ અને ચાલિમાં શમન તરીકે. આ બધા પાસે અસંખ્ય શક્તિઓ અને સિદ્ધિઓ હતી. તેઓના દર્પણ જેવા ચિત્ત પર તેઓ સમય અને તેની ઘટનાઓની છબી ઝીલતા. મિર્ચા ઈલેઈડ તેને "archaic techniques of ecstacy" કહેતો. શામન એ મૂળ પાલિ શબ્દ 'samana' પરથી તુંગ અને ત્યારબાદ રશિયન અસરથી બનેલો શબ્દ છે. આ બધાને પ્રકૃતિ-તત્વો, મૃતકો, ભવિષ્ય, સ્વપ્નો અને અચેતન તત્વો સાથે સીધો સંપર્ક હતો. તેઓ પરમની પસંદગી પામેલા માધ્યમો હતા. They have access to a region of the sacred in accessible. તેઓ ભાવ-સમાધિમાં જઈને પૃથ્વી અને આકાશ વચ્ચે સેતુ બનતાં. તેઓની દીક્ષા-વિધિ અત્યંત કઠીન હતી. દેખાવ અને વ્યવહારમાં તેઓ neurotics અને psychotics જેવા લાગે. તેમને પરમ તરફથી દિવ્ય-શક્તિ કે અધિકાર મળતો, જેને તેઓ 'utcha' કહેતા. તેઓ અચેતન કે અતિચેતન સાથેનો સંપર્ક સ્વપ્ન, સમાધિ, નૃત્ય, મૂર્છાવસ્થા, દિવ્યદૃષ્ટિ કે પીણાઓ દ્વારા કરતાં. તેઓ પરમ તરફથી સંજ્ઞા અને સંકેતો મેળવતા. તેઓનું મૌલિક બ્રહ્માંડ હતું. તેઓ અચેતન કે સૂક્ષ્મ સ્તરે લાંબી યાત્રાઓ કરતાં. પ્રાચીન ઈજિપ્તમાં અનુબીસ નામનો, શિયાળનું મોઢું ધરાવતો એક દેવ હતો. તે મૃતકોના અને દેવના રહસ્યોને રક્ષતો. તે દિક્ષિતને જ આ વિસ્તારમાં પ્રવેશવા દેતો. તેને psychopomp કહેવામાં આવતો. કર્મીઝ, મરક્યુરી અને મેરલિનની આવી જ ભૂમિકા હતી. અજ્ઞાત-ગુઢ અને રહસ્યમય એવી ઘટનાઓ અને ક્રિયા અને પ્રક્રિયાને દર્શાવવા માટે ગ્રીક વર્ણમાળાનો ૨૩ મો અક્ષર PSI-સિ છે. તેના અર્થ અતિન્દ્રિય જ્ઞાન એવો થાય છે. કમનસીબે તર્ક, ગણિત, વિજ્ઞાન, બુદ્ધિ અને અહંકારને કારણે આપણે આવી કેટલીક સાહજિક ક્ષમતાઓ ખોઈ નાખી. પરિણામે કેટલાક મેઘધનુષ્ય, રાગ અને ધૂન આપણે ચૂકી ગયા.

છેલ્લા બાર વર્ષના સંશોધન પછી એક વાત સમજાઈ કે 'સ્વ' ખોજ માટે શોધાયેલી પદ્ધતિઓનો ઉપયોગ પછીથી અન્ય ખોજ માટે થવા લાગ્યો. વિશ્વભરમાં અસંખ્ય પદ્ધતિઓથી લોકો પોતાની આવતીકાલ જોવાની વૃત્તિ સંતોષતા હોય છે. બધી પદ્ધતિઓ સફળ થઈ શકે તેવી છે અને નિષ્ફળતાની તકો પણ એટલી જ. ભવિષ્ય જોનારની ચેતન્યશુદ્ધિ અનિવાર્ય શરત છે. તેમાંના અસંખ્ય ગુણો આવશ્યક છે. તે સંવેદનશીલ હોવો જોઈએ કે જેથી તે સ્થળ - કાળ અને વ્યક્તિ-વસ્તુના સ્પંદનો નોંધી શકે. તેનામાં પ્રેરણા, કલ્પના અને આવિર્ભાવ હોવો જોઈએ. તે ઉર્જા તરંગો ઓળખી શકતો હોવો જોઈએ. માધ્યમ બનવા માટે તેણે પોતાનો અહંકાર અને અસ્મિતા ઓગાળવા પડે કે જેથી તે અસ્તિત્વના તત્વો સાથે તાદાત્મ્ય કેળવી અને વૈશ્વિક ચૈતન્ય કેળવી શકે. જેથી બધા આવરણો ભેદીને વ્યક્તિ કે વસ્તુને અનાવૃત જોઈ શકે. તે પરમના લયમાં ભળી શકે. તે સાપૂજ્યતા, સંવાદિતા, સમકાલિનતા અને સમરૂપતા કેળવી શકે. સમગ્ર બ્રહ્માંડને જોડતું એક વિચારોનું માળખું છે આવરણ છે, જેને noosphere (nous = mind ગ્રીક ભાષામાં) કહેવામાં આવે છે, તેમાં પ્રવેશી શકે. તે સ્થળ-કાળને અતિક્રમી શકતો હોવો જોઈએ. જે સૌથી મોટા બે ભ્રમ છે. આવા લોકોનું ચૈતન્ય ધોધ જેમ વહેતા પ્રકાશ જેવું હોય છે, જે બધું સ્પષ્ટ અને પ્રકાશિત કરી દે છે. સમગ્ર વિશ્વ એક જ ચૈતન્યથી ધબકે છે તેવી તેની અનુભૂતિ હોય છે. વિશ્વ અનંત સંબંધોનું એક જાળું દેખાય છે. તે સંદર્ભે તેઓ એક અંશ તરીકે સમગ્રને પારખી અને પામી શકે છે. સજગ અને એકત્રિત ચૈતન્યથી બૃહદતાને કારણે માણસ એક અત્યંત સંવેદનશીલ કેમેરા જેવો બની જાય છે. પરિણામે બધી જ છબીઓ ઝડપી લે છે. અંધકારભર્યું ભવિષ્ય અને ધુમ્મસભર્યો ભૂતકાળ તે જોઈ શકે છે. આપણી આસપાસનું જગત ' informative universe' છે. તેની લિપીઓ વાંચી લે તે જ્યોતિષી. આપણા અસ્તિત્વમાં કશું નષ્ટ થયું નથી, બધું શાશ્વત રીતે આલેખાયેલું છે.

પ્રકૃતિના બધા જ તત્વો તેની આસપાસ બનતી ઘટનાઓ-દુર્ઘટનાઓ, તીવ્ર આવેગો, સંવેદનો અને સ્પંદનોને નોંધી લે છે. કોણ વાંચી શકે? વિલિયમ ડેન્ટન કહે છે, "Every object in the world carries its own history hidden inside it". જેવી રીતે ઉલ્કામાં આકાશની અને શંખમાં દરિયાની વિગતો હોય તેવી જ રીતે વસ્તુઓમાં તેના માલિકનો સાંવેગિક ઇતિહાસ લખાવેલો હોય છે. આ વાંચી શકે તેવો કોણ હોય? વ્યક્તિમાં મૌન ઉર્જા હોય. ચૈતન્યની સજગતા હોય, જમણા મગજનું આધિપત્ય હોય, અહં નામશેષ હોય, સમયાતિત ચૈતન્ય હોય ત્યારે તે ઘટનાના કેન્દ્રમાં જઈ શકે. જેને "Rabit hole" તરીકે ઓળખવામાં આવે છે.

ઓસ્પેન્સ્કી એમ કહેતો કે સ્પેસની જેમ જ સમય ત્રિપરિમાણિય છે. જેના પરિમાણો ગતિ, દિશા અને સમયગાળો છે, તેથી સમય એ સીધી રેખા નથી પણ ઘન છે. વાસ્તવિકતાના અનેક સ્તરો છે, જે altered state of comsciousnessમાં ખુલ્લી જાય છે, અલબત તેનો higher vibration rate હોય છે. તે "Timeless zone" હોય છે. તેથી ત્યાં બધી જ ઘટનાઓ વર્તમાનકાળમાં હોય છે અને પરિણામે જોઈ શકાય છે. અસ્તિત્વ આવી અનંત શક્યતાનું બનેલું છે. અનંત બ્રહ્માંડો, સમયની સમકાલિનતા અને વાસ્તવિકતાના અસંખ્ય સ્તરો એ તેના જ દૃષ્ટાંતો છે. સમય અંગે બે સિદ્ધાંતો છે :

ભવિષ્ય નિશ્ચિત છે.

ભવિષ્ય આંશિક રીતે નિશ્ચિત છે.

વાસ્તવિકતા એ છે કે પદાર્થ જગતની ઘટના નિશ્ચિત છે, જ્યારે ચૈતન્ય જગતની ઘટનાઓ અનિશ્ચિત છે. તેને દિશા અને ગતિ આપી શકાય છે. જેને આપણે સાધના કહીએ છીએ.

પરામનોવિજ્ઞાનમાં "twin - self" નામનો ખ્યાલ વિકસ્યો છે. એક જ માણસમાં બે વ્યક્તિત્વ છે. એકનો સંપર્ક પૃથ્વી સાથે છે જ્યારે અન્યનો આકાશ સાથે. અસ્તિત્વમાં એક ઘટના "સિમ્બાયોસીસ" નામની બને છે જેમાં વ્યક્તિનો સહાનુભૂતિનો વિસ્તાર એટલો વિસ્તરે છે કે સામા મનુષ્ય, પ્રાણી, વસ્તુઓ, વનસ્પતિજગતના વાસ્તવિક કેન્દ્ર સુધી પહોંચી શકાય. ઘણીવાર તંદ્રાવસ્થા (hypnagogic) દરમ્યાન પણ આવું બને છે.

પરામનોવિજ્ઞાનમાં અસંખ્ય સિદ્ધિઓની યાદી છે. જેની અંદર વ્યક્તિ સમયને વીંધીને બધાજ કાળ એકસાથે જોઈ શકતો હોય. અને ઘટનાઓ નોંધી શકતો હોય. મને થોડાક નામો લખવાની લાલચ થાય છે.

- premonition
- precognition
- Deja 'va
- Dowsing
- clairvoyance
- clairaudience
- psychometry
- paraarcheology
- P. S. 2. Fields
- oracle
- prophecy
- ouja
- L - Field

કાર્વાલિક તો એમ કહે છે કે માનવ-શરીર જ એક megnetic detector છે. જે પંચમહાભૂત તત્વોના ચુંબકને પકડે છે. આ દરેકના સ્પંદનો એક નિશ્ચિત

દર (rate) છે. પ્રકૃતિના બધા તત્વો એક અત્યંત સંવેદનશીલ કેમેરાની જેમ બનતી બધી જ ઘટનાઓની તસવીરો લીધા કરે છે. સવાલ આ નેગેટીવ્ઝને વિકસાવવાનો છે. આમાં અસામાન્ય ચૈતન્ય જોયે. ધર્મ અને રહસ્યવાદ સાથે જોડાયેલ સિદ્ધોના નામ નથી દેતો. સામાન્ય જીવનમાં નોંધાયેલ કેટલાક નામો નીચે આપું છું જેઓ પ્રકૃતિદત મર્યાદાને ઓળંગી ગયા :

વુલ્ફ મેંસિગ, પીટર હર્કોસ, ગેરાર્ડ ક્રોઈસેટ, વંગા દિમિત્રોવા, પેટ પ્રાઈસ, ચાર્લ્સ ઈન્માન, ઈમેન્યુએલ સ્વીડોનબર્ગ ટી.સી. લેથબ્રિજ, વિલ્બર રાઈટ, એન જે. રહોડઝ બુચાનન, ફોર્થુની, મેડમ દ બેરી વિગેરે.

આત્મખોજની અનેકવિધ પદ્ધતિઓના સંશોધન અને પ્રયોગના આ બાર વર્ષના સમયગાળામાં મને એવી અનુભૂતિ થઈ કે વિશ્વની મુખ્ય અને ગૌણ બધી પદ્ધતિઓનો તાત્વિક આધાર તો આત્મખોજ છે. તે દરમ્યાન ટપકાવેલી નોંધ એ આ પુસ્તક. આમાં વિશ્વની અસંખ્ય જ્યોતિષ કે ભવિષ્યકથનની પદ્ધતિઓ છે. આ વિષય પર લખવાની મારી મર્યાદાઓથી હું જ્ઞાત છું. મને ખબર છે કે વિષયની શક્યતાઓ અનંત છે અને મારી ક્ષમતાઓ મર્યાદિત છે..

આના પ્રકાશનની જવાબદારી ઉપાડનાર આદરણીય શ્રી ગોપાલભાઈ પટેલનો આજીવન ઋણી રહીશ. તેમનો પરિચય કરાવનાર મુરબ્બી શ્રી મુકુંદભાઈ દવેનો આભારી છું. મારી ભાષાકિય ક્ષતિઓ નિવારનાર ડૉ. જયકર જોષી અને શ્રી ભાર્ગવ જાનીનો આભારી છું. કૉમ્પ્યુટર કૉપી બનાવીને સતત મદદ કરનાર પ્રિય યોગીન પરીખનો પણ આભારી છું. આખરે મારા બધા લેખન અને પ્રકાશનકાળ દરમ્યાન સૂચન-સ્વરૂપે, સ્નેહ-સ્વરૂપે અને ચૈતન્ય-સ્વરૂપે સતત સાથે ધબકતાં કલ્યાણ-મિત્રો શ્રી અતુલ પરિખ અને અંજુ પરિખનો હું ઋણી છું અને શાશ્વત રહીશ. તેમના સિવાય કશુંયે શક્ય ન બનત.

સ્વ - ઓળખમાં આ પ્રયાસ મદદકર્તા થાય તેવી પ્રાર્થના સહ.....

પ્રેમ - ધ્યાન - મૌનસહ
- સુભાષ ભટ્ટ

O. 1105 - 1106
"સરાય"
કાળવી બીડ,
ભાવનગર - ૩૬૪ ૦૦૨. (ગુજરાત)
ફોન : (૦૨૭૮) ૫૬૯૮૧૫.

# સુભાષ ભટ્ટ : એક પરિચય

તા. ૩૦-૫-૧૯૫૯માં ભાવનગરમાં જન્મ. અંગ્રેજી ભાષા અને સાહિત્યમાં અનુસ્નાતક છે.. ત્યારબાદ ભાષાશાસ્ત્ર અને ઉચ્ચારણશાસ્ત્રમાં ઉચ્ચ અભ્યાસ કર્યો. શિક્ષણ, પર્યાવરણ, વિશ્વ-સાહિત્ય, પરામનોવિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, યોગ અને ધ્યાનના અભ્યાસુ છે.

માનવીય સમસ્યાનો ઉકેલ તંત્ર, ઝેન, તાઓ, યોગ, ધ્યાન અને આંતરખોજમાં છે, તેવી સમજ ધરાવે છે. તે સંદર્ભમાં સતત બાહ્ય અને આંતરિક યાત્રાઓ કરતા રહે છે. બે દાયકાથી હિમાલયના જીવંત સંપર્કમાં છે. માનવીય ચૈતન્યના અનંત વિકાસની શક્યતાઓ પામવા ખાતર પ્રાચીન પરંપરાઓ, પંથો, સંપ્રદાયોનો અભ્યાસ કરે છે. સમાંતરે સમગ્ર ભારતના આશ્રમો, મઠો, સંતો, સાધુ, જ્ઞાનીઓ અને મરમીની મુલાકાતો લે છે. માનવ-ચિત્તની અવ્યક્ત અને અંધકારમય બાજુની ઊંડી સમજ ધરાવે છે.

એકાંત અને સ્વાતંત્ર્ય તેમનો શ્વાસ છે. વિચારો સાથે મૈત્રી છે. શબ્દ અને મૌન હાથવગા રાખે છે. પ્રેમ-મૈત્રી એ તેના ગમતાં સ્થળો છે. આનંદ અને ધ્યાનથી યાત્રામાં નીકળ્યા છે. 'બસ ફરવા આવ્યો છું' તેમ માને છે.

અસ્તિત્વના બધા પરિણામો માણે છે. તેમની 'દિશા આંતરખોજની' અને 'વિધ્યાભ્યાસ: ધ્યાન અને યોગની સહયાત્રા' એવી બે પુસ્તિકાઓ અગાઉ પ્રગટ થઈ છે. અત્યારે તેઓ તંત્ર-સાધના પર કાર્ય કરે છે.

- શ્રી અતુલ પરિખ

# લેખકની અન્ય કૃતિઓ

૧. દિશા આંતરખોજની

૨. વિદ્યાભ્યાસ : ધ્યાન અને યોગની સહયાત્રા

૩. ખોજ અનહદની (પંચમહાભૂતવિદ્યા)

૪. પ્રેમ - મૈત્રી - પ્રાર્થના : એક વેદી, એક યજ્ઞ

૫. એનાગ્રામ (પ્રકાશનમાં)

# વિષયવસ્તુ



## આલેખ-કોઠાની વિગત

૧. સિદ્ધાંત વિહોણી રાજનીતિ

૨. શ્રમ વિહીન સંપત્તિ

૩. નીતિ વિહીન વ્યાપાર

૪. ચારિત્ર વિહીન શિક્ષણ

૫. વિવેક વિહીન આનંદ

૬. માનવતા વિહીન વિશ્રામ

૭. ત્યાગ વિહીન પૂજા

આ સાત સામાજિક પાપ છે.

મિત્ર પણ શત્રુ બનતો,
જીભ તણી એક વાતથી;
શત્રુ પણ મિત્ર બનતો,
આ જીભની જ તાકાતથી.

બીજાના
દોષોને વખોડવામાં
આપણે જેટલો
સમય કાઢીએ છીએ
એટલો જ સમય
એ દોષો આપણામાં
પ્રવેશી ન જાય એની
તકેદારી રાખવામાં કાઢીએ
તો મળેલો આ માનવ જન્મ
અચૂક સફળ થઈ જાય
તેમાં લેશમાત્ર શંકા નથી....

— મુનિ રત્નસુંદરવિજયજી

૧

# જ્યોતિષની ક્ષિતિજ :

## યાત્રા જ્યોતથી જ્યોતિર્મયની

## વિસ્તાર સ્વથી સર્વસ્વનો

**જ્યોતિષ :**

સૌ પ્રથમ એક સ્પષ્ટતા કરવાની ઈચ્છા થાય છે કે આ વિષય અત્યંત ગહન છે અને વિશાળ છે એટલે સમગ્રની વિસ્તૃત રજુઆત શકય નથી અને અભિપ્રેત પણ નથી. અલબત વિશ્વના અતિ પ્રાચીન વિષયોમાં એક છે. આ વિષયનો ઈતિહાસ પણ ખુબ લાંબો છે. અહીં પ્રથમ તો તેનો જન્મ અને વિકાસ કેવી રીતે થયો તેને અત્યંત સપાટી પરથી જોવું છે અને તેના વિકાસ પાછળ કયું મનોવિજ્ઞાન કામ કરે છે તે તપાસવું છે. તેની વિશાળ ક્ષિતિજો અને તેની મર્યાદાઓ અંગે જોઈશું. તે સિવાય ગ્રહો, રાશિઓ, નક્ષત્રોની વિશિષ્ટ અને રહસ્યમય આધ્યાત્મિક અસરો તપાસીશું. જયારે તેના સંદર્ભમાં પરમ જ્ઞાની, ધ્યાની, સંતો, મહંતો, અવતારો, સંન્યાસીઓના જન્મ અને મરણ સમયની સ્થિતિઓ અને તેના સૂચિતાર્થોની વાત કરવી છે. આધુનિક સમયમાં ભવિષ્ય કથન માટે અનેક પદ્ધતિઓ વપરાય છે. તેની ટેકનીકસ જોઈશું. કેટલીક અંત્યત પ્રાચીન પદ્ધતિઓ પણ જોઈશું. આખરે જન્મો અને પુર્નજન્મો પણ જયોતિષના સંદર્ભમાં જોઈશું.

સૌ પ્રથમ વિશ્વના બધા દેશોમાં જયોતિષનો વિકાસ કેવી રીતે થયો તેની છૂટી છવાઈ વિગતો જોઈએ. અલબત્ત ત્યારે જયોતિષ અને ખગોળ એવી ભેદરેખા બંધાયેલી ન હતી તેથી પરિપ્રેક્ષ્ય વિશાળ હતો અને ઉંડાઈ ઓછી હતી. હેતુઓ અલગ હતા અને સાધનો મર્યાદિત હતા.

**જયોતિષના આધારો :**

- બે પરંપરાઓ છે વિશ્વમાં - એક પૂર્વની અને એક પશ્ચિમની. પશ્ચિમની પરંપરામાં

પ્રાચીન નામોમાં સૌથી મોખરે આદમ કે બાબા આદમ છે. આ બાબા આદમનો ત્રીજો દીકરો હતો સેથ. જે જયોતિષ અને ખગોળમાં નિષ્ણાત હતો. જયારે તેને પ્રલય આવી રહ્યો છે તેવી ખબર પડી ત્યારે તેણે પોતાનું જ્ઞાન ન ડૂબી જાય તે માટે બે વિશાળ સ્તંભો બનાવરાવ્યા અને તેના પર રાશીઓ કોતરાવી અને અન્ય મૂળભૂત માહિતીઓ કોતરાવી. આ વાતની સંમતિ જોસેફસ (70 ઈ.સ.) ના લખાણ દ્વારા મળે છે, જેમાં તે કહે છે કે તેણે સિરીઆમાં આવો એક સ્તંભ જોયેલો, તે એમ પણ કહેતો કે અબ્રાહમે ઈજિપ્તના લોકોને જયોતિષનું જ્ઞાન શીખવેલું.

આ પશ્ચિમની પરંપરામાં જયોતિષની પ્રાચીનતાનો એક પુરાવો છે આગાડીનો, સારાગોન પ્રથમ (3800 ઈ. પુ.) ની ટેબ્લેટસ જેમાં જયોતિષ અંગેની માહિતી છે આમ તો ઈજિપ્તના લોકોએ સૌર વર્ષ (Solar year) ને માપેલું.

જેનેસીસના પ્રથમ પ્રકરણ અને સોળમી પંકિતમાં એક વાકય એમ આવે છે, "And God made two great lights; the greater light to rule the day, and the lesser light to rule the night; the made the stars (planets) also"

ફારાઓહ (Pharaoh) જે પિરામિડનો સર્જક કહેવાય છે. જેનો પુત્ર મિસરેઈમ (Misraim) જયોતિષનો વિદ્વાન હતો. પિરામિડમાં તેનો પણ ફાળો હતો. આમ તો પિરામિડ એટલે "The astronomical wonder of all time" બેઈઝ (પાયો) ના ચાર ભાગનો સરવાળો 365,24 ઈંચ થાય છે. જે સો ટ્રોપિકલ વરસનો સરવાળો થાય છે. (દિવસોનો ) અને એક વરસના દિવસો લગભગ 365.24 જ થાય છે.

પ્રાચીન રોમમાં તો જયોતિષના ઘણા વિદ્વાનો હતા. જેમાં વર્જીલ, સીસરો હોરેસ, ફિગુલસ મુખ્ય હતા.

પ્રાચીન સમયમાં ઉરનું શહેર નિનેવાહ, બેબિલોન વગેરે જયોતિષના જાણીતા કેન્દ્રો હતાં.

ટોલેમી, કેટલર, બેકન ફ્લેમસ્ટીડ, વિલિયમ લીલી એ બધા જાણીતા જયોતિષ-ખગોળ-વેત્તાઓ હતા, અરે, ઈંગલેન્ડનો પ્રથમ એસ્ટ્રોનોમર સર આઈઝાક ન્યુટને તો ગ્રિનિચ વેધશાળા બાંધવાના સમયની કુંડળી કઢાવેલી.

નેપોલીઅન સૈનિકમાંથી કોન્સલ થયેલો ત્યારે તે વાત તેને અગાઉ જ એક મુફલિસ જયોતિષીએ કરેલી, ત્યારબાદ નેપોલિયનનો મૃત્યુઘંટ વગાડનારી વોટર લુની લડાઈની આગલી રાત્રે તે જ જયોતિષી નેપોલીયનની કુંડળી લઈને તેને મળવાનો અને ન લડવાની સલાહ આપવાનો પ્રયત્ન કરે છે, પણ તે મળી શકયો નહી. લડાઈ હાર્યા બાદ તેનો મૃતદેહ એક ખાડામાંથી મળી આવે છે. અને હાથમાંથી ફાટેલી નેપોલિઅનની કમનસીબ કુંડલી પણ મળી આવે છે જે ''આર્કાઈવ્ઝ ઓવ પેરીસ''માં રાખવામાં આવી છે.

- પૂર્વની પરંપરામાં આપણે ભારતીય પરંપરા તપાસીએ. ચારેય વેદોને તેના યથા યોગ્ય સ્વરૂપે સાચવવા અને સમજવા માટે છ વેદાંગોને તૈયાર કરવામાં આવ્યા હતા. જે આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| 1. શિક્ષા | 2. કલ્પ | 3. છન્દસ્ |
| 4. જ્યોતિષ્ | 5. વ્યાકરણ | 6. નિરુકત |

અલબત્ત જ્યોતિષ્ વેદાંગ તરીકેનો ઉપયોગ અતિ મર્યાદિત હતો. આ વિધાન આધારે અમુક યજ્ઞક્રિયા કયારે શરૂ કરવી ? ખેતી કયારે શરૂ કરવી ? પાક કયારે લણવો ? વગેરેનો કાલ નિર્ણય કરવામાં આવતો હતો. આ જ્યોતિષ વિદ્યાના પુરસ્કર્તા 'લગધ' નામના ઋષિ હતા. આ જ્યોતિષ વેદાંગ તરીકે બે ગ્રન્થો મળી આવે છે. ઋગવેદ સંબંધિત ''આર્ય જ્યોતિષ'' અને યજુર્વેદ સંબંધિત ''યાજુષ જ્યોતિષ્''. આ ગ્રંથોના સર્જનકાળ અંગે ઘણા મતો છે. તેમાં બે મતો મુખ્ય છે. એક મેકસમ્યૂલરનો - જે એમ માને છે કે આની રચના ઈ.સ. પૂ. 300 માં થયેલી અને બીજો મત પ્રોફે. વેબરનો - જે એમ માને છે કે આની રચના ઈ.સ.પૂ. 500 માં થયેલી હશે. કેટલાક પરંપરાગત આચાર્યો એમ માને છે કે વેદોનો મુખ્ય વિષય યજ્ઞ છે અને તે કયારે કરવા એનો નિર્ણય કરવા માટે કાલગણના, તિથિ-ઋતુ, વર્ષ, પ્રાતઃ સાયંકાળના મુહૂર્તો જુદા જુદા નક્ષત્રોની સ્થિતિ વગેરે જાણવું. ઉપરોકત ગ્રંથોમાં શ્લોકોની સંખ્યા બહુ નથી. ઋગવેદિય કે આર્યજ્યોતિષમાં 36 અને યાજુષ જ્યોતિષમાં 43 છે.અલબત્ત હવે એક 'અથર્વવેદ જ્યોતિષ' નામનો 162 શ્લોકવાળો ગ્રંથ મળી આવ્યો છે. વેદાંગ જ્યોતિષની એક આશ્ચર્યજનક વાત એ છે કે તેમાં રાશિઓનો ઉલ્લેખ નથી અને સમયની ગણના 27 નક્ષત્રોને આધારે કરવામાં આવે છે. આ વૈદિક દ્રષ્ટા ઋષિઓ ઋત, સત્ય અને તપને અનુસરીને જીવતા, તેથી તેમની વાણીમાં સત્ય અને ઋતનું પ્રાગટ્ય થયેલું. આ વૈદિક ઋષિઓ તો વૈજ્ઞાનિક ખોજ માટે ઋતંભરા પ્રજ્ઞાને જાગ્રત કરવાનું જ અત્યંત મહત્વનું લેખતા.

આ બધી પરંપરાઓની અછડતો ઉલ્લેખ આપણે માત્ર એક પશ્ચાદ મળે તે હેતુસર કર્યો છે અને નહિ કે જ્ઞાન મળે તે હેતુસર. આ પશ્ચાદ પર જ આપણે આગળ ઉપર એ જોવાના છીએ કે આધુનિક સમયમાં જ્યોતિષ્‌ની કે ભવિષ્ય જોવાની કેટલી પદ્ધતિઓ આવી અને તે બધામાં કેટલું તથ્ય, સત્ય અને વાસ્તવિકતાઓ છે. તે બધી પદ્ધતિઓમાં કેટલી ક્ષમતાઓ કે શકયતાઓ છે. આ બધી વિગતો વિચારીએ તે પહેલાં સૌથી મહત્વનું તો એ છે કે જ્યોતિષ્‌ની વૃતિ અને પ્રવૃતિ પાછળ કયું મનોવિજ્ઞાન કામ કરે છે । આખરે શા માટે માણસ સમય કે કાળના પગલાંઓ જોવા માગે છે ? ત્રિકાળને સ્પર્શવા એટલે શું ? તેની બાદ શું ? આખરે જ્યોતિષનો હેતુ અને ઉપયોગ શું ? નિરપેક્ષ જ્યોતિષ જેવી કોઈ વસ્તુ છે ખરી ?

## જયોતિર્મયનું દ્વાર :-

જયોતિષ અંગે લાખો વિચારો રજૂ થયા હશે પણ પરમ પ્રાજ્ઞ ઓશોના વિચારો શ્રેષ્ઠ છે. તે કહે છે કે જયોતિષ એ અસ્ત થઈ રહેલું કે બુઝાઈ રહેલું જયોતિર્મયનું વિજ્ઞાન છે. એક એવી જબરદસ્ત ઈમારત કે જેના હવે ખંડેરો જ બચ્યાં છે. આ ઈમારત નષ્ટ થવાનું કારણ તેના કહેવા પ્રમાણે એક જ છે અને તે તેનો મદારીગીરી જેવો ઉપયોગ, ખરેખર તો જયોતિષનો ઉપયોગ પરમના પ્રવેશદ્વાર તરીકે થવો જોઈએ. જયોતિષના ત્રણ વિભાગ છે: અનિવાર્ય, અર્ધ-અનિવાર્ય અને પરિવર્તનીય. આપણા સંદર્ભમાં અનિવાર્યને સમજી લેવાથી અર્ધ-અનિવાર્ય અને પરિવર્તનીયની દિશા બદલી શકાય છે અને સાધના ઝડપી બનાવી શકાય છે.

સર્જન અને ઉત્ક્રાંતિની દ્રષ્ટિએ જોઈએ તો આપણે આપણી અંદર જ આંતરતારકીય અવકાશ, બ્રહ્માંડકીય વિકિરણો, અવકાશમાં વિચરતા જયોતિઃપુંજો, ગ્રહો, ધૂમકેતુઓ, નક્ષત્રોના અંશો લઈને બેઠા છીએ. મારી, તમારી અને આપણી સૌની અંદર ઘટકતત્વો તરીકે આ આકાશીય તત્વો અને અસરો છે. સૂર્યનો અંશ પૃથ્વીમાં અને પૃથ્વીનો અંશ આપણા બધામાં છે.જાણે કે એક મા-બાપના અનેક સંતાનો. આધુનિક વિજ્ઞાન એમ કહે છે કે જે વ્યકિતઓ કે વસ્તુઓ એક જ સ્રોતમાંથી સર્જન પામી હોય તે બધામાં એક સમાન પ્રકારની સંવેદના અને અનુભૂતિ જોવા મળે છે, જેને Empathy કહે છે. તે દ્રષ્ટિએ સૂર્ય આપણો મહાપિતા છે અને તેથી તેના દરેક સંતાનોમાં તેના અંશો અને અસરો હોય છે. આ સુર્ય પૃથ્વી અને આપણી વચ્ચે સૂક્ષ્મ પ્રકારનું પ્રત્યાયન (Communication) કે સંવાદ છે. અને આ ત્રણેયના જીવન ધબકારામાં એકસૂરતા છે, સુસંવાદિતતા છે, સાયુજય છે. આ બધા અન્યોઅન્ય ને પ્રતિબિંબિત કે પ્રતિધ્વનિત કરે છે, જેને આપણે Empathy પણ કહી શકીએ. આ અંગેનું એક સામાન્ય દ્રષ્ટાંત જોઈએ. અમેરીકાનું વૃક્ષ સંશોધન કેન્દ્ર એમ કહે છે કે દર અગીઆર વરસે સૂર્ય પર રેડીયો એકટીવીટી અત્યંત તીવ્ર બની જાય છે. તેથી ઉર્જાની માત્રા અને તીવ્રતા વધી જાય છે. તેની સામે સ્વરક્ષણ કરવા પાટે પૃથ્વી પરના તમામ વૃક્ષો પોતાની ચામડીની જાડાઈ વધારી દે છે. તેથી પૃથ્વી પરના વૃક્ષને આડું છેદવામાં આવે તો તેની અંદરના વર્તુળો (જેના દ્વારા તેનું આયુષ્ય નિશ્ચિત થાય છે)માં દર અગિયારમું વર્તળ જોવા મળે છે. તેને લીધે તે સંસ્થાનના ડાયરેકટર શ્રી ડગ્લાસે "Climate of the earth" એવો શબ્દ વાપરવાનો શરૂ કર્યો છે. વૃક્ષ પાસે શરીર છે પણ એટલું સંવેદનશીલ ચિત્ત નથી. તેથી તે આવી ઘટનાઓને શરીર પર રેકર્ડ કરે છે. જયારે મનુષ્ય પાસે અત્યંત સંવેદનશીલ ચિત્ત છે. તેથી તે આવી અસરો ચિત્ત પર નોંધે છે. આ અગિયારની જેમ એક નેવુ વરસનું વર્તુળ છે જેને ધરતીકંપ સાથે આંતરિક સંબંધ છે. માનવજીવનમાં બદલાહટનું આવું એક વરસનું વર્તુળ પણ કામ કરે છે. પરમ વિજ્ઞાનોમાં એવું એક અઢી હજાર વરસ પછી નિયમિત રીતે આવતું બુદ્ધત્વનું વર્તુળ પણ છે, એક એવો ગુહય વિચાર પણ છે કે દર ૧ થી ૪૫ વરસ સુધી સૂર્ય વિકસે છે કે જુવાન થાય છે અને પછી ૪૫ થી ૯૦ સુધી તે સંકોચાય છે,

અસ્ત થાય છે કે મૃત્યુ પામે છે. આ બે તબક્કાઓ પૃથ્વી પર અનુક્રમે તંદુરસ્તી અને બિમારી લાવે છે. પ્રાચીન ઈજિપ્તના ફેરો રાજા એમ માનતા કે સૂર્ય અને નદી વચ્ચે સતત સંવાદ હોય છે. તેથી તેણે નાઈલ નદીનો ચાર હજાર વરસનો ઈતિહાસ લખાવ્યો અને કેટલાક અનુમાનો તારવ્યા.

આપણા ઉપર આ પ્રભાવો અને અસરોનો સતત મારો ચાલે છે. જેને આપણે Cosmic influence કહી શકીએ. અલબત્ત એ અલગ વાત છે કે આવી સૂક્ષ્મ સંવેદનોના પ્રત્યક્ષીકરણની એક સીમા છે. આપણી બધી જ જ્ઞાનેન્દ્રિયોની લઘુત્તમ અને મહત્તમ એવી બે મર્યાદાઓ છે. જેને આપણે ક્યારેય પણ ઓળંગી શકતા નથી. પછી જે અવાજ હોય કે દૃશ્ય હોય. જન્મ લેતુ બાળક એ tabula rasa અથવા વણલખ્યો કાગળ છે. તેના બે જન્મો થાય છે. એક ગર્ભધારણ સમયે કે જ્યારે જીવનું પ્રથમ અવતરણ થાય છે અને બીજું જ્યારે તે જગતમાં પ્રવેશે છે. આ બે તેની ફિલ્મ પરના એક્સપોઝર છે. જે તેના છેલ્લા શ્વાસ સુધી ટકી રહે છે. આ બે એક્સપોઝર કે બે ઘટનાઓ તેના ચિત્ત પર અંકિત થાય છે. આ દૃષ્ટિ એ જોઈએ તો તેના પર સ્રૈણ કે માતૃત્વની છબી કાયમી રહે છે. અને તેનો જન્મ સમય એટલે કે દિવસ કે રાત્રી એ પણ અંકિત થાય છે. મનોવિજ્ઞાનની પરિભાષામાં તેને Trauma કહે છે. અસ્તિત્વ કે જીવન એ સતત લહેરાતો અને ઉછળતો એવો ઉર્જાનો દરીઓ છે જે Energy Fields માં આપણો જન્મ થાય તેની અસર આપણી પર કાયમી રહે છે. એ દૃષ્ટિએ જીવનની કે શ્વાસની પ્રથમ ક્ષણ અત્યંત મહત્વની છે. કેમેરાની ફિલ્મની જેમ જ. જનમના સમયે જ (જન્મ લગ્ન) આપણા ગમા, અણગમા, શકયતા, ક્ષમતા વ. નિશ્ચિત થઈ જાય છે, જે પછીની જિંદગીમાં આપણે નિભાવવાના છે. આ દૃષ્ટિએ આપણે ગુલામ છીએ. જન્મ સમયે ધનભાર અને ઋણભાર એટલે કે સ્ત્રી અને પુરુષ એ બન્નેનું સપ્રમાણ એક્સપોઝર આપણને મળવું જોઈએ; પણ એમ બનતુ નથી, કારણ કે દરેક બાળકને સ્ત્રીનું એક્સપોઝર મળે છે એટલે સમગ્ર જીવનમાં આ અસમતુલાને કારણે ખિંચાવ કે તનાવ રહે છે.

આધુનિક ખગોળશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રોના તથ્યો નજર સામે રાખીએ તો એક વાત સ્પષ્ટ બને છે કે આપણા બ્રહ્માંડમાં પથરાયેલા દરેક આકાશી તત્વોના ઉર્જાક્ષેત્રો, ગેસ, રેડીઓ એકટીવીટી, તાત્વિક ક્ષમતાઓ અને શક્યતાઓ અલગ અલગ છે. તેથી બાળકના જન્મ સમયે તેના અંતર (આકાશી તત્વોના) પ્રમાણે તેના પ્રભાવો અને અસરો આપે છે. આ પ્રભાવો એ માત્ર શરીરસ્તરનો સ્થુળ પ્રભાવ નથી, પણ ચૈતન્ય સ્તરનો સૂક્ષ્મ પ્રભાવ પણ છે. એક સ્થૂળ દ્રષ્ટાંત લઈએ. હિરોશીમા અને નાગાસાકિ પર ફેંકાયેલા એટમ બોમ્બની ક્ષમતા તો ખાસ હતી પણ નહિ (આજના સંદર્ભમાં) છતાં લાખો મર્યા અને વરસો સુધી જન્મતા બાળકો અપંગ જનમ્યા. હવે આપણે કલ્પના કરી શકીએ કે

આવા અબજો - અબજો બોમ્બનું દ્રવ્ય ધરાવતાં ગ્રહોની પ્રભાવિત કરવાની ક્ષમતા કેટલી ? સમકાલીન સમયમાં ઉર્જા પર ઘણું સંશોધન અને પ્રયોગ થઈ રહ્યો છે, ત્યારે એક વાત નોંધવા જેવી છે કે આપણી આસપાસમાં અને અંતરિક્ષમાં પથરાયેલી બહુ ઓછી ઉર્જાનો આપણે ઉપયોગ કરીએ છીએ. જ્યોતિષ એટલે આ આકાશીય તત્વોની ઉર્જાને જાણવી, સ્વીકારવી, આવકારવી અને પરમની સાધનામાં તે તથ્યો અને સત્યોનો ઉપકરણો તરીકે ઉપયોગ કરવો.

## જ્યોતિષના દૃષ્ટિબિંદુઓ :-

આ પરમની સાધનામાં તેનો ઉપયોગ કરતાં પહેલા જ્યોતિષની મર્યાદાઓ અને વિસ્તારો સમજી લેવા જોઈએ. તે માટે જ્યોતિષના ત્રણ વિભાગો કે વિસ્તારો સમજવા પડશે.

(1) **અનિવાર્ય જ્યોતિષ :-** અનિવાર્ય એટલે એવું કે જેમાં કોઈ જ ફેરફાર શકય નથી. તેના અંગે જાણવું પણ અત્યંત મુશ્કેલ છે. ધર્મોએ વેદાંગ તરીકે આ તત્વને જાણવા માટે જ્યોતિષ રચેલું. અત્યંત ગહન અને રહસ્યમય છે, જેની સાથે તાલમેલ અને સહયોગ સિવાય કોઈ ઉપાય નથી.

(2) **અર્ધ અનિવાર્ય જ્યોતિષ :-** આ એવો વિસ્તાર છે કે જે જાણી લેવાથી પરિવર્તન શકય છે અને ન જાણવાથી પરિવર્તન શકય નથી. આ અંગે અજ્ઞાની રહીએ તો પણ બનવાનું છે તે બનશે અને જો જાણી લઈએ તો વિકલ્પો છે. બદલાહટ કે પરિવર્તનો શકય છે. સારવાર કે ચિકિત્સા કરવાથી કેટલાક રોગ નિવારી શકાય છે અને જીવન વધુ સારી રીતે જીવી શકાય છે.

(3) **નિવાર્ય જ્યોતિષ :-** સામાનાય રીતે જેને લોકો જ્યોતિષ કહે છે તે આ વિસ્તાર છે.આ નિવાર્ય છે. આમાં બધું પરિવર્તનીય છે. આ બિનજરૂરી કે નિરર્થક તથ્યો કે વિગતોનો વિસ્તાર છે. આ વિસ્તાર સાંયોગિક વિગતોનો છે. આવી ઘટનાઓના હજારો કારણો હોઈ શકે પણ આ બનાવો અનિવાર્ય નથી. તમારા ''હોવા'' સાથે તેને કોઈ નિસ્બત નથી. તમારા આત્મા કે અંતરંગ સાથે તેને કોઈ લેવા-દેવા નથી. આ ઘટનાઓ છીછરી કે ઉપરી છે. તે સપાટી પરની છે. દા.ત. હું કઈ તારીખે, કયા મહિનામાં અને કઈ સાલમાં લગ્ન કરીશ ? અથવા તો મારે કેટલા સંતાનો થશે ? અથવા તો ગુરૂનો નંગ પહેરવાથી મને પુત્રરત્ન પ્રાપ્ત થશે ? આવી વિગતોમાં અટવાઈ જવાને કારણે જ્યોતિષ ખલાસ થઈ ગયું. કોઈપણ શાસ્ત્રને સ્થિર રહેવા માટે આધારની જરૂર હોય છે. અને બિનજરૂરી વિગતો પાયામાં હોય તો તે ઈમારત પડી જાય છે.

ઉપનિષદોના ઋષી એમ કહેતા કે " I am the substratum of the whole universe" તેવી જ રીતે ગૌતમ બુદ્ધ પણ કહેતા કે જ્યારે પણ તમે

પ્રજ્ઞા પામો ત્યારે સમસ્ત બ્રહ્માંડનો આભાર માનો અને ત્રાણેય કાળના બુદ્ધ પુરુષોને નમો, કારાણ આ બધાનો તેમાં ફાળો છે.જયોતિષ પાણ આ વાત કરે છે કે આપાણે બધા અલગ - અલગ નથી પાણ-કોઈ એક પરમ અસ્તિત્વના અંશો છીએ. કદાચ આ કારાણે જ ઓશોએ જયોતિષને અદ્વૈતનું વિજ્ઞાન કહ્યું હશે. આપાણી અંદર જોડાયેલા ત્રાણ કાળને દર્શાવે તે જયોતિષ, બાકી બિનજરૂરી તથ્યો પર ભમ્યા કરે તે ભવાઈ છે. જયોતિષ નથી. આપાણે નાકથી શ્વાસ લઈએ અને સમગ્ર શરીરના રૂંવાડા જીવંત રહે છે. તેવી જ રીતે સૂર્ય ધબકે છે. અને આપાણે જીવીએ છીએ. આ જયોતિષ આપાણી બંધારાણીય ક્ષમતાઓ અને શકયતાઓ સૂચવે છે. આપાણી મર્યાદાઓ અને સરહદો સૂચવે છે. જેને ધ્યાનમાં રાખીને આપાણે સ્વતંત્રતા ભોગવવાની છે અને તે સ્વાતંત્ર્ય સાધકનું અને સાધનાનું શિસ્તબદ્ધ અને સંયમી સ્વાતંત્ર્ય છે. કારાણ કે જેવું આપાણે જાાણી લઈએ છીએ કે આપાણે પરમ નથી પાણ તેના નામમાત્ર રૂપી અંશ ત્યારે આપાણી વૈયકિતક અસ્મિતા અને અહંકારનો લોપ થાય છે.

આમ જયોતિષ એટલે પરમનું પ્રવેશદ્વાર, અદ્વૈતનું વિજ્ઞાન, જયોતિર્મયનું જ્ઞાન.

જયોતિષ એક વાત ભારપૂર્વક સૂચવે છે કે આખું બ્રહ્માંડ એ એક અંગ અથવા શરીર છે. બધુ જ અન્યોઅન્ય આશ્રિત અને આધારિત છે. દા. ત. પગમાં ઈજા થાય છે. ત્યારે તેનીવેદના મન દ્વારા અનુભવાય છે. આમ Cosmic કેમીસ્ટ્રી કે organic unity એ બન્ને આ સંદર્ભમાં વાપરવા જેવા શબ્દો બને છે. તે સિવાય planetary heredity અથવા ઉપગ્રહીં વારસો પાણ કહીં શકાય. આ બધા અંગોની પોતાની લયબદ્ધતા કે સુસંવાદિતતા છે. તે તૂટે ત્યારે માાણસ અસ્વસ્થતા અને જીવન અરાજકતા અનુભવે છે. એ અંગે પ્રાચીન સમયથી જ ખુબ સભાનતા હતી આ અંગે બે ગ્રીક વિદ્વાનોના દષ્ટાંતો પૂરતા છે.

1. પાઈથાગોરસ એમ કહેતા કે દરેક ગ્રહો, નક્ષત્રો, તારાઓ જયારે પાણ અંતરિક્ષમાં ભ્રમાણ કરે છે ત્યારે એક વિશિષ્ટ ધ્વનિ પેદા થાય છે. દરેક નક્ષત્રનું પોતાનું એક સંગીત છે, પોતાનો એક ધ્વનિ છે. અને તે બધા ધ્વનિઓ વચ્ચેની એક તાલબદ્ધતા છે. જાાણે એક ઓર્કેસ્ટ્રા. આ દષ્ટિએ જયારે બાળક જન્મે ત્યારે તે સમયના નક્ષત્રોનું વિશિષ્ટ છતાં નિશ્ચિત સંગીત તેના નિર્દોષ અને કોરા ચિત્ત પર કાયમી ધોરાણે અંકિત થઈ જાય છે અને સમગ્ર જીવનકાળ માટે તેની સ્વસ્થતા અને સ્વસ્થતાનું કારાણ બને છે.
2 પેરાસેલ્સસે તો દર્દીઓને દવા તેની કુંડલીઓ જોઈને આપવાનો નિયમ કર્યો હતો. અંગત રીતે મને પાણ એમ લાગે છે કે તમારા બંધારાણમાં પંચતત્વો (આકાશ, વાયુ, જલ, અગ્નિ અને પૃથ્વી)માંથી શેનું પ્રાધાન્ય છે તે જાાણી લીધા બાદ વ્યકિતના રોગોને ઓળખવા અને નિવારવા સહેલા છે.

ભારતીય પરંપરામાં તેથી જ વૈદિક અને જયોતિષને જોડયું હશે. તે સિવાય વિશ્વની તમામ ચિંતન પરંપરાઓમાં કર્મ અને પુર્નજન્મ અંગે આટલું ગહન અને વિસ્તૃત

ચિંતન ભારત સિવાય કોઈપણ દેશમાં નથી થયું.જયોતિષ એમ કહે છે કે તમારી આજ છે તે ગઈકાલમાંથી નીકળે છે અને તમારી આવતીકાલ આજમાંથી નીકળશે. તેનો અર્થ એ થયો કે સૂક્ષ્મ નજરે જોવામાં આવે તો આવતી કાલ અને ગઈકાલને આજે જોઈ શકાય. મહાવીર પણ એમ કહે છે કે જે થવાનું છે તે એક અર્થમાં બની જ ગયું છે. એ ક્રિયમાણ છે. આધુનિક ભૌતિકશાસ્ત્ર "Quanta" નામનો શબ્દ વાપરે છે જેનો અર્થ થાય છે.Simultaneous અથવા 'સાથે-સાથે' એટલે કે બે ઘટનાઓની સમાંતરતા. આઈન્સ્ટાઈન તો એમ કહે છે કે સ્થળ, સમય, ગતિ એ બધું સાપેક્ષ છે. જો પ્રકાશ કરતાં તમારી ગતિ વધારે હોય તો ભવિષ્ય ? કે ભુતકાળના બનાવો તમે જોઈ પણ શકો. બનાવોની કેડી (Time track રેન હબાર્ડના શબ્દોમાં) પર તમે ચાલો તો ક્રમબદ્ધ રીતે બધા જ બનાવો તમે જોઈ શકો. જૈનો પ્રતિક્રમણ કરે છે જેમાં તેઓ સમયમાં પશ્ચાદ ગતિ કરે છે, અલબત તેમાં તેનો હેતુ અલગ હોય છે. મહાવીર જાતિ - સ્મરણના પ્રયોગો કરાવીને તેના શિષ્યો ને તેનો ભૂતકાળ દેખાડતા. આ વાતને મનોવૈજ્ઞાનિક regression કહે છે. અલબત્ત આ બધામાં થોડાક તફાવતો છે.

જયોતિષ એવી વિદ્યા છે કે જેમાં ભૂતકાળની જે અસરો, નિશાનો, પ્રભાવો, રેખાઓ વગેરે વર્તમાનમાં જોવા મળે છે. તેના દ્વારા ભવિષ્ય જોઈને પરમ સાધના સાકાર કરવી. પરમ ચૈતન્ય તરફની અંતરયાત્રા શરૂ કરવી.

## આપણે ગુલામ છીએ :-

આખરે આખા એવા વિસ્તૃત બ્રહ્માંડનો ખ્યાલ મેળવવા વિશ્વભરના ખગોળશાસ્ત્રીઓ મચી પડયા છે, અને તેમાંથી જે વિગતો સાંપડી છે તે કોઈપણ સંવેદનશીલ વ્યકિતને હલબલાવી નાખનારી છે. તેમાંથી કેટલાક નમુનાઓ સપાટી પરથી જોઈએ.

- આઈન્સ્ટાઈને એમ પુરવાર કર્યું છે કે પ્રકાશને પણ પોતાનું દબાણ હોય છે. તારાઓ પ્રકાશ-ઉર્જાઓ એટલી બધી ફેંકે છે કે તારાથી લાખો કિ.મી. દૂર હો તો પણ એક કાગળના ટુકડાની જેમ ઉડી જાવ. અરે તારાથી 6 કરોડ દૂર આવેલા ગ્રહો પરના બધા જ પદાર્થોને શેકીને વાયુ કરી નાખે છે.
- કાર્બોનેશિયસ કોન્ડ્રાઈટ નામે ઓળખાતી ઉલ્કાઓના અભ્યાસ દ્વારા ખ્યાલ આવ્યો છે કે તેમાં સેન્દ્રિય રેણુઓ હોય છે. આ રેણુઓનું આપણું શરીર બનેલું હોય છે. આવી ઉલ્કાઓ 4 અબજ અને 60 કરોડ વર્ષ જૂની છે. કદાચ તેથી જ પ્રો. યશપાલ (સ્પેસ એપ્લીકેશન સેન્ટર અમદાવાદ) કહે છે."We have a stellar ancestry"
- સૂર્ય અન્ય ગ્રહો, આકાશગંગા, તારાવિશ્વ અને બીજા અબજો સૂર્યો અને ગ્રહો એમ આખો કાફલો સેકન્ડના વીસ કિ.મીની ગતિએ અનંતતા માપી રહયો છે. આપણું તારા વિશ્વ ત્રણ લાખ પ્રકાશ વર્ષ જેટલું વિસ્તરેલું છે.

- આપણી આજુબાજુનું વાતાવરણ અવકાશમાંથી આવતા ક્ષ-કિરણો, ગામા કિરણો, અલ્ટ્રાવાયોલેટ કિરણો વગેરેના કિરણોત્સર્ગ સામે આપણું રક્ષણ કરે છે.
- સૂર્યમાળાની બહારના શાસ્ત્રને ''એકઝો-બાયોલોજી'' કહે છે.
- આપણી પોતાની ગેલેક્ષી - આકાશગંગા તારા વિશ્વમાં 150 અબજ જેટલા તારાઓ છે. પ્રકૃતિને ખાસ એકાંત ગમતું નથી. તેમાં પછી સમગ્ર સૃષ્ટિનું સર્જન થયુ તેવી અણુ બેલડી હોય (પ્રોટીન - ઈલેકટ્રોન) કે આવા અબજો તારાઓ. સ્વ. રા. પાઠકે એક કાવ્યમાં ગાયું છે,
  ''જગત બધું બેલડીએ વિહરે''
- આપણાં સૂર્યનું આયુષ્ય 10 અબજ વર્ષનું ગણાય છે.
- આપણા તારા વિશ્વો જેવાજ અન્ય 200 અબજ તારા વિશ્વોની કલ્પના વૈજ્ઞાનિકોએ કરી છે.
- હુબલે એટલું સાબિત કર્યુ છે (તારાના રંગપટલો પરથી) કે તારા વિશ્વો આપણાથી દૂર ભાગે છે.
- ઓસ્ટ્રેલિયાના રાઈડિંગ હિલ નામના પર્વત પરના એક દૂરબીને આપણાથી 18 અબજ પ્રકાશવર્ષ દૂરનો એક જ્યોતિપિંડ - કવસાર શોધી કાઢો છે. એક હેઈલ નામનું ટેલિસ્કોપ 10000 માઈલ એટલે આશરે 16000 કિ.મી દૂરની સળગતી મીણબત્તી પણ જોઈ શકે.
- પલ્સાર એટલે નિયમિત સમયાંતરે રેડીઓ તરંગો છોડતા પિંડો.
- એક ગેલેક્ષી (જે આપણાથી 10 અબજ પ્રકાશવર્ષ દૂર છે) સેકન્ડના બે લાખ કિ.મી.ના વેગથી પૃથ્વીથી દૂર ભાગે છે.
- A Theory of chemical origin of life એમ માને છે કે પૃથ્વી પર કેટલાક પ્રાથમિક દ્રવ્યોનાં દ્રાવણના સમુદ્ર પર વિજળીના સ્પાર્ક પડવાથી એમાઈનો અસિડ ઉત્પન્ન થયો અને ધીમે ધીમે તેમાંથી જીવન ઉત્પન્ન થયું.
- ન્યુટ્રીનો ઈલેકટ્રોનના ભાઈ જેવો સૂક્ષ્માતિસૂક્ષ્મ કણ છે. પણ એના પર કોઈ વિજભાર નથી. આ ન્યુટ્રીનો સચરાચર છે. બધા જ તારાઓ, ગેલેક્ષીઓ વ.ન્યુટ્રીનો છોડે છે. આ ન્યુટ્રીનો ઉર્જાવાન છે.

જો એ પૃથ્વી પર પડે તો પૃથ્વીના પિંડમાંથી આરપાર સોંસરવો નીકળી જાય. આપણો સુર્ય દર ,સેકન્ડે અબજો ન્યટ્રીનો છોડે છે અને એ બધા પૃથ્વી પર પડે છે. આપણા શરીરમાંથી પ્રતિક્ષણ એક હજાર અબજ ન્યુટ્રીનો પસાર થયા જ કરે છે.

# વ્યકિત : આકાશની પ્રયોગશાળા

આ રીતે વ્યકિત પર 360° ના ખુણાની જેમ 360 પ્રભાવો પડે છે.

વ્યકિત પર પડતી વિવિધ અસરો

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સમયની | વાર | નક્ષત્ર | ધાતુઓ | અવકાશીપિંડો | ઉર્જાઓ | શારીરિક |
| કાળની | તિથિ | રાશિ | રંગો | ગેલેક્ષીઓ | કણો | મનોવૈજ્ઞા. |
| કલાક | માસ | કરણો | નંગો | આકાશીઉર્જાઓ | તરંગો | સામાજિક |
| મિનિટ | યોગ | અયનો | તત્વો | આકાશીરસાયણો | ૪-ફોર્સ | આર્થિક |
| સેકન્ડ | ૠતુ | ગોલ | | ક્વાસાર્સ | અજ્ઞાતઉર્જાઓ | આધ્યાત્મિક |
| ગતિની | વરસ | તારાઓ | તન્માત્રા | પલ્સાર | ભૌતિકશાસ્ત્રીય | ધાર્મિક |
| અંશો | પક્ષ | ગ્રહો | કર્મો | ધૂમકેતુઓ | | રસાયણીય |
| દિશા | મુહુર્ત | ઉપગ્રહો | વિચારો | બ્લેકહોલ્સ | | મજ્જાતંત્રીય |
| ભૂત | ખૂણાઓ | | વાસનાઓ | ડવાર્ફ | | રૂધિરાભિસ-રણીય |
| ભવિષ્ય | | | ઈચ્છા | વિકિરણો | | |
| વર્તમાન | | | હેતુઓ | જ્યોતિ:પુંજો | | |
| પૂર્વજન્મો | | | આકાંક્ષા | જ્યોતિપિંડો | | |
| | | | સ્વપ્ના | | | |

- ચાર મુળભુત ફોર્સ છે.
  1. Force of gravitation - ગુરૂત્વાકર્ષણ
  2. Electro - magnetic - વિદ્યુત ચુંબકીય
  3. Strong nuclear - એકબીજાને ધકેલવાની સ્વભાવગત વૃતિ ધરાવનાર પ્રોટોનને અણુ કેન્દ્રમાં એકઠા રાખનારું બળ
  4. Weak nuclear Force - મૂળભૂત કણોને એકમાંથી બીજામાં થતાં પરિવર્તન સમયે વ્યકત થતું બળ
- ન્યુટ્રીનો એ એક Fundamental particle છે. આ પણ પદાર્થનો એક મૂળભૂત કણ છે. (પ્રોટોન, ન્યુટ્રોનની જેમ.) આ ન્યુટ્રીનોનો દ્રવ્ય સંચય 35 ઈલેકટ્રોન વોલ્ટ જેટલો છે. આ ન્યુટ્રીનો પણ તરંગ અને કણ બન્નેના ગુણ ધરાવે છે. સમસ્ત બ્રહ્માંડમાં દર ઘન સેન્ટિમિટરે 360 ન્યુટ્રીનો છે. વિજ્ઞાનીઓ તો એમ

કહે છે કે આપણી આજુબાજુ દર ઘન સેન્ટિમિટરે એક થી દસ કરોડ જેટલા ન્યુટ્રિનો ત્રણસો કિ.મીના વેગથી ઘુમરી મારી રહ્યા છે.

- તારાઓ અનેક પ્રકારના છે. વિરાટ, વામન, રૂપવિકારી, સ્ફોટક, મહાસ્ફોટક, રેડીઓ તરંગ છોડતા તારાઓ, કેવળ ક્ષ. કિરણ છોડતા અદ્રશ્ય પિંડો.
- આપણી ગેલેક્ષીની બહારથી પ્રચંડ ઉર્જાવાળા રેડીઓ તરંગ છોડનારા પિંડો ઘણા - આને "કવેસાર્સ" કહીએ છીએ. આ કવેસાર્સ એટલે ક્વાસી સ્ટેલર રેડીઓ સોર્સ. કેટલાક કવેસાર્સ તો પૃથ્વીને એક અબજ વર્ષ સુધી ચાલે એટલી ઉર્જા એક સેકન્ડમાં છોડતો પિંડ છે. સેકન્ડના બે-અઢી લાખ કિ.મી. નો વેગ છે. કેમ્બ્રીજ યુનિ. એ આવા કવેસાર્સની યાદી બનાવી છે.
- અવકાશી પિંડોમાંથી અનેક પ્રકારના કિરણો નીકળે છે. જેમાં ગામા, ક્ષ, પ્રકાશ, અલ્ટ્રાવાયોલેટ, ઈન્ફ્રારેડ, માઈક્રોવેવ્ઝ, રેડીઓ તરંગ વગેરે મુખ્ય છે.
- બ્રિટીશ - ઓસ્ટ્રેલિયન વિજ્ઞાનીઓએ એક એવો પિંડ નોંધ્યો છે જે આપણાથી વીસ અબજ પ્રકાશવર્ષ દૂર છે. અને સૂર્ય જેવા એક હજાર અબજ પિંડો જેટલી ઉર્જા પ્રતિક્ષણે અવકાશમાં ફેંકે છે. એક હજાર અબજ - 1000000000000 આપણો સૂર્ય એની સપાટીના ક્ષેત્રફળના દર ચોરસમીટરે 70000 હોર્સપાવર જેટલી ઉર્જા ઉત્પન્ન કરે છે.
- મેગ્નીટયુડ અથવા તેજાંકની ગણતરી વિચિત્ર છે. જેમ પ્રકાશ વધે તેમ તેજાંક શૂન્યથી પણ નીચે ઉતરે.
- મૃગશીર્ષ, રોહિણી અને કૃતિકાઓમાં અનેક તારાઓ જન્મી રહયા છે.
- તારાઓ મરે ત્યારે તેઓ બ્લેક ડવાર્ફ, વ્હાઈટ ડવાર્ફ, ન્યુટ્રોન સ્ટાર, બ્લેક હોલ એવા મડદાં બની જાય છે.
- આપણે બ્રહ્મ સંયોગ અને બ્રહ્મ ઉત્ક્રાંતિ ના ફરજંદો છીએ. 45761
- પૃથ્વી અને સૂર્ય વચ્ચે 9 કરોડ 30 લાખ માઈલનું અંતર છે
- સૂર્યમાંથી અપાર શકિતશાળી વીજભારયુકત કણો કલાકના 16 લાખની ઝડપે છૂટે છે. તેને સૂર્યવાત કહે છે, પણ પૃથ્વી આસપાસનું ચુંબકીય કોચલું (magnetosphere) તેને પેસવા દેતું નથી.
- બ્રહ્મસ્ફોટ દ્વારા જયારે બ્રહ્માંડનું સર્જન થયુ ત્યારે એ બ્રહ્માંડનું પંચોતેર ટકા દ્રવ્ય હાઈડ્રોજનને પચ્ચીસ ટકા દ્રવ્ય હિલિયમનુ જ હતું. જાણે બાળકના જન્મ પહેલાનું ગર્ભ પરનું આવરણ પ્લાસેન્ટા.
- There are millions of black holes in the universe "ડૉ. ચન્દ્રશેખર

ઘણીવાર એમ બને છે કે પરમ ચૈતન્યવાન પ્રજ્ઞા પુરુષો કે બુદ્ધ પુરુષોની કુંડળી અતિ સામાન્ય દેખાતી હોય છે. અથવા એવી જ કુંડળી કે રેખાઓ ઘણાને હોય છે. તો આની પાછળનું કારણ શું. સૌ પ્રથમ એક વાતની સ્પષ્ટતા કે મોટા ભાગની બધી જ ભવિષ્યવાણી કરતી પદ્ધતિઓ મનુષ્યના અર્ધચેતન અથવા અતીતનો અભ્યાસ કરે છે અને ભવિષ્ય કથન કરે છે. કારણ, સમય અને સંસારની ગતિ રેખાકાર નથી પણ વર્તુળાકાર છે તેથી બેહોશ (સામાન્ય માણસ) માણસ સતત, જન્મો સુધી બધી જ માર્યાદાઓ, આવેગો, સંબંધોનું પુનરાવર્તન કર્યા કરે છે. તેને લીધે તેના ભૂતકાળને જોઈને તેનું ભવિષ્યકથન કરી શકાય છે. જે સંભાવના સ્વરૂપે હોય છે. પણ પેલા ભવિષ્યવેત્તાને કારણે તે કથન આત્મસંમોહનને કારણે સાચું પડે છે. વ્યકિત જો ચૈતન્યમય અને ધ્યાનમય હોય તો તે બનાવ કે ઘટના જે સંભાવના માત્ર હતી તે નીવારી શકે છે. કમનસીબે માણસો આ કથનને પત્થર પરની લકીર માને છે. તેથી તે કથન તેની સંભાવના પર મયાર્દા બનીને રહે છે. જો ભવિષ્ય કથન સરસ ભવિષ્ય અંગેનું હોય તો તે વ્યકિતનું આશ્વાસન બને છે. અને બીજરૂપી સંભાવના રૂપી પડેલો વિકાસ પણ થતો નથી. તેની પાછળ કરવો પડતો શ્રમ કે આયાસ કરવાને બદલે વ્યકિત અહંકેન્દ્રી બની ફર્યા કરે છે. કે તેની સફળતાનું કામ લાખો કરોડો પ્રકાશ-વર્ષ દૂર રહેલા ગ્રહો અને નક્ષત્રો કરશે. બીજો એક ભ્રમ તેના પર સવાર થાય છે. કે તે સમગ્ર બ્રહ્માંડનું કેન્દ્ર છે. તમસવાળી વ્યકિત તો આને લીધે પરિશ્રમ અને સ્વાતંત્ર્યપૂર્ણ પ્રયાસોની ભવ્યતા અને ગરીમા ચૂકી જાય છે. તેથી સ્વાતંત્ર્ય પણ પામતી નથી અને પોતે નસીબ દ્વારા ચાલતું રમકડું છે તેમ માનવા લાગે છે. બ્રહ્માંડમાં માણસ જ એક એવી જાતિ (species) છે, જે હિટલર પણ થઈ શકે અને ગૌતમ બુદ્ધ પણ થઈ શકે. જયારે કાગડો એ કાગડો જ છે, અને ભૂંડ એ ભૂંડ જ છે. પછી તે આજનું હોય કે પચાસ હજાર વરસ પહેલાનું. ચૈતન્ય અને ડહાપણ સાથે સ્વાતંત્ર્ય પણ હોય, જે વિકાસની ગતિ અને પરિમાણ બન્ને આપે છે. મોટાભાગના જવાબદારી સ્વીકારી ન શકવાને કારણે અને પોતાને નિર્ણયો લેવાની નપૂંસકતાને કારણે પોતાનો હવાલો ગ્રહોને સોંપે છે અને માણસ હોવાનો ઈન્કાર કરે છે. માણસ જવાબદાર સ્વાતંત્ર્ય વગર પ્રાણીકક્ષાએ આવી જાય છે. અનિવાર્ય જયોતિષ સમજીને પરમ પ્રયાસો કરવા તે જ માણસ માટે ગૌરવરૂપ ઘટના છે. આ વ્યકિતગત અને જવાબદાર સ્વાતંત્ર્યવાળા પ્રયાસો એક એવી ક્ષમતા આપે છે કે જન્મ સમયે અને મૃત્યુ સમયે વ્યકિત પોતાની ક્ષણ, ૠતુ, ગ્રહો, નક્ષત્રો તારાઓ, વિસ્તાર, વ્યકિતઓ પસંદ કરી શકે. આવી પરમ આધ્યાત્મિક વ્યકિત જયોતિષ પાસે ન જાય પણ જયોતિર્ધર પાસે જાય. ગ્રહ-નક્ષત્રોના હિસાબ રાખનાર પાસે ન જાય પણ તે ગ્રહ-નક્ષત્રો બનાવનાર પાસે જાય. પલટુદાસ નામના એક ભકત તો કહે છે કે જો પકડવાં જ હોય તો જયોતિષને શું પકડવાં ? જયોતિર્ધરને ન પકડીએ.!

આધ્યાત્મિક પથ પર જયોતિષનો એક ફાનસ જેવો ઉપયોગ છે. જે અનંત શકયતાઓના અંધકારમાં તમને પ્રકાશ દેખાડીને માર્ગ કરે છે. તેના દ્વારા કેટલાક અંતિમ ધારાઓ (Ultimate law) નો ખ્યાલ આવે છે. જેને સમજવાથી આગળની યાત્રા આસાન બને છે.

પૃથ્વી પરની નદીઓ કેમ આખરે સાગરમાં વિલિન થાય છે. તેવી જ રીતે આપણા હાથમાં રહેલી આયુરેખા, મસ્તિષ્કરેખા, હૃદયરેખા, ભાગ્યરેખા, સૂર્યરેખા, સ્વાસ્થ્યરેખા વગેરે લંબાતી રહે છે અને અંતે તેની યોગ્ય ક્ષણે તે પરમ ચૈતન્યના અનંત સાગરમાં અને શાશ્વત લહેરોમાં વિલિન થાય છે.

**જયોતિષ : વિસ્તૃત પરિપ્રેક્ષ્યો :-**

આ વિભાગમાં જયોતિષને અન્ય વિષયના સંદર્ભમા જોઈને તેનો આધુનિક પરિપ્રેક્ષ્ય વિસ્તૃત કરવાની ઈચ્છા છે. જે તેના અન્ય આધારો બની ગયા છે.

જયોતિષ એટલે અનિવાર્ય ભાગ્યવાદ એવો અર્થ નથી થતો. બે પસંદગીઓ છે, (Fatalism કે Free will) ભાગ્યવાદ કે સ્વતંત્રતા. સાચી વાત તો એ છે કે બન્ને સાપેક્ષ છે. આ સાપેક્ષતા (relatedness of relativity) જ જયોતિષનો સૌથી મોટો આધાર છે. વિશ્વની બધી વ્યકિતઓ અને વસ્તુઓ એકબીજા સાથે જોડાયેલી છે. આખરે માનવી એ યાંત્રિક મશીન નથી પણ સ્વતંત્ર ઈચ્છા અને બુદ્ધિશકિત ધરાવતું જીવન તત્વ છે. છેલ્લા પાંચ હજાર વરસમાં જયોતિષના ત્રણ તબક્કાઓ આવી ગયા.

(1) Animistic :- પ્રેતનિષ્ઠ જયોતિષ કે જેમાં લોકો એમ માનતા કે પ્રકૃતિનું સંચાલન કોઈ જીવંત વ્યકિત કરે છે.

(2) Mechanical :- યંત્રનિષ્ઠ જયોતિષ કે જે દરમ્યાન લોકોએ એમ માન્યું કે સંચાલન માટેની એક નિર્જીવ વ્યવસ્થા છે.

(3) Mathematical :- ગણિતનિષ્ઠ કે જેમાં લોકો એમ માનતા કે આ આખી વ્યવસ્થા ગાણિતિક રીતે આયોજીત છે.

અલબત્ત આ બધા જ મર્યાદિત અને એકાંગી દષ્ટિબિંદુઓ છે. આ બધાથી હવે આપણી દષ્ટિ વધારે આગળ ગઈ છે.

લાપ્લાસ (Laplace) એમ કહે છે કે પ્રકૃતિમાં એવો નિયમ છે કે એક જ પ્રકારના કારણોનો પ્રભાવ એક જ રીતે પડતો હોય છે, તેથી કાર્ય-કારણ (Cause and effect) જેવું કશુક નિશ્ચિત માળખું છે. બીજું સમગ્ર બ્રહ્માંડમાં કોઈ એક પ્રબુદ્ધ શકિત કે ઉર્જા, એક નિશ્ચિત રૂપરેખા, શકયતાઓ કે સંભાવિતતાઓ સ્વરૂપે હોય છે. અહિં મહાવીરનો સ્યાદવાદ અનેકાન્ત દષ્ટિ યાદ આવે છે. છતાં અસ્તિત્વમાં કાર્લ ગુસ્તાવ યુંગના શબ્દોમાં કોઈ સાપેક્ષ સમકાલીનતા (relative simultaneity) જેવું પણ અસ્તિત્વમાં હોય છે. જેના પરથી

''સમકાલીન'' અથવા "synchronistic" શબ્દ બન્યો હશે. તેનો અર્થ એ થયો કે સમાંતરે બનતી ઘટનાઓની પાછળ સમાન કાર્યો અને સમાન કર્મો હોય છે. ગ્રહોનો પ્રભાવ એટલે જન્મના કર્મો કે કાર્યોની અસર આપણા અજ્ઞાત કર્મોના ફળને 'ભાગ્ય' અથવા 'અદષ્ટ' કહેવામાં આવે છે. દરેક જન્મોમાં વ્યકિત નવાં કર્મો દ્વારા પોતાનાં ધ્યેય તરફ અગ્રેસર થાય છે. અને આખરે વર્તુળ સમાપ્ત થતા તે ધ્યેય પ્રાપ્ત કરે છે.

આ કર્મોને આપણે ત્રણ રીતે આળખીએ છીએ.

(1) **સંચિત કર્મ :-** એવાં કર્મો જે ગત જન્મોમાં થયાં છે.

(2) **પ્રારબ્ધ કર્મ :-** એવા કર્મો કે જે તે અત્યારે કરી રહ્યો છે.

(3) **આગામી કર્મો :-** એવાં કર્મો કે જે કરવાનો તેણે વિચાર કર્યો છે.

આ બધા કર્મો વ્યકિતના વર્તમાન અને ભવિષ્યનો આકાર ઘડે છે. તે રીતે વ્યકિત જ ભાગ્ય કે દુર્ભાગ્યનો સર્જક છે.

લાખોવસ્કી (Lakhovsky) પોતાના ગ્રંથ "Matter" માં એક સરસ વાત કરે છે અને તે એ છે કે એક ગ્રહ અથવા નક્ષત્ર પરથી આવતી અસર કે કિરણો એ અન્ય ગ્રહ કે તારા પરના વાતાવરણ પર અને તેના પર ધબકતા જીવનના જીવાણુંઓ (Chromosomes)માં સંવેદન (સમ + વેદન) Sympathetic vibration કે resonance પેદા કરે છે. આમ પ્રકાશના કિરણો દ્વારા એક પરથી બીજા ગ્રહો અથવા તારાઓ પર જીવન તત્વ અને સત્વ સંપ્રેષિત કરી ષકાય છે. તેના પ્રમાણ ગર્ભધારણ અને જન્મ સમયે અનેક વિશ્વ રશ્મિઓ (Cosmic Radiation) ફલિત અંડ અને દેહ પર અસરોનો મારો ચલાવે છે. તે જીવ પછી તે જ વિવિધ અને વિશિષ્ટ અસરો નીચે વિકસે છે. પરમ ચૈતન્ય આવી જ રીતે પોતાનો ચેતોવિસ્તાર અનંત સુધી વિસ્તારે છે.

આદિમથી માંડીને આધુનિક સમયની, બધી જ પ્રજાઓએ મનુષ્ય પરની આકાશી અસર શોધવાના બે રસ્તાઓનો ઉપયોગ કર્યો છે.

(1.) અંતરદષ્ટિ - (Intution)

(2.) નિરીક્ષણ - (Observation)

અલબત્ત આ બન્નેનો ઉપયોગ કરીને વધુ સચોટ રીતે વ્યકિત અંગેની માહિતી તારવી શકાય અને ત્યારબાદ તેનો યાત્રાપથ દોરી શકાય. આ વાત સાવ સાદી છે કે પાણીના પ્રવાહની દિશા અને પવનના પ્રવાહની ગતિ અને દિશા જાણી લીધા બાદ બોટ કયારે અને કેવી રીતે ચલાવવી તેનો ખ્યાલ આવે અને યાત્રા સરળ બને. કયા ગ્રહોની મદદ મળી રહે છે કયા ગ્રહોના આધિપત્ય નીચે તે છે તે જાણવાથી સાધના સહેલી બને.

જયોતિષ એ માત્ર ભૌતિક કે વૈજ્ઞાનિક તથ્યો, તારણો અને વિગતોનો સમૂહ નથી.

તેનાથી કશુંક વધારે છે. દા. ત. આપણે શ્રી રમણ મહર્ષિ, શ્રી રામકૃષ્ણ પરમહંસ અને હિટલરની માત્ર તથ્યપૂર્ણ, ભૌતિક અને શારીરિક વિગતો આપીએ તો કેવી લાગે તેનો નમુનો જોઈએ.

પ્રોપ્લાવોપિથેકસ



ડ્રાયોપિથેકસ



રામાપિથેકસ



ઓસ્ટ્રેલોપિથેકસ



હોમો ઈરેકટસ



હોમોસેપીઅન્સ



આધુનિક માનવ



| | |
|---|---|
| પ્રાણવાયુ -65% | કેલ્શીઅમ - 2% |
| કોલસો - 1% | ફોસ્ફોરસ -1% |
| અંગારવાયુ - 3% | |

પોટેશીયમ, સોડીઅમકલોરીન, મેગ્નેશીયમ, લોખંડ, આયોડીન — 1%

સિલિકોન

માનવજાતિની વાત માત્ર શરીર અને કદના સ્તરે કરી શકાય તેમ નથી. તો પછી તેની ગુરૂ અને શનિના ગ્રહ પર પહોંચવાની વાતો આપણે ભૂલી જવી જોઈએ. માનવી પોતાની વાત કરવા બેસે ત્યારે તેણે તેના શરીર, કદ, તાકાતની વાત નથી કરવાની પણ શક્યતા, કલ્પના, હેતુ, વિચાર, સ્વપ્ન અને ક્ષિતિજની વાતો પણ કરવાની છે.

અને જીવાણુંઓ (Chromosomes) પર આઘાત કરે છે. આ કોશો અને જીવાણુઓ Cosmo-electrial resonators તરીકે કામ કરે છે. તેથી આ અસર નીચે તેનામાં જીવ-વિદ્યુત (Vital electricity) પેદા થાય છે. આ રહસ્ય ઉર્જાને આપણે "જીવન" કહીએ છીએ. તે એમ પણ કહે છે કે આપણા મગજના ઉભારો (Cells Projections)પણ radio-antennae જેવું કામ આપે છે. વ્યક્તિના જન્મ સમયે જીવાણું (Chromosomes) પર જે તરંગલંબાઈ (Specific wave - length) અને તીવ્રતાથી પ્રતિબદ્ધ (Conditioned) થાય છે અથવા ટેવાય છે તે આંદોલન દર (vibratory rate) સાથે હકારાત્મક પ્રત્યાયન (postive communication) કાયમી રહે છે. જ્યારે જ્યારે આવી કે અન્ય આંદોલન દર વાળી પરિસ્થિતિ આવે છે ત્યારે તે વિશિષ્ટ રીતે વર્તે છે. કદાચ આવી અસરો આપતા સૂર્યને જગદાત્મા કે કાલાત્મા કહ્યો હશે.

આપણો વિદ્યુત દ્વારા આકાશી પિંડો સાથેનો સંપર્ક, સતત હોય છે. જેના રાસાયણિક ઘટક તત્વોના પ્રમાણમાં સતત બદલાહટ થતી હોય છે પણ આ સંપર્ક છતાં રહે છે. આપણને ગામનો કલેકટર ઓળખતો હોય છે. તેનો રાજીપો વધારે હોય છે અને આવા પ્રચંડ આકાશી તત્વોના સંપર્ક વિશે અજાણ હોઈએ છીએ. કદાચ આ વાત યાદ કરાવવા માટે જ વેદો માનવીને "अमृतस्य पुत्र" કહે છે.

સૂર્ય અને ચન્દ્રની વધુ અસરકારક યુતિઓ અમાસ અને પૂનમની હોય છે, તેથી તે સમય દરમ્યાન આપણું માનસિક સમતુલન, ઈચ્છાઓ, ભાવો, આવેગો, વિચારોમાં વધુ ચડ-ઉતર જોવા મળે છે. કેટલાક સર્વેક્ષણોમાં એ જોવા મળ્યું છે કે પૂનમ દરમ્યાન મનનું, કલ્પનાનું, તરંગોનું આવેશોનું આધિપત્ય વધી જાય છે. અને આવેગાત્મક કૃત્યોનું પ્રમાણ પણ વધી જાય છે. દા.ત. આત્મહત્યા, ખૂન, પાગલપન (ઉન્માદ) આ કારણને લીધે જ પાગલો માટે હિન્દીમાં "ચાંદમારા" અને અંગ્રજીમાં 'Lunatic' (Luna - ચંદ્ર) શબ્દ આવ્યો છે. આનું કારણ એ છે કે લોહી એ એવું પ્રવાહી છે કે જેમાં 80 ટકા સોડીયમ, 4% કેલ્શીઅમ, 4% પોટેશીઅમ. આમ તો આપણી ઉત્પત્તિ સમુદ્રના પાણીમાંથી થઈ એમ કહેવાય છે. તેથી લોહી અને સમુદ્રના પાણીમાં ઘણી સામ્યતા છે. તેને પરિણામે સૂર્યનો પ્રભાવ પણ બન્ને પર સરખો જ પડે છે. ઉનાળામાં અગાશી પર પડેલી ડોલનું પાણી ધગધગી જાય છે. કારણકે સૂર્યના ગર્ભકેન્દ્રનું તાપમાન 5500 સે.ગ્રે. અને જવાળાઓ (Corona) નું 5500 સે.ગ્રે. છે. તો આ તાપમાનની આપણા સંવેદનશીલ ચિત્ત પર કેવી અસર થતી હશે. તેની કલ્પના કરો. આ સૂર્ય-ચન્દ્રની આવી અગત્યતાને લીધે જ જન્મ-પત્રિકામાં આપણે સૂર્ય-ચન્દ્ર અને લગ્નને આપણે આત્મા, મન અને શરીરને વ્યકત કરે છે. આ સૂર્ય પર દર અગીઆર વર્ષે સૂર્ય-કલંકો કે ધાબાઓ (Sunspots) ના લઘુત્તમ-ગુરૂત્તમ સાથે પણ પુષ્કળ માનવીય પ્રભાવો જોડાયેલા છે. જેનો અભ્યાસ વરાહમિહિરાચાર્યથી માંડીને એલોટ સુધી બધાએ કર્યો છે.

આ તબક્કે એક વાત વધારે ઉમેરવાનુ ઈચ્છા થાય છે અને તે સૂર્યના સાત કિરણો અને સાત રંગોની વિવિધ અસરો. આને spectrum અથવા વર્ણછટા કહે છે કે જેમાં દરેક રંગને અલગ તરંગલંબાઈ, તીવ્રતા અને અસર હોય છે. આ દરેક રંગોને પોતાનું મનોવિજ્ઞાન છે. તે વિગતો અહિં પ્રસ્તુત છે.

પ્રાચિન વનસ્પતિશાસ્ત્રમાં પણ એવા કેટલાય વૃક્ષો કે ખેતી અંગેના નિયમો છે જેમાં એવું દર્શાવામાં આવ્યુ હોય કે જે તે વૃક્ષ કે ખેતીને અમાસ કે પૂનમ દરમ્યાન વાવી કે શરૂ કરવી અથવા તો તેની વૃદ્ધિ અને વિકાસ આ સમય દરમ્યાન ઝડપી હોય છે. આધુનિક સમયમાં આ સંશોધન અને પ્રયોગ ડૉ. એલ. કોલિસ્કોએ અત્યંત સફળતાંપૂર્વક કર્યો છે. દા.ત. તેના પ્રમાણે કર્ક - સંક્રાન્તિ પછી પૂનમ સુધીની ચડતી કલા (ચંદ્રની) એ (ગોધૂમ) ઘઉંની ખેતી સરસ થાય છે.

શ્રી વરાહમિહિરાચાર્યે પોતાના ગ્રંથ ''બૃહત્-સંહિતા'' માં રોગચાળાઓ અને પ્લેગને આકાશી પરિવર્તનોની અસર રૂપે દેખાડયા છે. આધુનિક સમયમાં પ્રો. ચિજેવસકી (Prof. Tchijevsky) એ influenza ને 11.3 વરસે દેખાતા સૂર્ય - કલંકની અસરથી થતો રોગ કહ્યો છે. ડૉ ફાઉર અને ડૉ સાર્દુએ (Dr. Faure and sardou) તો એમ પણ સર્વેક્ષણ કર્યુ છે કે જયારે સુર્ય-કલંકો મહત્તમ હોય છે. ત્યારે spinal meningitis પણ મહત્તમ હોય છે. તેવી જ રીતે આપણે શીતળાને મંગળ - જન્ય બિમારી કહેતા હતા. એક એવું પણ તારણ કાઢવામં આવ્યું છે કે ચુંબકીય વિક્ષેપો અને તોફાનો ત્યારે વધી જાય છે. જયારે ગ્રહો વચ્ચે 90° નો 180° ખૂણાઓ બને છે. આવી જ રીતે asteroids અને meteors સાથે પણ ઘટતી હોવી જોઈએ.

ડૉ. સેવેન્ત અરીહનિયસ (Dr. sevente Arrhenius) તો સર્વેક્ષણ બાદ એમ જણાવે છે કે મોટાભાગની સ્ત્રીઓનો માસિક-ધર્મ ચંદ્રમાસની એક નિશ્ચિત તિથિ પર થતો હોય છે. વ્યકિતગત રીતે જોઈએ તો માસિક - ધર્મ એવા સમયે થાય છે કે જયારે ચંદ્ર જન્મ -પત્રીમાંના એક નિશ્ચિત સ્થિર બિંદુ પર આવી પહોંચે છે.

ઉપરોકત દષ્ટાંતો સિવાય એ નિર્વિવાદ વાત છે કે પંચમહાભૂતના પાંચેય તત્વો આપણાં સમગ્ર અસ્તિત્વને જબરદસ્ત રીતે અસર કરે છે. આ બધા ઉદાહરણો એ વાત સાબિત કરે છે કે આપણે સ્વતંત્ર ટાપુ જેવા એકમ નથી પણ બધા સાથે જોડાયેલા અને પ્રભાવ સ્વીકારતા અને પ્રભાવ પાડતા એવા ચૈતન્યવાન એકમો છીએ. તથ્યો બદલાઈ શકે છે, અને બદલાણા છે, પણ આ પાછળનો તર્ક એ વાસ્તવિકતા છે.

આધુનિક વિજ્ઞાન અને જયોતિષશાસ્ત્રે તાલમેલ બેસાડીને કેટલાક સંશોધન કર્યો છે. જેમાં કેટલાક નવા તથ્યો બહાર આવ્યા છે દા.ત.

- ડૉ. ફ્લીઝે (Dr. Fliess) જંતુઓ પર ૨૩ અને ૨૮ દિવસના વર્તુળો અસર આપે છે. તેવું સંશોધન કર્યુ છે.

- શ્રી એ. એમ. ફોકસ જે કેમ્બ્રિજ યુનિ.નાં જંતુ વિશારદ છે. તેણે જીવંત જંતુઓની અંદર ચન્દ્ર પ્રમાણે પુનરાવર્તિત થવાની પ્રવૃત્તિઓ (Lunar periodicities) નું અસ્તિત્વ સાબિત કર્યું છે.
- ન્યુયોર્કના શ્રી એચ. એલ. મુરે વરસાદ અને આર્થિક સ્થિતિના વર્તુળોને શુક્રના અષ્ઠ-વર્ષીય વર્તુળ નો સહસંબંધ સાબિત કર્યો છે.
- ડૉ. બુડાઈ તો એમ કહે છે કે સમગ્ર જીવ જગતની કામેન્દ્રિય સૌથી વધુ સક્રિય પૂનમ દરમ્યાન હોય છે. તે વધારામાં એમ પણ કહે છે તે દિવસે અત્યંત કઠોર છાલ મૃદુ બની જાય છે.
- ત્વચા રોગ (Skin), ઉન્માદ (Schizophrenia) અને મૃગી (epilepsy) રોગ પર ચન્દ્રની અસર વધારે થાય છે.
- સંશોધન દ્વારા એમ જાવવા મળ્યું છે કે ચન્દ્રની ઘટતી કલા સમયે વાવેલાં વૃક્ષો કરતા વધતી કલા સમયે વાવેલા વધુ ઝડપે ઉગે છે.
- અમાસ ઉપર ઝેરની અસર વાળા દર્દીઓનો દુખાવો વધી જાય છે.
- સમુદ્રના જીવોનું જાતિય જીવન ચંદ્ર પર પણ નિર્ભર હોય છે.
- પૂનમ અને અમાસની ભરતી સમયે ભરતી-ઓટનું બળ વધારે હોય છે. જે અન્ય પર તેની વધુ અસરો આપે છે. બે પ્રબળ ગ્રહોની યુતિ દેખીતી રીતે જ વધુ પ્રભાવકારી હોય છે. આ પાટે પ્રાકૃતિક ઘટનાઓ જેવી કે ધરતીકંપ, જવાળામુખી, વાવાઝોડા, ભૂ-સ્ખલનની એક તિથિ પ્રમાણે યાદી બનાવીએ તો ખ્યાલ આવે.

અલબત્ત ઉપરોકત દૃષ્ટાંતોમાં અન્ય પરિબળો પણ ભાગ ભજવતા હોય છે. પણ આ પરિબળો, સહસંબંધો પણ દુર્લક્ષ સેવવા જેવા નથી. આવા થોડાક આંકડાકીય અભ્યાસો પર પણ નજર નાખીએ. દા.ત. શ્રી કે. ઈ. ક્રાફ્ટે (K. E. Kraeft)ઝ્યુરિચમાં જન્મ-મરણના આંકડાઓનો અભ્યાસ કરી તેને અલગ તારવ્યા. જે નીચે પ્રમાણે છે.

- પુરુષોની સરખામણીમાં સ્ત્રીઓના જન્મ, દિવસના બધા જ સમયમાં સપ્રમાણ રીતે થતા હોય છે.
- ચન્દ્ર નીચલા યામ્યોતરવૃત પ્રાપ્ત થયા પછીની ૪૦ મિનિટ બાદ જાતકોની સંખ્યા ૨૦ થી ૫૦ % ઘટી જાય છે અને દેશાન્તરવૃતની સાથે જયારે ક્ષિતિજ થી ૬૦°ના અંતરે પહોંચે છે ત્યારે તે સંખ્યા ફરી વધી જાય છે. આ નિરીક્ષણ તેણે ૨૨૧૮ જાતકો પર કર્યું છે.
- પૂનમને દિવસે પુરુષ જાતકોની સંખ્યા ઘટી જાય છે અને પૂનમ બાદ અઢી દિવસે તે સંખ્યા વધી જાય છે.

- ચન્દ્ર દક્ષિણથી સૂર્યમાર્ગ પર (ecliptic)જાય છે ત્યારે જન્મ સંખ્યા વધે છે અને જયારે તે પાતબિંદુ પર હોય છે. ત્યારે તે મહત્તમ હોય છે.
- સૂર્યથી પ્રભાવિત થનાર જન્મો પુરુષોના છે અને ચન્દ્રથી સ્ત્રીઓના.

આવી વાત - સિદ્ધાંતો શ્રી મહર્ષિ પારાશરના ''પ્રાણપદ સિદ્ધાંત''માં આવે છે. એક અન્ય અભ્યાસપૂર્ણ ઉદાહરણ લઈએ. ફ્રાંસના એક ગણિતજ્ઞ પોલ શોઈનાર્દનું (paul Choisnaurd) જેણે ૧૧૯ પ્રતિભાશાળી વ્યકિતઓની કુંડળીઓ જોઈ તો ઘણા તથ્યો બહાર આવ્યા.

- એક પણ કુંડળીમાં ચન્દ્ર વૃશ્ચિક રાશિમાં ન હતો.

  તેણે જ ૧૪૫૦ સામાન્ય માણસોની કુંડળી જોઈ તો એક અન્ય તથ્ય જોવામાં આવ્યું કે

- ૧૪૦ ની કુંડળીમાં ચન્દ્ર વૃશ્ચિક રાશિમાં હતો

એ તો એક સર્વ સ્વીકૃત વાત છે કે સૈનિકોની કુંડળીમાં મંગળની પ્રચંડ અસર હોય છે પ્રો. એલ્સવર્થ હટિંગટન ( Prof. Ellsworthe Huntington) અન્ય સંશોધનાત્મક તારણો આપ્યા છે.

- આત્મહત્યા, ઉન્માદ અને જાતિય ગુનાઓની સંખ્યા જુલાઈ અને ઓગસ્ટમાં વધે છે
- સંસારના પ્રસિદ્ધ માણસો ફેબ્રુઆરીમાં વધારે જન્મે છે
- સૌથી વધારે ગર્ભાધાન જૂન મહિનામાં થાય છે.

અલબત્ત આવા તથ્યો કયારેક અતિ સામાન્યકરણ કરી નાખતા હોય છે. આવા કેટલાક ઐતિહાસિક તથ્યો અને તારણો પણ જોઈ લેવા જોઈએ. દા.ત. છેલ્લા સેંકડો વરસ દરમ્યાન ધૂમકેતુઓ (અસંખ્ય પ્રકારનાં) દેખાય છે અને તે દરેક સાથે અનેક પ્રકારની પ્રાકૃતિક, રાજકીય, સામાજીક ઘટનાઓ-દુર્ઘટનાઓ યોગાનુયોગ જોડાયેલી તેની નોંધો. ઈતિહાસકારોએ લીધેલી છે. તેના અછડતા ઉલ્લેખો આપણે જોઈએ.

- 1665 ની લંડનની મહામારી
- 1666 લંડનની જબરદસ્ત આગ
- 1193 ઈ.પૂ. મિથુન રાશિમાં એક ધૂમકેતું દેખાયેલો ત્યારબાદ તરત જ મિસરના મહારાજા અમેનેમસ (Amenemas) નું મૃત્યુ થયું.
- 430 ઈ.પૂ. માં એથેન્સ પર 75 દિવસ સુધી એક ધૂમકેતુ દેખાયા કર્યો અને તરત જ પેલોયોન્નીશીઅન યુદ્ધ શરૂ થયું.
- 365 ઈ.પૂ. માં એક ધૂમકેતુ દેખાયો અને ત્યારે એલેકઝાન્ડર ધ ગ્રેટનો જન્મ થયો.

- ઈ.સ. 323 માં કન્યારાશિમાં એક ધૂમકેતુ દેખાયો, જેની સાથે તરત જ કોન્સ્ટેટાઈને લ્યુસિઅસ પર વિજય મેળવ્યો
- ઈ.સ. 539 માં ડિસેમ્બરમાં ધન રાશિમાં એક ધૂમકેતુ દેખાયો જે લગભગ ચાલીસ દિવસ દેખાયો. તે સમયે એન્ટીઓક (Antioch) માં ૩ લાખ લોકો ધરતીકંપને લીધે મરી ગયા.
- ઈ.સ. 546 માં એક ધૂમકેતુ કોન્સેન્ટીનોપલ પર દેખાયો અને દેખાયો ત્યાં સુધી દરરોજ દસ હજાર માણસો મરતા રહ્યા.
- ઈ.સ. 1106 માં પૂર્વ દિશામાં એક ધૂમકેતુ દેખાયો અને ધર્મયુદ્ધો શરૂ થયાં.
- જુન 1453 નો ધૂમકેતુ (જે હેલીનો ધૂમકેતુ મનાય છે) તે સમયે તુર્કો એ કોન્સ્ટેટીનોપલ પચાવી પાડયું. 1682માં દેખાયો ત્યારે કેટાનામાં ધરતીકંપ અને 60000 લોકો મર્યા. ફરી જયારે તે 1759માં દેખાયો ત્યારે ત્રિપોલી, સીરીઆ વગેરેમાં ભૂકંપ થયો.

એક વાત ફરી વખત કહેવાની ઈચ્છા થાય છે કે આવી ઘટનાઓમાં યોગાનુયોગ વધુ બળવાન હોય છે, અતિ સામાન્યીકરણ હોય છે અને અસંખ્ય પરિબળો પણ કામ કરતા હોય છે. અગાઉ વિસ્તૃત રીતે ચર્ચેલો બધા જયોતિષશાસ્ત્ર પાછળના વૈજ્ઞાનિક, મનોવૈજ્ઞાનિક, રાસાયણિક, ભૌતિકશાસ્ત્રીય, આંકડાકીય, ઐતિહાસિક એવા આધારો કે યાંત્રાઓ છે. જેના પર તેની આખી ઉમારત ઉભી છે.

આખરે એક સવાલ તો અનંત સમયથી પૂછતો આવ્યો છે કે માનવીને ભવિષ્યમાં શા માટે રસ છે ? જ્ઞાનીની ભૂખ, આતુરતા, ઉત્કંઠા, સલામતી, ચિંતા, ભય કદાચ જવાબની યાદી પણ અનંત સુધી લંબાવી શકાય. એ નવાઈની અને આનંદ પમાડે તેવી હકીકત છે કે સમયને કે કાળને જાણીને જીતી ગયા છીએ તે બાદ પણ 'હુકમનો એક્કો' કે 'જોકર' તો કોઈ અન્ય જ ઉતરે છે. કોઈ ત્રીજા પુરુષ એક વચન આખી બાજીને, અંત આપે છે, આકાર બીજો આપે છે અને છતાંય આખી જીંદગી મળેલાં પાનાં ઉતર્યા કરવાનાં, રમ્યા કરવાનું મને અથવા કમને, ઈચ્છાએ અનિચ્છાએ.

# ભારતીય જ્યોતિષ

## પૃથ્વી લોકથી પરમલોક

વિશ્વ પ્રચલિત અનેક પદ્ધતિઓ દ્વારા દૂરનું ભવિષ્ય જોવાય છે. તેની ચર્ચા કરીએ તે પહેલા પ્રાચીન પૂર્વની પરંપરામાં જ્યોતિષના વિકાસની થોડીક મહત્વની વાત કરવાની ઈચ્છા છે. જો કે પુર્વમાં ઘણી પરંપરાઓ છે પણ તેમાં ભારતીય જ્યોતિષની વાત જ કરવી છે, આ સમયે.

જર્મન વિદ્વાન મેકસમુલરે ઋગવેદને ''માનવજાતના ગ્રંથાલયમાંનો સૌથી પ્રાચીન ગ્રંથ'' કહ્યો છે. વૈદિક સંહિતાઓની પ્રાચીન કાળે પુષ્કળ શાખાઓ પ્રચલિત હતી. ચારેય વેદોની મળીને કુલ 1131 શાખાઓનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાંથી મળી આવે છે.આ વેદ સાહિત્યને સમજવા છ શાસ્ત્રોને વિકસાવવામાં આવ્યા જે 'વેદાંગ' તરીકે ઓળખવામાં આવતાં. પ્રાચીન ભારતમાં થઈ ગયેલા અઢાર ઋષિ-વૈજ્ઞાનિકોનાં નામો આપણને ''નારદસંહિતા'' માં મળે છે, જેમણે ખગોળ અને જ્યોતિષનો પ્રસાર કર્યો તે નામો આ પ્રમાણે છે. :-

બ્રહ્મા, આચાર્ય, વિસિષ્ઠ, અત્રિ, મનુ, પૌલસ્ત્ય, લોમશ, મરીચિ, અંગિરા, વ્યાસ, નારદ, શૌનક, ભૃગુ, ચ્યવન્, પવન, ગર્ગ, કશ્યપ અને પરાશર.

આ વિશ્વ જેમાંથી બનેલું છે તે અણુઓ, વૈદિક માન્યતા અનુસાર 1977000000વર્ષો પુરાણાં છે તો આધુનિક વિજ્ઞાન પ્રમાણે તે 2000000000 વર્ષો પુરાણાં છે. સૌથી પ્રાચીન ખનીજ યુરેનાઈટ ઓછામાં ઓછું. બે અબજ વર્ષ જૂનું છે. મહાસાગરના પાણીના ક્ષારની ચકાસણી કરી તો ૩ % જેટલો ક્ષાર સંચય થયો છે. જે થવા માટે વૈજ્ઞાનિકોના મતે નદીઓ આશરે ત્રણ અબજ વર્ષોથી મહાસાગરોમાં પાણી ઠાલવતી રહી હોવી જોઈએ. આવો જ આંકડો નાક્ષત્રિક દ્રવ્યસંપતિ (Stellar resources) નો આવ્યો છે. જે તારાઓની આયુષ્ય ઓછામાં ઓછી ત્રણ અબજ વરસ આંકે છે.

સંસ્કૃત શબ્દ બ્રહ્મ એટલે ''વિસ્તરતું'' કે expanding અને તેના પરથી જ બ્રહ્માંડ

શબ્દ આવ્યો છે અને આધુનિક વિજ્ઞાન આ વાત દાખલા, દલીલો અને પુરાવાઓ સાથે રજૂ કરે છે કે આકાશમાંથી આકાશગંગાઓ, નિહારીકાઓ, તારાઓ, અને નક્ષત્રો વચ્ચે કરોડો માઈલોનું અંતર રહેલું હોય છે. અને વિશાળ ગુરુત્વીય નિકાસ (gravitational system) માં આ બધા જ બંધાયેલા છે અને તે બધા આ બાહ્ય અવકાશ સહિત સતત ગતિમાન છે. આજે તો ટેલીસ્કોપની મદદથી આપણે આકાશમાંના 200000000000 પ્રકાશ વર્ષ દૂરના તારાઓ જોઈ શકીએ છીએ. આકાશગંગાઓ આપણાથી માત્ર 200000000 પ્રકાશવર્ષ જેટલી દૂર આવેલી છે.અને દરેક આકાશગંગાઓમાં દસ અબજ તારાઓ હોય છે. આપણી જ આકાશગંગામાં આશરે ચારસો ખર્વ (4000000000000000) તારાઓ છે. આવા અનંત બ્રહ્માંડનો પણ કોઈ અંત હોય કે નહીં તેવો પ્રશ્ન આપણને થાય છે. અનંત આકાશમાં દરેક ચેતના એ કેન્દ્ર બની જાય છે. બાકી અવકાશમાં દિશાઓ કે સીમાઓ જેવું કશું જ નથી. છતાં યે 10000 માઈલ સુધી પ્રચંડ ચુંબકીય ક્ષેત્રો છે અને આધુનિક વિજ્ઞાને આકાશગંગાઓ અને તારાઓ વચ્ચેના આકાશીય અંતરાલમાં સૂક્ષ્મ બ્રહ્માંડીય રજ (Cosmic dust) ની કલ્પના કરી છે. તેની સામે વૈદિક ઋષિઓ વપસ્ શબ્દ દ્વારા અવકાશમાં વિચરતા બ્રહ્માંડીય વિકિરણોની વાત કરી છે અને વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ અને મત્સ્યપુરાણમાં સૌર વિકિરણોની વાત કરી છે અને સેંકડો પ્રકારના વિકિરણોના વર્ણનો મળે છે. પ્રકાશના કિરણોનો આધાર ઈલેક્ટ્રોન છે. યાસ્કાચાર્ય નિઘંટુએ તો રંગ, તીવ્રતા અને વૈવિધ્યના આધારે પરમાણુનાભિકોને પંદર વર્ગોમાં વહેંચ્યા છે. ઋગવેદમાં સૂર્યના હજાર કિરણોનો નિર્દેશ મળે છે. અલબત આમાંથી સાત કિરણો અત્યંત મહત્વના છે જેના નામ નીચે પ્રમાણે છે.

1. સુષુમ્ણ 2. હરિકેશ 3. વિશ્વકર્મા 4.વિશ્વશ્રવા:કે વિશ્વવ્યચા
5. સંપદ વસુ કે સંપદ વસુ: 6.અર્વાવસુ: કે અર્વાગ્વસુ 7. સ્વરાટ

આપણે જાણીએ છીએ કે વેદસમય એ યજ્ઞ સમય હતો. લોકોની જીવન પ્રેરણાનો આધાર અને અભિવ્યકિત યજ્ઞો હતા. ઋષિઓ તો એમ માનતા હતા કે દરેક દિશાને એક એક 'નાગ' આધાર આપી રહ્યો છે. ''ગર્ગસંહિતા''માં ચાર મુખ્ય દિશાઓને ચાર નાગના નામ આપ્યા છે. જે નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| પૂર્વ | → | વર્ધમાન |
| પશ્ચિમ | → | અતિવૃદ્ધ |
| ઉત્તર | → | પૃથુશ્રવા |
| દક્ષિણ | → | સુવૃદ્ધ |

દિશાઓ સૂર્યમંડળના આધારે ... યેલી ... ોની આઠ સીમાઓને વૈદિક ગ્રંથોમાં નીચેના નામે ઓળખવામાં

| | | |
|---|---|---|
| પૂર્વ | → | માહેન્દ્રિ |
| પશ્ચિમ | → | વારુણિ |
| ઉત્તર | → | કૌમારી |
| દક્ષિણ | → | યાગ્યા |
| અગ્નિ | → | વૈશ્વાનરી |
| નૈઋત્ય | → | વૈકૃતિ |
| વાયવ્ય | → | વાયવ્યા |
| ઈશાન | → | ઐશાની |

આ સિવાય સુર્યમંડળની અંદરની બાજુએ "નાકસદ" અને બહારની બાજુએ "પંચચુડા" એવી બે અન્ય દિશાઓ કહીં છે. યજ્ઞના અનુષ્ઠાન માટે આ દિશાઓ અતિશય મહત્વની છે.

આદિમ સમયમાં જ્યારે લોકોને એવી ખબર પણ નહીં હોય કે આ શરદઋતુ છે કે હેમંતઋતુ ત્યારે તેઓ સાંજે; રાત્રે અથવા વહેલી સવારે આકાશ તરફ નજર કરતા હશે ત્યારે કુદરતી ચમત્કારોથી (Phenomena) તેઓ આશ્ચર્યચકિત તથા હશે અને તેઓ એવું પણ માનતા હતા કે દરરોજ ઉગતો સૂર્ય એ નવો સૂર્ય છે. જૈન લોકોએ બે સૂર્યો માન્યા હતા. તો પુરાણોમાં તો બાર મહિનાના બાર સૂર્યો કલ્પ્યા હતા. આ બધા જ એક અથવા બીજી રીતે સાચા હતા. આ લોકો ચંદ્રને "માસ" નામથી ઓળખતા હતા. અને ધીમે ધીમે આ ગ્રહો, તારોઓ, ઉલ્કાઓ, નક્ષત્રો, ધૂમકેતુઓથી તે બધા ટેવાવા લાગ્યા અને આ બધાની નિયમિતતાથી આશ્ચર્ય પામ્યા. તેના પરથી કાલગણના આવી. ખગોળની સમજ પહેલા આવી ત્યારબાદ તેનો ઉપયોગ તેનો જ્યોતિષના સંદર્ભમાં થવા લાગ્યો. ધીમે ધીમે ગણિત, સંહિતા, હોરા અથવા જાતક આવ્યા; તંત્રો અને કરણો આવ્યા. આ સાથે તેઓ વિશ્વનું અપારત્વ પામતા ગયા. અન્ય પ્રજાઓના જ્ઞાનને પણ તેઓ જોડતા ગયા.

આકાશી પદાર્થો તત્વોની ગતિ અને આવર્તન સાથે કાળગણના પણ શીખ્યા. વેદાંગ જ્યોતિષમાં પંચવર્ષાત્મક યુગ માન્યો છે. તેનાં પાંચ વર્ષોના નામ અને તેની સાથે પ્રાકૃતિક તત્વો પણ જોડયા.

| તૈ.બ્રા. | | | ગર્ગ | | | | વરાહ |
|---|---|---|---|---|---|---|---|
| 1. સંવત્સર | → | અગ્નિ | → | અગ્નિ | → | અગ્નિ | |
| 2. પરિવત્સર | → | આદિત્ય | → | આદિત્ય | → | આદિત્ય | |
| 3. ઈદાવત્સર | → | ચંદ્ર | → | વાયુ | → | ચંદ્ર | |
| 4. અનુવત્સર | → | વાયુ | → | ચંદ્ર | → | પ્રજાપતિ | |
| 5. ઈદવત્સર | → | o | → | મૃત્યુ | → | રુદ્ર | |

## ક્ષેત્ર વિભાગ

| | | |
|---|---|---|
| 60 વિકળા | = | 1 કળા |
| 60 કળા | = | 1 અંશ |
| 30 અંશ | = | 1 રાશિ |
| 12 રાશિ | = | 1 વતુર્ળ પરિઘ |
| અથવા | | |
| 360 અંશ | = | 1 વતુર્ળ પરિઘ |

આ અંગે અથર્વ જયોતિષના કાલપરિમાણો નીચે પ્રમાણે છે.

## કાલમાન

| | | |
|---|---|---|
| 12 નિમેષ | = | 1 લવ |
| 30 લવ | = | 1 કળા |
| 30 કળા | = | 1 ત્રુટિ |
| 30 ત્રુટિ | = | 1 મુહૂર્ત |
| 30 મુહૂર્ત | = | 1 અહોરાત્ર |

આ સાથે યુગોના માપ પણ જોઈ લઈએ.

| | | | | વર્ષ |
|---|---|---|---|---|
| 1. કૃત યુગ | → | સંધ્યા | 4800 | 400 |
| | | મુખ્યભાગ | | 4000 |
| | | સંધ્યાશ | | 400 |
| 2. ત્રેતા યુગ | → | સંધ્યા | 3600 | 300 |
| | | મુખ્યભાગ | | 3000 |
| | | સંધ્યાશ | | 300 |
| 3. દ્વાપર યુગ | → | સંધ્યા | 2400 | 200 |
| | | મુખ્યભાગ | | 2000 |
| | | સંધ્યાશ | | 200 |
| 4. કલિ યુગ | → | સંધ્યા | 1200 | 100 |
| | | મુખ્યભાગ | | 1000 |
| | | સંધ્યાશ | | 100 |

| | | | | |
|---|---|---|---|---|
| કુલ 12000 | = | ચતુર્યુગ | = | દૈવયુગ |
| 1000દૈવયુગ | = | 12000000વર્ષ | = | બહ્માનો દિવસ |

આપણી આસપાસ ફરતા ગ્રહોનો ક્રમ નીચે પ્રમાણે છે.જેમાં સૌથી ધીમો તે પહેલો અને સૌથી ઝડપી તે છેલ્લો → શનિ, ગુરુ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ અને ચંદ્ર. આમ તો છેલ્લા કેટલાક સૈકાઓ બાદ કરતાં બાકીના બધા વૈદિક કાળમાં વર્ષ આર્તવ (સાયન) સૌર હતું. જ્યારે મહિનાઓ ચાંદ્ર હતા અને અગવડો નિવારવા અધિક મહિનો રાખવાની પ્રથા હતી.

ઉપરોક્ત વિગતો જોતાં આપણેને આશ્ચર્ય થાય કે પ્રાચીન સમયમાં જ્યારે વૈજ્ઞાનિક કે ભૌતિક સાધનો વિકસ્યા ન હતા, છતાં કેવા કેવા સચોટ માપો તે પ્રજાએ આપ્યા છે. સંસ્કૃતમાં વ્યધ્ ધાતુ છે. જેના પરથી વેધ શબ્દ આવ્યો છે. જ્યારે કોઈ સળી, લાકડી, નળી, કેવા અન્ય કોઈ પદાર્થ વચ્ચે રાખીને તે ઉપરથી સૂર્ય વિ. આકાશના પદાર્થો જોવા તેને 'વેધ' કહેવાય. તેના પરથી 'વેધશાળા' કહેવામાં આવે છે. ખાલ્ડિઅન પ્રજામાં જ્યોતિષ શાસ્ત્ર સૌ પ્રથમ ઉત્પન્ન થયું તેમ મનાય છે અને ભારતીયોએ પરદેશના લોકો પાસેથી ઘણા ખ્યાલો અને વિચારો મેળવ્યા તેવી માન્યતા છે. આ. અંગે વિદ્વાનોમાં વિવાદો પણ છે.

છેલ્લા ચારથી પાંચ હજાર વરસમાં માનવજાતિ એક અથવા બીજી રીતે કાળનો અને યુગોનો વિચાર કરતી આવી છે. કેટલા બધા પ્રકારની કાલ ગણના અસ્તિત્વમાં હતી અથવા છે તેનો ખ્યાલ આપણને નીચેના દૃષ્ટાંતો પરથી આવી શકશે.

1. **સપ્તર્ષિકાલ :-** આમાં 2700 વર્ષનું ચક્ર માને છે. કારણ સપ્તર્ષિ સો વર્ષમાં એક નક્ષત્ર ચાલે છે, કાશ્મીરમાં આ ગણના હતી. ''રાજતરંગિણી'' ગ્રંથમાં ઈતિહાસ આ રીતે દર્શાવાયો છે. આને '' લૌકિક કાલ'' અથવા ''શાસ્ત્ર કાલ'' તરીકે ઓળખવામાં આવે છે.
2. **વિક્રમ કાલ :-** ગુજરાત અને બંગાળ સિવાયના ઘણા ભારતીય વિસ્તારોમાં ચાલે છે.
3. **ખ્રિસ્તી સન(ઈસ્વી સન) :-** આ સનનું વર્ષ સાયન સૌર છે. માગશર અથવા પોષ સાથે જાન્યુઆરી આવે છે.
4. **શકકાલ :-** કેટલાક વિસ્તારોને બાદ કરતાં (ટિન્નેવેલી અને મલબાર) લગભગ આખાં દક્ષિણ ભારતમાં ચાલે છે. તેનું વર્ષ સૌર અને ચાંદ્ર છે.
5. **ચેદિકાલ અથવા કલચુરિકાલ :-** પશ્ચિમ અને મધ્ય ભારતના કલચુરી રાજાઓ આ કાલનો ઉપયોગ કરતાં પણ હવે આનો ઉપયોગ થતો નથી.
6. **ગુપ્તકાલ :-** નેપાળ અને મધ્ય ભારતમાં (ગુપ્ત રાજાઓના સમયમાં) આનો ઉપયોગ થતો હવે તેનો ઉપયોગ થતો નથી.
7. **વલ્લભિ કાલ :-** ૪ થી સદીમાં ગુપ્તને બદલે વલભિ આવ્યો. શરૂઆત સૌરાષ્ટ્ર વિસ્તારમાં થયેલી હતી.
8. **હિજરી સન :-** અરબસ્તાનીમાં હિજરા એટલે નાસી જવું. પેગંબર

જયારે ઈ.સ. 622 15 જુલાઈને દિવસે મક્કાથી મદીના નાસી ગયા, ત્યારથી આ સનને હિજરી સન કહે છે. આ સનના મહિના ચાંદ્ર છે. દા.ત. મહોરમ્

9.બંગાળી સન :- આરંભ મેષ સંક્રાતિ એ થાય છે. તેનું વર્ષ સૌર છે. બંગાળના વિસ્તારોમાં આનો ઉપયોગ છે.

10.ફસલી સન :- શરૂઆતમાં આને હિજરી સનના જ વર્ષનો આંકડો તેને લગાવ્યો પણ હિજરી ચાંદ્ર પાકની મોસમ આધારિત ફસલી સૌર છે. અકબરે શરૂ કર્યું. આની શરૂઆત થઈ 13.7,1800 થી અને ધર્મ સાથે જોડાયેલું ન હોવાથી સરકારી વરસ બની રહ્યું.

11.સિંહ સંવતઃ- સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં આનો ઉપયોગ થાય છે. આનું વર્ષ ચાંદ્ર સૌર છે.

આ સિવાય પણ વિલાયતી સન, અમલી સન, સૂર અથવા શાહૂર સન, મગી-સન, કોલ્લમ અથવા પરશુરામ કાલ, નેવારકાલ, લક્ષ્મણસેન કાલ, બુચાનન, ઈલાહીસન રાજશક વગેરે જોવા મળે છે.

સામાન્ય તથ્યો કે વિગતોની ચર્ચા અહિં અસ્થાને છે કારણકે તે આપણને સામાન્ય પંચાગમાંથી મળી આવે છે. આમ તો આ પંચાગના પાંચ અંગ એટલે

1. તિથિ 2. વાર 3. નક્ષત્ર 4. યોગ 5. કરણ

ઉપરોકત પાંચ અંગોને ટુંકમાં સમજી લઈએ.

તિથિ :- સૂર્ય અને ચન્દ્ર આકાશમાં એક જ સ્થાને આવે છે ત્યારે અમાવાસ્યાનો અંત થાય છે. ત્યારબાદ સુર્ય કરતાં ચન્દ્રની ગતિ વધારે હોવાથી તે સુર્યની આગળ જાય છે. તે બન્નેની વચ્ચે 12 અંશ અંતર પડવા માટે જે સમય લાગે છે તે તિથિ. આ સૂર્ય-ચન્દ્ર ફરી આવે ત્યાં સુધી એટલે એક ચાંદ્ર માસમાં 360 -12 = 30તિથિ થાય છે.

કરણ :- સૂર્ય અને ચન્દ્રની વચ્ચે 6 અંશ અંતરે પડવા માટે જે કાળ લાગે છે તે કરણ.

વાર :- એક સૂર્યોદયથી બીજો સુર્યોદય સુધી મપાય તે વાર.

નક્ષત્ર :- અંશ અને 20 કળાનો એવા નક્ષત્રમંડળના 27 ભાગ કરીને તે દરેક ભાગને અને તે ચાલવા માટે ચન્દ્રને જે વખત લાગે તેને નક્ષત્ર કહેવામાં આવે છે.

યોગ :- સૂર્ય અને ચન્દ્રના ભાગોનો સરવાળો કરીને તે ઉપરથી કળા સરવાળો થવા માટે જે સમય લાગે છે તેને યોગ કહેવામાં આવે છે.

પ્રાચીન સમયમાં ચતુરંગ, ત્રૃગ, ધ્વયંગ, અને એકાંગો હતા પણ અત્યાર જેવું સ્પષ્ટ

પંચાગ ન હતું જયારે આજે તો લગભગ દરેક પ્રાંત કે વિસ્તારને પોતાનું પંચાગ છે અને દરેક ધર્મો અને અલગ હેતુઓ ધરાવતા પંથોને પોતાનું અલગ પંચાગ છે. પંચાગ સાથે સંવત્સર શબ્દનો અર્થ પણ સમજી લઈએ. આ સંવત્સર એટલે વર્ષ. પ્રાચીન સમયમાં તેને ગરુડની ઉપમા આપતા. આ વર્ષ કે સંવત્સરને સૌર, ચાંદ્ર, સાવન અને નાક્ષત્ર એમ ચાર રીતે ઓળખી શકાય છે. આ ચારને પણ ટુંકમા સમજી લઈએ.

સૌર વર્ષ :- સૂર્યનો મેષ પ્રવેશ થાય ત્યારેબાદ તે દરેક રાશિમાંથી 12 માસની ગતિ કરે અને 12 રાશિઓ પસાર કરીને ફરી મેષમાં પ્રવેશે તે સૌર વર્ષ.

$30^0$ અંશ = 30 સૌર દિવસ

$12 \times 30^0 = 360^0$

ચાંદ્ર વર્ષ :- એક અમાસાંત બીજા અમાસાંત સુધીના સમયને એક ચાંદ્રમાંસ કહે છે. અને તેવા બાર માસનું એક વર્ષ થાય તેને ચાંદ્ર વર્ષ કહે છે.

સાવન વર્ષ :- એકથી બીજા સુર્યોદય સુધીના સમયને એક સાવન દિન કહે છે. આવા 30 દિનનો એક માસ અને 12 સાવનમાસનું એક સાવન વર્ષ.

નક્ષત્ર વર્ષ :- ચન્દ્ર અશ્વિનીના આરંભથી રેવતીના અંત સુધીના ભ્રમણકાળને નાક્ષત્ર માસ કહે છે. અને તેવા 12 માસને વર્ષને નક્ષત્ર વર્ષ કહે છે.

સૌર વર્ષના માપમાં પણ અનેક વિધ માપો છે. દા.ત.

1. સૂર્ય સિદ્ધાંત પ્રમાણે

365દિન, 15 ઘડી, 31 પળ, 30 વિવળ એટલે કે 365 દિવસ, 6 કલાક, 12 મિનિટ 36 સેકન્ડ

2. આધુનિક શોધખોળ કે વેધ પ્રક્રિયા પ્રમાણે :-

365દિન, 15 ઘડી, 22 પળ, 53 વિવળ એટલે કે 365 દિવસ, 6 કલાક, 9 મિનિટ, 9.6 સેકન્ડ

આ વિવિધ પ્રકારની ગણનાઓ દ્વારા તે સમયના લોકો સૌથી વધુ સૂક્ષ્મ પ્રવાહ એવા કાળને સમજવાનો પ્રયત્ન કર્યો. તેની અસરો જોવાનો પ્રયત્ન કર્યો. બે હાથો વચ્ચે અને બે આંખો વચ્ચે શકય - અશકય એવા તમામ તત્વોને - પદાર્થોને લાવવાનો પ્રયત્ન કર્યો. કારણ કે જ્ઞાનનો વિસ્તાર એ ચૈતન્યના વિસ્તારની પશ્ચાદ બને છે. અને,

વૈયકિતક ચૈતન્ય એ જ પરમ ચૈતન્યની પશ્ચાદ બને છે.

આખરે આ જ્ઞાન યાત્રા જ પરમ માટેની ચૈતન્ય યાત્રા બની જતી હોય છે. આવી ભાવના અને સંવેદનાને કારણે કદાચ અપ્રસ્તૃત લાગશે છતાં અન્ય સંબંધિત વિગતો રજૂ કરવાનો મોહ જતો નથી.

432000 વર્ષનો એક કલિયુગ થાય છે. તેનાથી બમણો દ્વાપરયુગ, ત્રણ ગણો ત્રેતાયુગ અને ચાર ગણો સતયુગ. ચાર યુગનો એક મહાયુગ થાય છે. 71 મહાયુગનો એક મનુ થાય છે.

ભારત દેશમાં સંવત ચાલે છે અને તે કલિયુગમાં કુલ 6 પ્રતાપી રાજાઓ થયાનું મનાય છે. તેના નામ પરથી સંવત ચાલે છે. જેમાં :

1. યુધિષ્ઠિર સંવત જે 3044 વર્ષ ચાલ્યો.
2. વિક્રમ સંવત જે 135 વર્ષ ચાલ્યો.
3. શાલિવાહન સંવત જેનાં 1910 થી વધારે વર્ષ થવા આવ્યા છે.
4. સિન્ધુના સંગમ આગળ થનારા વિજયાભિનંદનનો સંવત ચાલશે જે લગભગ 10,000 વર્ષ ચાલશે.
5. ધારાનગરીમાં નાગાર્જુન નામના રાજાના સમયમાં સંવત 400000 વર્ષ ચાલશે.
6. આખરે કર્ણાટકમાં કરવીર શહેરમાં છેલ્લો અવતાર 'કલ્કી અવતાર' થશે. જેની સંવત 821 વર્ષ ચાલશે અને કલિયુગનો અંત આવશે.

- સંવત્સરોની પણ સાઠની યાદી છે.

| | | | |
|---|---|---|---|
| 1. પ્રભવ | 2. વિભવ | 3. શુકલ | 4. પ્રમોદ |
| 5. પ્રજાપતિ | 6. અંગિરા | 7. શ્રીમુખ | 8. ભાવ |
| 9. યુવા | 10. ધાતા | 11. ઈશ્વર | 12. બહુધાન્ય |
| 13. પ્રમાથી | 14. વિક્રમ | 15. વૃષ | 16. ચિત્રભાનુ |
| 17. સુભાનુ | 18. તારણ | 19. પાર્થિવ | 20. વ્યય |
| 21.સર્વજિત | 22.સર્વધારી | 23.વિરોધ | 24.વિકૃતિ |
| 25.ખર | 26.નંદન | 27.વિજય | 28.જય |
| 29.મન્મથ | 30.દુર્મુખ | 31.હેમલંબી | 32.વિલંબી |
| 33.વિકારી | 34.શર્વરી | 35.પ્લવ | 36.શુભકૃત |
| 37.શોભન | 38.ક્રોધી | 39.વિશ્વાવસુ | 40.પરાભવ |
| 41.પ્લવંગ | 42.કીલક | 43.સૌમ્ય | 44.સાધારણ |
| 45.વિરોધકૃત | 46.પરિધાવી | 47.પ્રમાદી | 48.આનંદ |
| 49.રાક્ષસ | 50.નલ | 51.પિંગલ | 52.કાલયુકત |
| 53.સિદ્ધાર્થ | 54.રૌદ્ર | 55.દુર્મતિ | 56.દુંદુભિ |
| 57.રુધિરોદ્ગારી | 58.રકતાક્ષી | 59.ક્રોધન | 60.ક્ષય |

- સમય અંગેની સૂક્ષ્મ સભાનતાનો સચોટ પુરાવો. તેના સમયના કોષ્ટક છે.

1 પ્રાણ = 4 સેકન્ડ = 10 દીર્ઘાક્ષર બોલવા જેટલો સમય

6 પ્રાણ = 24 સેકન્ડ = 60 દીર્ઘાક્ષર બોલવા જેટલો કાળ = 1 પળ
60 પળ = 24 મિનિટ = 1 ઘડી
60 ઘડી = 24 કલાક = 1 અહોરાત્ર (નક્ષત્ર)
30 અહોરાત્ર = 1 માસ = 1 માસ (નક્ષત્ર)
આવા 360 અહોરાત્ર = 1 દિવ્ય વર્ષ ~~360 સૌર વર્ષ~~
12000 દિવ્ય વર્ષ = 1 ચતુર્યુગ (મહાયુગ)

સત્ય યુગ
ત્રેતા યુગ
દ્વાપર યુગ
કલિયુગ
= 1 ચતુર્યુગ

| | | | |
|---|---|---|---|
| સતયુગ | = | 4800 દિવ્યવર્ષ x360 | =1728000 સૌર વર્ષ |
| ત્રેતાયુગ | = | 3600 દિવ્યવર્ષ x360 | = 1296000 સૌર વર્ષ |
| દ્વાપરયુગ | = | 2400 દિવ્યવર્ષ x 360 | = 864000 સૌર વર્ષ |
| કલિયુગ | = | 1200 દિવ્યવર્ષ x 360 | = 432000 સૌર વર્ષ |
| 1 મહાયુગ | = | 4320000 સૌર વર્ષ ← Total. | |
| 71 મહાયુગ | = | 1 મન્વન્તર | |
| 14 મન્વન્તર | = | 1 સંધિરહિત કલ્પ | |

1 કલ્પમાં સંધિ સહિત 14 મનુ થાય છે.

આ કલ્પની શરૂઆતમાં કૃતયુગ જેવડો એક સંધિકાળ (Transition) હોય છે. અને તેવી જ રીતે એક મનુથી બીજા મનુ વચ્ચે કૃતયુગ જેવડો સંધિકાળ હોય છે.

14 મનુઓનો કાળ + 15 સતયુગ = 1 કલ્પ = બ્રહ્માનો એક દિવસ

1 કલ્પ = એક રાત્રી ગણીએ અને

બે કલ્પ = બ્રહ્માનો એક અહોરાત્ર

કલ્પ = 71 મહાયુગ X 74 X 14 + 15 કૃતયુગ

4320000 X 71 X 14 = 4294080000

1728000 X 15 X = 25920000

1 કલ્પ = 4294080000
+ 25920000

4320000000 = સૌર વર્ષ 1 કલ્પ

બ્રહ્માનો એક અહોરાત્ર = 8640000000

આવી રીતે ગણતા અહોરાત્રોની સંખ્યાના સરવાળાંથી થતાં ચાર વર્ષ પ્રમાણે 100 વર્ષનું બ્રહ્માનું આયુષ્ય હોય છે.

ઉપરોક્ત ગણતરીને કામે લગાડીએ તો એમ ખ્યાલ આવે છે કે ઇ.સ. 1996 ના પ્રારંભકાળે 1955885096 વર્ષ આ સૃષ્ટિને થયા. સાતમા વૈવસ્વત મનુના 27 મહાયુગ ગયા છે. તેમાંનો ચોથો કલિયુગ ચાલે છે. આ વર્તમાન કલામાં સંધિ સહિત છ મનુંઓ થઇ ગયા. એ રીતે વર્તમાનમાં બ્રહ્માનું અડધું આયુષ્ય ગયું છે. અને એકાવનમાં વર્ષનો પ્રથમ દિવસ ! કલ્પ) ચાલે છે. છે ને જબરજસ્ત વિચાર ! પુરાણોમાં આ મનુઓના નામો નીચે પ્રમાણે આપ્યા છે.

| | | | |
|---|---|---|---|
| 1. સ્વાયંભુવ | 2. સ્વારોચિત્ર | 3. ઉત્તમ | 4. તામસ |
| 5. રૈવત | 6. ચાક્ષુષ | 7. વૈવતસ્વત | 8. ચાક્ષુષ |
| 7. વૈવસ્વત | 8. સાવર્ણિ | 9. દક્ષસાવર્ણિ | 10. બ્રહ્મસાવર્ણિ |
| 11. ધર્મસાવર્ણિ | 12. પૌણ્ડ્ર | 13. રૌરવ | 14. ભૌત્યક |

ઇ.સ. 527 માં રોમ (ઇટાલી)માં ડાયોનિસિઅસ નામનો વિદ્વાન રહેતો હતો. તેને એવો વિચાર આવ્યો કે ધાર્મિક સંવત ચલાવવી જોઈએ. પોતે રોમન હોવાને નાતે તેણે રોમ નગરીની સ્થાપનાથી 795માં વર્ષે જિસસનો જન્મ થયાનું નિશ્ચિત કરીને ઇ.સ. અથવા ઇસવી સન અથવા ઇશુની સન શરૂ કરી. ત્યારબાદ તે પ્રમાણે આખા યુરોપમાં તે ગણના પ્રસરવા લાગી. મધ્યરાત્રીથી મધ્યરાત્રી સુધીનો આ દિવસ ગણાય છે. આજે તો તેની શરૂઆત 1 જાન્યુઆરીથી થાય છે પણ ડાયોનિસિઅસે તેનો આરંભ 25 માર્ચથી માન્યો હતો. ઘણા દેશો 16 મી સદી સુધી આ પ્રકારે ગણના કરતા હતા. અલબત ફ્રાંસ 1663 થી 1 જાન્યુઆરીને વર્ષારંભ ગણે છે, તો ઇંગ્લેન્ડમાં 1752 થી શરૂ થયું. ઇંગ્લેન્ડમાં ઇ.સ. સાતમી સદીથી 25 ડિસે.નો વર્ષારંભ ગણાતો. ત્યારબાદ 12મી સદીથી 25 માર્ચનો આરંભ ગણાતો રોમન પંચાગને વ્યવસ્થિત કરનાર હતા- રોમન બાદશાહ જુલિયસ સિઝર અને ઓગસ્ટમ સીઝર (ઓગસ્ટસ તો પોતાનું નામ અમર થાય તે માટે આઠમા મહિનાનું નામ સેક્સ્ટાઇલિસ હતું તેને સ્થાને ઓગષ્ટ રાખ્યું)

આ સાથે થોડી પ્રાથમિક અને સાવ સરળ વાતો અને ખ્યાલો સમજી લઇએ તો અન્ય પરિમાણો સમજવા સહેલાં પડશે. દા.ત.

ગોલ :- સૂર્ય જ્યારે મેષથી કન્યા સુધીના ક્ષેત્રમાં ભ્રમણ કરે ત્યારે તેને ઉત્તરગોલ કહે છે એટલે કે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશ કરે છે, ત્યારે તે વિષુવવૃત્તની ઉત્તરમાં રહે છે. તે કાળ અને સૂર્ય જ્યારે તુલાથી મીન સુધીના ક્ષેત્રમાં ભ્રમણ કરે છે તેને દક્ષિણગોલ કહે છે એટલે કે સૂર્ય તુલા રાશિમાં પ્રવેશ કરે છે, ત્યારે તે

વિષુવૃત્તથી દક્ષિણમાં રહે છે તે કાળ.

અન્ય રીતે કહીએ તો મકરથી કર્કના ભ્રમણને ઉત્તરાયણ અને કર્કથી મકર સુધીના ભ્રમણને દક્ષિણાયન કહે છે. આ વાત થઈ 'અયન'ની.

ઋતુ :- આમ તો સૂર્યના ભ્રમણકાળને બે રીતે ઓળખાવવામાં આવે છે. એક રીત કે જેમાં સૂર્યના છ છ રાશિના ભ્રમણકાળને અયન અને ગોલથી ઓળખવામાં આવે છે. બીજી રીતે બબ્બે રાશિના ભ્રમણકાળને ઋતુ કહેવામાં આવે છે. આવી છ ઋતુઓ છે જેના નામ આ પ્રમાણે છે :-

વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર

માસ :- જ્યોતિષમાં મુખ્ય ચાર પ્રકારના માસનો ઉલ્લેખ થાય છે. જેના નામ આ પ્રમાણે છે :-

સૌર માસ, ચાંદ્ર માસ, સાવનમાસ અને નાક્ષત્ર માસ

સૂર્યની દરરોજની ગતિ એક અંશ હોય છે જ્યારે ચંદ્રની દરરોજની લગભગ 13° હોય છે. આમ 12° નો તફાવત રહે છે. પણ જ્યારે સૂર્ય અને ચંદ્ર રાશિ, અંશ, કળા, વિકળાથી સરખા થાય ત્યારે અમાસ થાય અને આવી એક અમાસથી બીજી અમાસ સુધી 30 તિથિનો એક ચાંદ્રમાસ થાય છે. આ ચાંદ્રમાસનું આધુનિક માપ નીચે પ્રમાણે છે.

29 દિવસ 12 કલાક 45 મિનિટ અને .02864976 સેકન્ડ છે.

અલબત આ બધા માસને સાદી ભાષામાં સમજવા વધુ ઉપયોગી નીવડે છે.

સૌરમાસ :- દરરોજ એક અંશ ચાલતો સૂર્ય એ એક સૌર દિવસ અને આવા 30 દિવસનો જે માસ તે સૌર માસ.

સાવન માસ :- એક સાવન દિન અથવા અહોરાત્ર એટલે એક સૂર્યોદયથી બીજો સૂર્યોદય વચ્ચેનો સમય અને આવા 30 સાવન દિન નો એક સાવનમાસ

નક્ષત્ર માસ :- પૂર્વની ક્ષિતિજમાં ઉદય પામે અને ફરીવાર તે જ સ્થાને ઉદય પામતું નક્ષત્ર તે કાળ નાક્ષત્રદિન અને આવા 30 નાક્ષત્ર દિન નો એક નાક્ષત્ર માસ

અલબત આ બધાની ગણતરીમાં નાનો મોટો ફેર હોય છે. દા.ત.

સૌરવર્ષ → 365 દિવસ 6 કલાક 9 મિનિટ - 09.540288 સેકન્ડ

ચાંદ્ર વર્ષ → 354 દિન 8 કલાક, 38 મિનિટ 34.379712 સેકન્ડ

મહીનાઓના અન્ય તથ્યો :-

| ક્રમ | પ્રાચીન નામ | ચાલુ નામ | અંગ્રેજી મહીનો | દેવતા | દેવી | સૂર્યના નામ |
|---|---|---|---|---|---|---|
| 1. | ઉર્જ | કાર્તિક | ઓક્ટોબર નવેંબર | દામોદર | રાધા | દિવાકર |
| 2. | સહઃ | મૃગશીર્ષ | નવેંબર ડિસેમ્બર | કેશવ | વિશાલાક્ષી | મિત્ર |
| 3. | સહસ્ય | પોષ | ડિસેમ્બર જાન્યુઆરી | નારાયણ | લક્ષ્મી | વિષ્ણુ |
| 4. | તપઃ | માઘ | જાન્યુઆરી ફેબ્રુઆરી | માધવ | રૂકમણી | અરૂણ |
| 5. | તપસ્ય | ફાલ્ગુન | ફેબ્રુઆરી માર્ચ | ગોવિંદ | ધાત્રી | સૂર્ય |
| 6. | મધુ | ચૈત્ર | માર્ચ એપ્રિલ | વિષ્ણુ | રમા | વેદાંગ |
| 7. | માધવ | વૈશાખ | એપ્રિલ મે | મધુસૂદન | મોહિની | ભાનુ |
| 8. | શુક્ર | જ્યેષ્ઠ | મે જૂન | ત્રિવિક્રમ | પદમાક્ષી | ઇન્દ્ર |
| 9. | શુચિ | અષાઢ | જૂન જુલાઇ | વામન | કમળા | રવિ |
| 10. | નભઃ | શ્રાવણ | જુલાઇ ઓગષ્ટ | શ્રીધર | કીર્તિમતી | ગભસ્તિ |
| 11. | નભસ્ય | ભાદ્રપદ | ઓગષ્ટ સપ્ટેંબર | હૃષીકેશ | અપરાજિતા | યમ |
| 12. | ઇશ | આશ્વિન | સપ્ટેંબર ઓક્ટોબર | પદમનામ | પદમાવતી | સુવર્ણરેતા |

આમ સૌર વર્ષ ચાંદ્ર વર્ષ કરતા 10 દિવસ, 21 કલાક, 20 મિનિટ અને 35.160576 સેકન્ડ મોટું છે.

પરિણામે દર ત્રીજે વરસે એક ચાંદ્રમાસ અધિક માસ તરીકે ઉમેરવમાં આવે છે. આને શાસ્ત્રોની ભાષામાં કાલમાસ કહે છે, તેથી આમાં શુભકાર્યો થતાં નથી. મને એમ લાગે છે કે શુભ કાર્યો દ્વારા આવી અશુભ ઘડી કે તિથિ (?) ને પવિત્ર અને શુભ બનાવી [illegible] અને બનાવવી જોઈએ. બાકી શાસ્ત્રોમાં તો દરેક પ્રકારના માસનાં કાર્યો આપ્યા [illegible]

સૌરમાસપ્રમાણેવિવાહ,

સાવનમાસપ્રમાણેયજ્ઞો,

ચાંદ્રમાસપ્રમાણેશ્રાદ્ધ,

નાક્ષત્રમાસ પ્રમાણે દાન અને વ્રતો

પ્રાચીન શાસ્ત્રો પુરાણો અને ધર્મગ્રંથોએ આ માસના નામો સમય જતાં બદલ્યાં છે પણ તે દરેકને સૂર્યના અલગ અલગ નામો સાથે જોડ્યાં છે અને અન્ય દેવ - દેવીઓ સાથે પણ જોડ્યા છે. તે અભ્યાસ પણ રસપ્રદ છે. (આકૃતિ) હિન્દુ પરંપરામાં તો પ્રત્યેક ચાંદ્ર માસના શુકલ અને કૃષ્ણ એવા બે વિભાગો પાડ્યા છે. જેને પક્ષ કહેવામાં આવે છે. આમાં પાંચમથી પાંચમનું ગણિત છે. એટલે કે શુકલપક્ષની પાંચમથી કૃષ્ણપક્ષની પાંચમ સુધીનો સમય તે શુકલપક્ષ અને કૃષ્ણપક્ષની પાંચમથી શુકલપક્ષની પાંચમ સુધીનો સમય તે કૃષ્ણપક્ષ અહિ તેની બહુ પ્રસ્તુતતા નથી, તેથી વધુ સૂક્ષ્મ વિગતો નિવારી છે.

એક અમાસથી બીજી અમાસ સુધીમાં ચંદ્ર 390° ચાલે છે અને તેટલા જ સમયમાં સૂર્ય લગભગ 30° ચાલે છે અને આ અંશને આપણે તિથિ તરીકે ઓળખીએ છીએ. આ પંદર તિથિઓને પોતાના નામો પણ છે. આમાં શુકલ પક્ષની ૧૫મી તિથિ તે પૂર્ણિમા અને કૃષ્ણપક્ષની પંદરમી તિથિ તે અમાસ. આ રીતે જોઈએ તો એક માસના બે પક્ષ અને એક પક્ષની 15 તિથિ થાય છે.

આ શાસ્ત્ર આનાથી પણ વધારે ઊંડાઇમાં જઇને તિથિનું અર્ધ કરે છે જેને કરણ કહે છે. આમ તો કરણો બે પ્રકારના છે.

1. ચરકરણ　　　2. સ્થિરકરણ

આમાં ચર કરણો સાત છે અને સ્થિર કરણો ચાર. આ રીતે કરણોની સંખ્યા કુલ અગિઆર છે. તેના નામો નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| 1. બવ | 2. બાલવ | 3. કૌલવ | 4. તૈતિલ |
| 5. ગર | 6 વણિજ | 7. વિષ્ટિ | 8. શકુનિ |
| 9. ચતુષ્પદ | 10. નાગ | 11. કિંસ્તુઘ્ન | |

ઘણીવાર જ્યોતિષમાં "હોરા" શબ્દ આવે છે, તો આ હોરાઓનો ઉપયોગ પ્રાચીન કાળમાં વધારે થતો હતો. આનો સંબંધ મુહૂર્તશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રમાં વધારે થતો હતો. હોરાઓ 24 છે. એક દિવસના 24 કલાક અથવા 60 ઘડી થાય છે.

1 હોરા = 1 કલાક = અઢી ઘડી

અલબત્ત આ બધાની વિસ્તૃત માહિતી આપતા અનેક વિદ્વાનોના અનેક ગ્રંથો છે તેથી તેની વિસ્તૃત માહિતી આપતો નથી.

## ભારતીય જ્યોતિષ : ઉત્ક્રાંતિથી ક્રાંતિ

પ્રાચીન સંસ્કૃતિઓમાં ભારતની સંસ્કૃતિની સમજના વિસ્તારો અને જ્ઞાનની ક્ષિતિજો સૌથી વધુ દૂર સુધી ગયેલી. ભારતીય સમજની પરંપરામાં સર્વાંગી વિકાસ અને સમજ જ અગત્યની હતી. બધા શાસ્ત્રો અને વિષયોને જીવન સાથે સંબંધ હતો. તે બધા શાસ્ત્રો અને વિષયો બૌદ્ધિક ન હતા પણ અસ્તિત્વગત હતા. તે પ્રજાના જ્ઞાનની ભૂખનું કારણ જીવન સમજની ભૂખ હતી. તેઓ બધી જ પ્રાપ્ય પદ્ધતિઓ, અભિગમો અને દ્દષ્ટિબિંદુઓનો અસ્તિત્વને સમજવા માટે ઉપયોગ કરતા હતા. તેઓ આ બધા શાસ્ત્રો દ્વારા અસ્તિત્વને માપતા, જાણતા અને પામતા. કદાચ તેને લીધે જ જ્યોતિષ, ખગોળ, યોગ, અધ્યાત્મ, રસાયણશાસ્ત્ર વગેરે અનેક વિષયોને સંબંધ હતા. જીવનને ભેદ રેખાઓ નથી. અસ્તિત્વને સીમાઓ નથી. સત્વ અને તત્ત્વને રૂપરેખાઓ નથી. તે એવી પ્રજા અને સંસ્કૃતિ હતી કે તથ્યો, વિગતો અને માહિતીઓ કરતા અંતિમ વાસ્તવિકતાઓ, સત્યો અને સત્વને મહત્ત્વ આપતી હતી. આમ તો તથ્યો અને વિગતો દ્વારા અંતદૃષ્ટિ કેળવાતી હોય છે. અને બધા વિષયોનો સહસંબંધ પણ ધ્યાનમાં આવતો હોય છે.

એક દૃષ્ટિએ જોઇએ તો જ્યોતિષનો અભ્યાસ અઘરો નથી. જો તેના મૂળભૂત ખ્યાલો સ્પષ્ટ હોય તો કેટલાક ખ્યાલો આપણે અગાઉ સ્પષ્ટ કર્યા છે. બાકી રહેલા પર હવે દૃષ્ટિ નાખીએ.

આકાશ ગોળાકાર છે અને તેને લીધે તેને 360 ડિગ્રીમાં વિભાજીત કરવામાં આવ્યું છે. અર્ધ આકાશ કે ગોળાકાર સતત આપણી નજરમાં રહે છે. જ્યારે બાકી રહેલો અર્ધો ભાગ દેખાતો નથી. આ 360° ડિગ્રીના 12 સરખા ભાગ કરવામાં આવ્યા છે.

12 X 30 ડિગ્રી = 360°

આ દરેક ત્રીસ ડિગ્રીને આપણે નામો આપ્યા છે. તેને આપણે રાશિ કહીએ છીએ. આખા આકાશને બાર રાશિમાં વહેંચવામાં આવ્યું છે. તેના ત્રણ ભાષામાં નામો નીચે પ્રમાણે છે.

રાશિના નામ.

| ગુજરાતી | અંગ્રેજી | હિન્દી |
|---|---|---|
| 1. મેષ | Aries | मेष |
| 2. વૃષભ | Taurus | वृषभ |
| 3 મિથુન | Gemini | मिथुन |
| 4. કર્ક | Cancer | कर्क |
| 5. સિંહ | Leo | सिंह |

| | | |
|---|---|---|
| 6. કન્યા | Virgo | कन्या |
| 7. તુલા | Libra | तुला |
| 8. વૃશ્ચિક | Scorpio | वृश्चिक |
| 9. ધન | Sagitarius | धनु |
| 10. મકર | Capricorn | मकर |
| 11. કુંભ | Aquarius | कुंभ |
| 12 મીન | Pisces | मीन |

ઉલલેખનીય છે કે પ્રાચીન ગ્રંથોમાં, (વેદોમાં) આવી ઉપરોક્ત સંજ્ઞાઓનો ઉલ્લેખ નથી. આ રાશિઓ અંગેની આશ્ચર્યજનક વાત એ છે કે તે દરેકને પોતાની ઓળખ, ગુણધર્મો, લક્ષણો, સ્વામિ, ગૃહ, મિત્રો , દુશ્મનો, ગમા-અણગમા, દૃષ્ટિબિંદુઓ વલણો વ. છે.ટૂંકમાં આ રાશિઓ જીવંત વ્યક્તિઓ જ છે.તે બધાને પોતાના વ્યક્તિત્વ છે.જ્યોતિષનું ફળાદેશ કે ભવિષ્યકથન કે prediction આ વ્યક્તિત્વના જ્ઞાન પર આધારિત છે.

ભારતીય પરંપરામાં ગ્રહોની સંખ્યા સાત છે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે ત્યારે તેના પરિભ્રમણનો માર્ગ તદ્દન ગોળાકાર નથી હોતો પણ લંબગોળ જેવો હોય છે. સૂર્યની આસપાસ તે એક વરસે ફરી વળે છે. પણ દોઢ વરસે તે પોતાના માર્ગ ઉપરનું બિંદુ કાપે છે. તે સ્થાનને રાહુ માન્યો છે, કારણકે તે સમયે સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું વધારાનું ગુરૂત્વાકર્ષણ એક સ્વતંત્ર ગ્રહના ગુરૂત્વાકર્ષણ જેવું જ હોય છે. આમ જ કેતુનું છે. સૂર્ય અને ચંદ્ર સિવાયના દરેક ગ્રહને પોતાની બબ્બે રાશિઓ હોય છે. જ્યારે રાહુ અને કેતુને પોતાની એક પણ રાશિ નથી, કારણકે તેઓ ખેંચાણ બિંદુઓ કે ગુરૂત્વાકર્ષણ બિંદુઓ જ છે, નહિ કે ગ્રહો.

સામાન્ય રીતે જ્યોતિષમાં કુંડળીમાં એકંદરે બાર સ્થાનો, રાશિઓ કે ઘરો હોય છે. વ્યક્તિ જન્મી હોય તે સમયે અને સ્થળે પૂર્વ દિશાની ક્ષિતિજ પર જે રાશિ હોય તે તમારું પહેલું સ્થાન જેને જન્મલગ્ન સ્થાન તરીકે ઓળખવામાં આવે છે. બીજી રીતે કહીએ તો વ્યક્તિના જન્મ સમયે સૂર્ય કઇ રાશિનો અને કયા સ્થાનમાં છે તેના પરથી આ નિશ્ચિત થાય છે. ઘણા પહેલા સ્થાનને 'તનુભાવ' પણ કહે છે.

આપણે અગાઉ જોયું કે દરેક રાશિ અને ગ્રહને જીવંત વ્યક્તિત્વ છે, તેથી દરેકને પોતાની વિલક્ષણતાઓ છે. દરેક ગ્રહ અમુક રાશિમાં સર્વશ્રેષ્ઠ ઉર્જા કે શક્તિઓ દર્શાવતો હોય છે અને અમુક રાશિમાં નબળો પડતો હોય છે અથવા વિધેયાત્મકને બદલે નિષેધાત્મક અસરો દેખાડતો હોય છે. આ જો વિધેયાત્મક ગ્રહ અને રાશિ હોય તો ઉચ્ચરાશિ અને નિષેધાત્મક ગ્રહ અને રાશિ હોય તો નીચ રાશિ કહેવામાં આવે છે. આ વિગતોને આપણે કોષ્ટકની રીતે સમજીએ તો વધુ સ્પષ્ટ બનશે.

(કાશમા રાશના અક દશાવ્યા છ.)

| | ગ્રહ | ઉચ્ચરાશિ | નીચરાશિ |
|---|---|---|---|
| 1. | સૂર્ય | મેષ (1) | તુલા (7) |
| 2. | ચંદ્ર | વૃષભ (2) | વૃશ્ચિક (8) |
| 3. | મંગળ | મકર (10) | કર્ક (4) |
| 4. | ગુરુ | કર્ક (4) | મકર (10) |
| 5. | શનિ | તુલા (7) | મેષ (1) |
| 6. | બુધ | કન્યા (6) | મીન (12) |
| 7. | શુક્ર | મીન (12) | કન્યા (6) |

બ્રહ્માંડના તત્ત્વોની દૃષ્ટિએ (સાંખ્ય) જોઈએ તો

સત્વગુણનાંસ્થાનો → 5 અને 9
રજોગુણનાં સ્થાનો → 1, 4, 7 અને 10
તમો ગુણનાં સ્થાનો → 6, 8 અને 12

આમ માનવી સત્વ, રજસ અને તમસ્‌નો બનેલો છે. આ બધા યોગ્ય અને સપ્રમાણ હોય તો જીવન યોગ્ય અને સપ્રમાણ બને છે.

આમ તો કુંડળીના કયા સ્થાનમાં શું જોવું તે નિશ્ચિત હોય છે, છતાં તે જોનાર પર વધુ અધાર રાખે છે અને પ્રાપ્ત માહિતીનો કેવો અને કેટલો ઉપયોગ કરે છે. આ સાથે આપણે બાર રાશિઓ અને તેના સ્વામીઓ પર પણ નજર નાખી દઇએ.

| | રાશિ | | સ્વામી |
|---|---|---|---|
| 1. | મેષ | → | મંગળ |
| 2. | વૃષભ | → | શુક્ર |
| 3. | મિથુન | → | બુધ |
| 4. | કર્ક | → | ચન્દ્ર |
| 5. | સિંહ | → | રવિ |
| 6. | કન્યા | → | બુધ |
| 7. | તુલા | → | શુક્ર |
| 8. | વૃશ્ચિક | → | મંગળ |
| 9 | ધન | → | ગુરૂ |
| 10 | મકર | → | શનિ |
| 11. | કુંભ | → | શનિ |
| 12. | મીન | → | ગુરૂ |

આ બધી રાશિઓ અને ગ્રહો વચ્ચેનો આંતર સંબંધ પણ વિશિષ્ટ અને રસપ્રદ હોય છે. દરેક ગ્રહને અન્ય ગ્રહ સાથે મિત્રતા, શત્રુતા અને તટસ્થતા કલ્પી છે. તેની જાતિ કલ્પી છે, તેના રંગો કલ્પ્યા છે અને તેના નંગો પણ કલ્પવામાં આવ્યા છે. ઘણીવાર આ વધારે પડતી વ્યક્તિગતલક્ષી બાબતો લાગે. અલબત આ દરેક બાબતોને પોતાના સ્થૂળ અને સૂક્ષ્મ અર્થો અને અર્થઘટનો છે. જે ફળાદેશ સમયે ઉપયોગી થતા હોય છે. તેની મદદને લીધે વ્યક્તિ અંગેનું વધુ સચોટ ફળાદેશ નીકળશે. આ અંગે નીચેનું કોષ્ટક માહિતી આપે છે.

| ક્રમ | ગ્રહ | મિત્ર | શત્રુ | તટસ્થ |
|---|---|---|---|---|
| 1. | સૂર્ય | ચંદ્ર<br>મંગળ<br>ગુરુ | શુક્ર<br>શનિ<br>રાહુ | બુધ |
| 2. | ચન્દ્ર | સૂર્ય<br>બુધ | રાહુ | મંગળ<br>ગુરુ<br>શુક્ર<br>શનિ |
| 3. | મંગળ | સૂર્ય<br>ચન્દ્ર<br>ગુરુ | બુધ<br>રાહુ | શુક્ર<br>શનિ |
| 4. | બુધ | સૂર્ય<br>શુક્ર<br>રાહુ | ચન્દ્ર | મંગળ<br>ગુરુ<br>શનિ |
| 5. | ગુરુ | સૂર્ય<br>ચન્દ્ર<br>મંગળ | બુધ<br>શુક્ર | શનિ<br>રાહુ |
| 6. | શુક્ર | બુધ<br>શનિ<br>રાહુ | ચન્દ્ર | ગુરુ<br>મંગળ |
| 7. | શનિ | બુધ<br>શુક્ર<br>રાહુ | સૂર્ય<br>ચન્દ્ર<br>મંગળ | ગુરુ |
| 8. | રાહુ | બુધ<br>શુક્ર<br>શનિ | સૂર્ય<br>ચન્દ્ર<br>મંગળ | ગુરુ |
| 9. | કેતુ | બુધ<br>શુક્ર<br>શનિ | સૂર્ય<br>ચન્દ્ર<br>મંગળ | ગુરુ |

પ્રાચીન શાસ્ત્રોએ આ ગ્રહોની જાતિ (sex) પણ કલ્પી છે.

| | | |
|---|---|---|
| 1. પુરુષજાતિ | → | સૂર્ય, મંગળ, ગુરુ |
| 2. સ્ત્રીજાતિ | → | ચંદ્ર, શુક્ર, રાહુ |
| 3. નાન્યતરજાતિ | → | શનિ, બુધ, કેતુ |

ઉપરોક્ત જાતિઓના આંતર સંબંધો દ્વારા પણ વિશ્વાસપાત્ર અર્થઘટનો લાવી શકાય છે. આ સાથે પ્રાચીન શાસ્ત્રોમાં ગ્રહોના રંગો પણ આપ્યા છે. રંગોના મિજાજ દ્વારા જાતક વિશે ફળાદેશ આપી શકાય છે.

| | | |
|---|---|---|
| 1. સફેદ | → | શુક્ર અને ચન્દ્ર |
| 2. પીળો | → | ગુરુ |
| 3. લાલ | → | સૂર્ય અને મંગળ |
| 4. લીલો | → | બુધ |
| 5. ભૂરો | → | શનિ |
| 6. ધુમાડાજેવો | → | રાહુ અને કેતુ |

વિશિષ્ટ ગ્રહોના સ્થાન દ્વારા જાતકનો મિજાજ, વૃત્તિઓ, વલણો, ગમા, અણગમા જાણી શકાય છે. તે સિવાય પ્રાચીન શાસ્ત્રોમાં ગ્રહોની સાથે કિંમતી પથ્થરો (Gems) ને પણ જોડ્યા છે અને તે દ્વારા ગ્રહોની તરફેણ કે લાભ લેવાનો વિચાર થયો છે. આધુનિક સમયમાં આ પદ્ધતિનો ઉપયોગ મોટાભાગે જાતકના શોષણ કરવામાં થાય છે. તેનું સૌથી મોટું કારણ ખરા જાણકારો ઘટ્યા છે તે છે. શાસ્ત્રોક્ત સમજ અને ઉપયોગ ઘટ્યા છે અને વ્યાપારી વૃત્તિ વધી છે. આ નિવારવા નીચે તેની યાદી આપી છે.

| ગ્રહ | - | નંગ |
|---|---|---|
| 1. સૂર્ય | → | Ruby |
| 2. બુધ | → | Emerald |
| 3. શનિ | → | Sapphire |
| 4. ચન્દ્ર | → | pearl |
| 5. ગુરુ | → | pushkarray |
| 6. રાહુ | → | Gomeda |
| 7. મંગળ | → | Coral |
| 8. શુક્ર | → | Diamond |
| 9. કેતુ | → | Lasnya |

આ સાથે એક અન્ય દૃષ્ટિએ પણ વિચારી લેવા જેવું છે, તે એ કે દરેક ગ્રહ જે સમયે અને જેટલો સમય એક નિશ્ચિત રાશિમાં રહે છે તે સમયે તે ગ્રહ જાતકના જીવન પર અધિક પ્રભાવ પાડે છે. તે સમય ગ્રહનો મિજાજ જાતક પર આધિપત્ય ભોગવે છે. આમ ગ્રહના સ્થાન અને તેના આધિપત્ય સમય પરથી જાતકનું ફળાદેશ વધુ સ્પષ્ટ કહી શકાય છે. આ

હેતુથી નીચેના ગ્રહોનો દરેક રાશિમાં સમય ગાળો આપ્યો છે.

| ગ્રહ | વરસ/દિવસ | રાશિ |
|---|---|---|
| 1. સૂર્યનિયમિત | 30 દિ. | એકરાશિમાં |
| 2. ચન્દ્રનિયમિત | $2\frac{1}{4}$ દિ. | એકરાશિમાં |
| 3 મંગળનિયમિત | 45 દિ. | એકરાશિમાં |
| 4. બુધનિયમિત | 30 દિ | એકરાશિમાં |
| 5. શુક્રનિયમિતં | 30 દિ | એકરાશિમાં |
| 6. શનિનિયમિત | 2 વરસ 6 મહિના | એકરાશિમાં |
| 7. રાહુનિયમિત | 1 વરસ 6 મહિના | એકરાશિમાં |
| 8. કેતુનિયમિત | 1 વરસ 6 મહિના | એકરાશિમાં |
| 9 ગુરુનિયમિત | 1 વરસ | એકરાશિમાં |

આવી રીતે ગ્રહો જીવન પર પ્રાધાન્ય ભોગવે છે.

અલબત કેટલાક ગ્રહોને કાયમી રીતે સારા ગ્રહો ગણ્યા છે અને કેટલાક ને ખરાબ અથવા નબળા ગ્રહો ગણ્યા છે. દા. ત. :-

1. સારાગ્રહો → સૂર્ય, ગુરુ, બુધ, શુક્ર, ચન્દ્ર
2. નબળાગ્રહો → શનિ, મંગળ, રાહુ, કેતુ

અલબત અંગત રીતે તો હું એમ માનું છે કે નબળા કે પાપ ગ્રહો જ્યારે કુંડળીમાં હોય ત્યારે તે અનાયાસે જ આધ્યાત્મિક કુંડળી બની જતી હોય છે. વેદના એ સાધનાની પ્રસ્તાવના છે. વિષાદ યોગ એ જ્ઞાન - કર્મ અને ભક્તિયોગનું પ્રવેશદ્વાર છે. શનિને દુઃખનો કારક કહેવાય છે. પણ તમે વિચારો તો ખ્યાલ આવશે કે શનિ નિર્ભ્રાંતિ પણ કેટલી આપશે ! ઘણી બધી. આમ, પાપગ્રહોવાળી કુંડળી પરોક્ષ રીતે સાધકની કુંડળી છે.

આ બધા ગ્રહો સાથે પંચમહાભૂતના તત્ત્વોને પણ જોડવાનો પ્રયાસ થયો છે. જે દ્વારા આપણને ખ્યાલ આવી શકે છે કે તે જાતક પર કયા તત્ત્વનું પ્રાધાન્ય છે. જે તત્ત્વને તે ધ્યાન, અનુષ્ઠાન અને યોગનું કેન્દ્રબનાવી શકે.

1. પૃથ્વી તત્ત્વ → બુધ
2. અગ્નિતત્ત્વ → મંગળ
3. વાયુતત્ત્વ → શનિ
4. જલતત્ત્વ → ચન્દ્ર
5. આકાશતત્ત્વ → બધા ગ્રહોની પશ્ચાદ તરીકે.

બધા ગ્રહોની દશા, સમય અને તે સમયે નક્ષત્રોની આંતરદશા પણ ધ્યાનમાં રાખવા જેવો મુદ્દો છે. કારણકે નક્ષત્રો અત્યંત રહસ્યમય પ્રભાવ પાડનાર આકાશી તત્ત્વો છે. જાતકના કાળાદેશ સમયે આ દૃષ્ટિબિંદુથી પણ જોવા જેવું છે.

| ક્રમ | ગ્રહ | સમય | નક્ષત્ર દશા |
|---|---|---|---|
| 1. | સૂર્ય | 6 વરસ | કૃતિકા, ઉત્તરા અને ઉત્તર આષાઢા |
| 2. | ચન્દ્ર | 10 વરસ | રોહિણી, હસ્તા અને શ્રવણા |
| 3. | મંગળ | 7 વરસ | મૃગા, ચિત્રા અને ધનિષ્ઠા |
| 4. | રાહુ | 18 વરસ | આર્દા, સ્વાતિ અને શતતારક |
| 5. | ગુરુ | 16 વરસ | પુનર્વસુ, વિશાખા અને પૂર્વભાદ્રપદા |
| 6. | શનિ | 19 વરસ | પુશ્ય, અનુરાધા અને ઉત્તરભાદ્રપદા |
| 7. | બુધ | 17 વરસ | આશ્લેષા, જયેષ્ઠા અને રેવતી |
| 8. | કેતુ | 7 વરસ | મઘા, મૂલ અને અશ્વિની |
| 9. | શુક્ર | 20 વરસ | પૂર્વા, પૂર્વાષાઢા અને ભારણી |

આમ તો મોટાભાગના ગ્રહો બબ્બે રાશિઓના સ્વામી છે જેવા કે,

1. મંગળ → મેષ અને વૃશ્ચિક
2. શુક્ર → વૃષભ અને તુલા
3. બુધ → મિથુન અને કન્યા
4 ગુરુ → ધન અને મીન
5. શનિ → મકર અને કુંભ

જ્યારે બે ગ્રહો એવા છે જે એક એક રાશિ પર આધિપત્ય ભોગવે છે.

6. સૂર્ય → સિંહ
7. ચન્દ્ર → કર્ક

આ સાથે રાશિઓના કુંડળીમાં સ્થાન અને ગ્રહોના સ્થાન તપાસી લઇએ.



અલબત આ બાર સ્થાનોનો ઉપયોગ અનંત રીતે થઈ શકે તેમ છે, કારણકે તેનો આધાર જો ગૃહો, રાશિઓ અને નક્ષત્રો બનાવીએ ત્યારબાદ તે વધુ સ્થિતિ સ્થાપક કે લવચીક બને છે. આવો એક ઉપયોગનો ઉત્તમ દાખલો અમૃતા પ્રિતમે બનાવેલી કુંડળી છે. એ રસપ્રદ પુસ્તકનું નામ પણ "અક્ષર કુંડળી" છે.




આ સ્થાનોનો અનત રીતે ઉપયોગ કરી શકાય અને અનત અર્થઘટનો કરી શકાય. તે માટેનો શ્રેષ્ઠ રસ્તો એ છે કે પ્રાપ્ય તથ્યો વિગતો અને ઘટનાઓનો આધાર બનાવાય અને ત્યારબાદ તે પરથી તાત્ત્વિક, આધ્યાત્મિક અને અસ્તિત્વગત સૂચિતાર્થો મેળવાય. આવી વાસ્તવિકતાઓનાઆધારેસાધનાનોનકશોબનાવાય.લાંબીઆધ્યાત્મિકયાત્રાપરજન્મો સુધી ચાલી શકાય તેવી કેડી દોરી શકાય. એક અનન્ય દૃષ્ટિબિંદુ એવું છે કે બધા જ જ્ઞાનશાસ્ત્રો અને પ્રાકૃતિક વિજ્ઞાનોની માહિતીનો ઉપયોગ પરમની સાધના માટે થવો જોઈએ. આ વિગતો એ સાધ્ય નથી. પણ સાધન છે. કમનસીબે તેમને અલગ કરતી કડીઓ ખોવાઇ રહી છે.

## નક્ષત્ર :- નિરાકારના સાક્ષીઓ

શબ્દ વ્યુત્પતિની રીતે જોઇએ તો નક્ષત્ર એટલે તારા સંબંધી. સંસ્કૃતમાં નક્ષત્ર એ સ્ત્રીલિંગ છે. જ્યારે ગુજરાતીમાં તે નાન્યતર છે. જ્યારે અંગ્રેજીમાં તેને Constellation (નામ) કહે છે. જેનો અર્થ થાય છે. group of Fixed stars.

પૌરાણિક રીતે આ 27 કે 28 નક્ષત્રો એ દક્ષ જેણે ચંદ્ર સાથે લગ્ન કર્યા તેની દીકરીઓ ગણાય છે. આ દક્ષ એ બ્રહ્માનો પુત્ર ગણાય છે અને દક્ષ એ પ્રજાપતિ પણ ગણાય છે.

પ્રજાને રાશિઓની સમજ મોડી આવી, પણ ઋગ્વેદ કાળથી ભારતીય પ્રજાને નક્ષત્ર અંગે સમજ હતી. દા.ત.

અપત્યે તાવયો યથા નક્ષત્રા પંત્યકતુભિ॥

સૂરાય વિશ્વચક્ષસે॥

એટલેકે

→ વિશ્વદર્શી સૂર્ય આવે કે તરત જ ચોરની જેમ નક્ષત્રો અને રાત્રીઓ નાસી જાય છે.
ઋગ્વેદ સંહિતા - 1.50.2

અલબત્ત સંસ્કૃત ગ્રંથોમાં નક્ષત્ર સંજ્ઞા એ ચન્દ્ર માર્ગના નક્ષત્ર માટેની વાત કરે છે. ચન્દ્ર માર્ગના 27 નક્ષત્રોના બધા જ નામો ઋગ્વેદમાં આવતા નથી. જ્યારે કેટલાક નામો

પરિવર્તન પામ્યા છે. દા.ત. 'તિષ્ય' ને બદલે 'પુષ્પ' 'અઘા'ને બદલે 'મઘા', 'અર્જુની' ને બદલે 'ફાલ્ગુની'. પ્રાચીન સાહિત્યમાં સૌથી વધુ નક્ષત્રના વર્ણનો, નામો, સંજ્ઞાઓ, વ્યુત્પતિઓ વિ. તૈતિરીય શ્રુતિમાં આવે છે. તેના અનેક અનુવાદો નક્ષત્રોના વર્ણનોથી ઉભરાય છે. આમાં તેના આકારો અને ફળોની વિગતો મુખ્ય છે. તેની સંખ્યા ક્યારેક 27 અને ક્યારેક 28 એમ ગણવામાં આવે છે. તો "શતપથ બ્રાહ્મણ" જેવો ગ્રંથ તો એમ કહે છે કે 27 નક્ષત્રો છે અને 27 ઉપનક્ષત્રો, તૈતિરીય બ્રાહ્મણમાં નક્ષત્ર શબ્દની વ્યુત્પતિનો અર્થ એવો થાય છે કે જે ક્ષત્રં નથી તે નક્ષત્ર. અલબત પ્રાચીન શાસ્ત્રોમાં નક્ષત્રોના અનેક અર્થઘટનો છે.

- નક્ષત્રો દેવોનાં ઘર છે.
- નક્ષત્રો એ પૃથ્વીના ચિત્રો છે.
- પુણ્યાત્માઓ સ્વર્ગમાં નક્ષત્ર બને છે.
- આ નક્ષત્રો એ તેજસ્વી અને દૈદિપ્યમાન દેવોના (ગૃહો) ગ્રહો છે.
- નક્ષત્ર દર્શનથી શુદ્ધિ થાય છે.

આ બધાં નક્ષત્રોના નામો તેના આકારો, તેજસ્વિતા અને પૌરાણિક કલ્પનાઓ કે અનુભૂતિ પર આધારિત છે. અલબત્ત દરેક નામોની જાતિ, વચન અને કથા છે અને તે આધારિત અર્થઘટનો છે. આ નક્ષત્રોની પ્રાચીન સમયની નિશાનીઓમાં પણ તેના આદ્યાક્ષર, અંત્યાક્ષર અને ક્યારેક તેના દેવતાઓના અંત્યાક્ષર યોજેલા છે. તે સમયમાં એવી પરંપરા હતી કે જે નક્ષત્રમાં વ્યક્તિનો જન્મ થયો હોય તે ઉપરથી તેનું નામ પાડવામાં આવતું હતું.

વરસો કે યુગો જતાં નક્ષત્રોની કાળગણનામાં ઘણું પરિવર્તન આવ્યું છે. બાકી વેદાંગ જ્યોતિષમાં 'ધનિષ્ઠા' પહેલું નક્ષત્ર હતું. આ સમયના નક્ષત્રો અંગે લોકોની એવી માન્યતા હતી કે તેઓ (નક્ષત્રો) ગ્રહ, ઉલ્કા, વિદ્યુત વગેરે દ્વારા પીડાતા હોય છે. મહાભારતમાં નક્ષત્રોમાં પ્રથમ 'કૃતિકા' છે. આ દરેક નક્ષત્રોને પોતાના તારાઓ છે કેટલાકને એક જ તારો છે જ્યારે કેટલાકને વધારે, અલબત બધાં નક્ષત્રોનો યોગતારો અને તેની દિશા અનિશ્ચિત હોય છે. કારણકે અનેક જ્યોતિષીઓ અને ખગોળશાસ્ત્રીઓએ આ અંગે અલગ અલગ નામો ધરાવતી યાદી બહાર પાડી છે. તેના તારાઓની સંખ્યામાં પણ મતભેદ છે. આખા ભારતમાં લાખો જ્યોતિષીઓ છે. તેમાં બહુ જ ઓછા એવા હશે જેઓ બધા નક્ષત્રો અને તેના યોગતારાઓ આકાશમાં દેખાડી શકે. ભારત જેવી નક્ષત્ર-પદ્ધતિ અને અભ્યાસની ઊંડાઇ આરબો, પારસીઓ અને ચીનાઓ પાસે છે. આ અંગે મેક્સમૂલર એમ કહે છે કે આ નક્ષત્ર પદ્ધતિ બેબીલોનમાંથી બધે પ્રસરી. એક વાત નિશ્ચિત છે કે ઘેરો અંધકાર હોય કે દિવ્ય સૂર્ય પ્રકાશ હોય પણ આકાશમાંના અનેક ચમકારા જેવા કે સંધ્યા, ઉલ્કા, પરિવેષ, ઇન્દ્ર ધનુષ્ય, દિગ્દાહ, ગંધર્વનગર, પ્રતિસૂર્ય, નિર્ઘાતથી વિશ્વની કોઇ જાતિ કે પ્રજા ક્યારેય પણ સાવ અજાણી ન હતી.

આપણા પૂર્વજોએ અસંખ્ય તારાઝુમખાંને કલ્પના દ્વારા નામો આપ્યાં અથવા આકારો પરથી કલ્પનાઓ આવી. તે નામો (નક્ષત્રોના) જ આપણાં મહિનાના નામો છે. તે મહિનાનું નામ અને નક્ષત્રનું નામ શોધી કાઢવાની સહેલી રીત છે. કોઇપણ મહિનાની મધ્યરાત્રીએ મધ્યઆકાશ પર જે નક્ષત્ર હોય તે જ મહિનાનું નામ અથવા જે મહિનાનું નામ તે જ નક્ષત્ર મધ્યરાત્રીએ મધ્ય આકાશમાં હશે. દા.ત. કારતકમાં કૃતિકા, માગશરમાં મૃગશીર્ષ, પોષમાં પુષ્ય એવી રીતે.

ખગોળશાસ્ત્રની દૃષ્ટિએ જોઇએ તો નક્ષત્રો એ સૂર્ય અને ચન્દ્ર વચ્ચેનો આંતરસંબંધ દર્શાવે છે.

$$\text{સૂર્યનો ભ્રમણકાર / ચન્દ્રનો ભ્રમણકાર} = \frac{365.25}{27.32} = 13^\circ\ 20'$$

ટૂંકમાં, સૂર્ય રાશિ ચક્રની આસપાસ એક ભ્રમણ પૂરું કરે છે તેટલા જ સમયમાં ચન્દ્ર $13\frac{1}{3}$ ભ્રમણો પૂરાં કરે છે. આવો $13^\circ\ 20'$નો એક વૃત્તચાપ (arc) ગણીએ તો આખા રાશિ વર્તુળના 27 ભાગ પાડી શકાય છે.

આવા 27 ભાગો પાડીને આપણે તે ભાગોને 27 નામો આપ્યા છે. અને તે દરેક એક નક્ષત્ર તરીકે ઓળખાય છે. આ દરેક ચન્દ્ર ગૃહો દરમ્યાન ચન્દ્રને અને નક્ષત્રોને પોતાના અલગ અલગ મિજાજ છે. આની અસર નીચે આવતા જાતકોને પણ અલગ અલગ પ્રભાવ અનુભવાય છે. દરેક રાશિમાં $2\frac{1}{4}$ નક્ષત્રો આવે છે. એટલે કે બે નક્ષત્ર પૂરાં અને ત્રીજાનો ચોથો ભાગ અથવા તો પાદ હોય છે. આમ તો દરેક નક્ષત્રના ચાર વિભાગ કરીને, દરેકને 'પાદ' એમ નામ અપાયું છે. આ રીતે જોઈએ. તો દરેક રાશિમાં 30 ડિગ્રી અને દરેક નક્ષત્રમાં $13^\circ\ 20'$ નો રાશિવૃતનો વૃત્તચાપ હોય છે. એક કોષ્ટક દ્વારા આ માહિતી આપણે જોઈએ. (કૌંસની અંદર આપેલી સંખ્યા એ નક્ષત્રના પાદની સંખ્યા છે.)

| ક્રમ | રાશિ | નક્ષત્ર + પાદ |
|---|---|---|
| 1. | મેષ | અશ્વિની(4) + ભરણી(4) + કૃતિકા (1) |
| 2. | વૃષભ | કૃતિકા (3) + રોહિણી (4) + મૃગશીર્ષ (2) |
| 3. | મિથુન | મૃગશીર્ષ (2) + આર્દ્રા (4) + પુનર્વસુ (3) |
| 4. | કર્ક | પુનર્વસુ (1) + પુષ્પ (4) + આશ્લેષા (4) |
| 5. | સિંહ | મઘા (4) + પૂ. ફાલ્ગુની (4) + ઉ.ફાલ્ગુની (1) |
| 6. | કન્યા | ઉ. ફાલ્ગુની (3) + હસ્ત (4) + ચિત્રા (2) |
| 7. | તુલા | ચિત્રા (2) + સ્વાતિ (4) + વિશાખા (3) |
| 8 | વૃશ્ચિક | વિશાખા (1) + અનુરાધા (4) + જ્યેષ્ઠા (4) |

| | | |
|---|---|---|
| 9. | ધન | મૂલ (4) + પૂર્વાષાઢા (4) + ઉતરાષાઢા (1) |
| 10. | મકર | ઉતરાષાઢા (3) + શ્રવણ (4) + ધનિષ્ઠા (2) |
| 11. | કુંભ | ધનિષ્ઠા (2) + શતભિષા (4) પૂ.ભાદ્ર પદા (3) |
| 12. | મીન | પૂર્વ ભાદ્રપદા (1) + ઉ.ભાદ્રપદા (4) + રેવતી (4) |

આ નક્ષત્રો વધુ રહસ્યમય તત્ત્વો લાગ્યાં છે. તેમની વિગતો ઓછી છે. અને અસરો રહસ્યમય છે. આમ તો તે સ્થિર સિતારાઓ (Fixed stars) છે. એ અલગ વાત છે કે બ્રહ્માંડ ની કોઈ પણ વસ્તુ સ્થિર નથી. આ બધાં નક્ષત્રો એકબીજાથી નિશ્ચિત અંતરે ઉગતા, પ્રકાશતા અને આથમતા હોય છે. અને તેના તેજાંકો (magnitude) પ્રમાણે તે પ્રભાવ પાડતા હોય છે. આપણે જાણીએ છીએ કે જેનું અંતર વધારે તેમ તેની અસર ઓછી. આ ગણિત થોડું વિચિત્ર છે. આધ્યાત્મિક યાત્રા, વિકાસ અને ગતિને નક્ષત્રો સાથે વધારે સંબંધ હોવો જોઈએ.

એક વિગતપૂર્ણ અને વૈજ્ઞાનિક અભ્યાસ કરવા જેવો છે કે પરમ પ્રબુદ્ધ અને પ્રજ્ઞાવાન સંતો, મસિહાઓ, પયગંબરો, બુદ્ધો, વગેરે અવતર્યા ત્યારના અને ઓગળ્યા અથવા વિલિન થયા ત્યારના નક્ષત્રો કયા હતા ? એ કરૂણતા છે આપણી કે, આવી મોટા ભાગની હસ્તીઓની તથ્યપૂર્ણ વિગતો નથી અથવા ઓછી છે અને જે છે તેના પર કથા, દંતકથા, અનુગ્રહો, પૂર્વગ્રહો, રાષ્ટ્રવાદ, વિસ્તારવાદ, ગ્રંથો અને પંથોનું ધુમ્મસ છવાઇ ગયું છે. તેને કારણે વાસ્તવિકતા કે સત્ય પારખી શકાતું નથી. આવી વિગતો અને અભ્યાસો દ્વારા અન્ય પણ એક ફાયદો થશે કે આવા લોકોના હાથોમાં તેમના જવાની ક્ષણ હોય છે કે નહિ ? તેઓ આ ક્ષણ ગ્રહ, રાશિ કે નક્ષત્રોની પવિત્રતા વધે છે કે તેમના જવાની ક્ષણની પવિત્રતા ? કે આ બધાથી પર અને પાર એવી કોઇ પરમતા નિર્ણય કરે છે. આવા અસંખ્ય પ્રશ્નોના જવાબ આપણને આવા અભ્યાસો દ્વારા મળી શકે તેમ છે. અલબત અત્યારે તો આપણી પાસે પ્રામાણિક સવાલો જ છે. શું પામર અને પરમ એવા ગ્રહો, નક્ષત્રો અને ક્ષણો હોય છે ખરી ?

આ નક્ષત્રોની અસરો વધારે તો ત્યારે જ થાય છે જ્યારે તેઓ ચોક્કસ સ્થિતિમાં આવે છે, ત્યારે તેમની અસરો અત્યંત પ્રબળ હોય છે. તેની અસરો યુતિમાં (Conjunction) અને પ્રતિયુતિ (Opposition) તેની પ્રબળતા વધે છે. નીચે કેટલીક અસરોના છૂટાછવાયા દૃષ્ટાંતો આપ્યા છે, જેનો અભ્યાસ દૈનિક જીવનમાં કરી શકાય અને સચ્ચાઇ પારખી શકાય.

- જન્મકાળના સૂર્ય સાથે જ્યારે કોઇ એક નક્ષત્રની યુતિ થાય :-

— રોહિણી આવે તો અકસ્માતે મોત અથવા માંદગી

— કૃતિકા, પુનર્વસુ હોય તો વ્યક્તિ હિંસક, ક્રૂર, ઘાતકી કે abnormal હોય છે.

— ભરણી હોય તો અત્યંત નસીબદાર બને છે.

- કેટલાક નક્ષત્રો જ્યારે ચન્દ્ર સાથે યુતિ કરે છે ત્યારે ઘણી પ્રબળ અસરો પાડે છે.

— રોહિણી અને પુનર્વસુ આવે તો મોત

— કૃતિકા આવે તો આંખને નુકસાન.

અભ્યાસ અને નિરીક્ષણ દ્વારા આ યાદી લંબાવી શકાય. આ નક્ષત્રો પરથી ગ્રીકો અને ઇજિપ્શીઅનો ફળકથનો કરતા. ધીમે ધીમે નક્ષત્રો પરથી ભવિષ્ય પારખવાની કલા લુપ્ત થઇ રહી છે.

ખરો રસપૂર્ણ અને વૈજ્ઞાનિક અભ્યાસ તો ત્યારે જ બને જ્યારે વ્યક્તિ પોતાનામાં આવતા પરિવર્તનો ઋતુઓ, તારાઓ, નક્ષત્રો, રાશિઓ અને ગ્રહોના સંદર્ભમાં જુએ પોતાની આજુબાજુ પથરાયેલા સામાજિક રાજકીય, આર્થિક, પર્યાવરણિય પરિવર્તનો જુએ અને નોંધે અને પોતાની અંદર થતા સૂક્ષ્મ વૈચારિક, બૌદ્ધિક, મનોવૈજ્ઞાનિક અને આધ્યાત્મિક પરિવર્તનો અનુભવે, નોંધે અને પછી આકાશમાં જુએ અને કદાચ કારણ જડી આવે. બનાવોની પ્રબળતા, સાતત્ય અને આવર્તન તપાસે. આ કામ માસિક ઋતુસ્ત્રાવ નોંધવા જેટલું સહેલું છે. જેમ સ્ત્રીઓને શારીરિક ઋતુ સ્ત્રાવ હોય છે તેવી જ રીતે આ માનસિક ઋતુતા નોંધવાની વાત છે. આવું આત્મનિરીક્ષણ અને જાત પરિક્ષણનું કામ આસાનીથી થઇ શકે તે માટે અહિં એક - બે કોષ્ટકો આપ્યા છે અને નીચે થોડી વર્ણનાત્મક માહિતી આપી છે.

**(1) અશ્વિની : Auspicious**

રાશિઓમાં પ્રથમ મેષ રાશિનું આરંભકાળનું આ નક્ષત્ર છે. આ જૂથના ત્રણ તારાઓનો આકાર ઘોડાના મુખ જેવો કલ્પવામાં આવ્યો છે. તે ગતિ અને જીવંતતાનું પ્રતીક છે. તેથી જ તેઓ કે જે આ નક્ષત્રમાં જન્મ્યા છે તે કારકિર્દી, લક્ષ્ય, મહત્ત્વાકાંક્ષી અને અસ્થિર હોય છે. આનો દેવ અશ્વિનીકુમારો છે. જેઓ દેવોના વૈદ્યો હતા. આ જાતક ઔષધવિદ્યામાં પણ પ્રતિષ્ઠિત થાય. તેઓની અંગત સમસ્યા માથું અને દાંત હોઇ શકે. અશ્વિની અને સોમવારે થયેલો રોગ ૨૧ દિવસનો હોઇ શકે છે.

**(2) ભરણી : Inauspicious**

આ નક્ષત્રના ત્રણ તારાઓને ગર્ભાશયના મુખ જેવા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા દેવ યમરાજ છે. આવો જાતક સંકલ્પવાન, ધૈર્યવાન અને યુદ્ધખોર હોય છે. તેનામાં સંઘર્ષ, લડાઇ, ખમીર વગેરે લક્ષણો વધારે જોવા મળે છે. તેમનું વલણ ભૌતિકવાદી અને આસક્તિવાળું હોય છે. તેઓ ક્યારેક સ્વાર્થી અસહિષ્ણુ અને જડ પણ હોય છે. ભરણીમા રવિ કે બુધવારે થયેલો રોગ પણ ૨૧ દિવસનો હોઇ શકે.

(3) કૃતિકા : Inauspicious

આમાં આવેલા તારાઓને કાપણી કે અસ્માનું પ્રતીક કલ્પવામાં આવ્યા છે. તેનો અધિષ્ઠાતા દેવ અગ્નિ છે. તેથી જ આમાં જન્મેલા જાતકો તેજસ્વી, સત્તાને પ્રાધાન્ય આપનારા હોય. તેઓ ક્યારેક હિંસક, લોહીયાળ અને લડાયક હોય છે. તેઓ ઝનુની અને ગુસ્સાવાળા હોય છે. જો તેઓમાં શનિ, રાહુ કે મંગળ હોય તો શારીરિક મુશ્કેલીઓ અને અકસ્માતોનો ભોગ બને છે. તેઓને દાંતની સમસ્યા પણ હોય છે. આધુનિક મનોવિજ્ઞાનમાં આ વાતને સિગ્મંડ ફ્રોઇડ સમર્થન આપે છે અને કહે છે કે હિંસક માનવીનો ગુસ્સો તેના દાંતમાં સ્થિર થાય છે અને દાંત સમસ્યાઓ ઊભી કરે છે. કૃતિકા અને ગુરૂવારે થયેલો રોગ 18 દિવસ રહે છે.

(4) રોહિણી :- Auspicious

આના છ તારાઓને રથ અથવા ગાડા સ્વરૂપે કલ્પવામાં આવ્યા છે. આના અધિષ્ઠાતા દેવતા બ્રહ્મા છે. તેથી જ આનો જાતક દયાવાન, ઉદાર, દ્રઢ, સત્યવાન, સામાજિક, ઉન્નત વિચારો ધરાવનાર, સૌન્દર્યવાન અને આનંદપ્રેમી હોય છે. તેઓ પવિત્ર હોય છે. જો આ નક્ષત્રમા ચંદ્ર, શુક્ર અને ગુરૂ ભળે તો જીવન વધુ સરસ બને છે. રોહિણી અને શનિવારે થયેલો રોગ 7 દિવસની શક્યતા ધરાવે છે.

(5) મૃગશીર્ષ :- Auspicious

આના ત્રણ તારાઓને હરણનું મસ્તક કલ્પવામાં આવ્યું છે. આનો અધિષ્ઠાતા દેવ ચંદ્ર છે, તેથી આનો જાતક સમૃદ્ધ, દીર્ઘાયુષી, ઉદ્યમી, ભાષા પર આધિપત્ય ધરાવનાર હોય છે. અને ક્યારેક લુચ્ચો, બૌદ્ધિક અને વ્યભિચારી પણ હોય છે. તે આવેગશીલ, લઘુતાગ્રંથિવાળો અને મિથ્યાભિયાની હોય છે. સ્વભાવે રખડું, ચંચળ અને પ્રવાસી હોય છે. મૃગશીર્ષ સાથે શનિ કે રવિવારે થયેલો રોગ છેલ્લા શ્વાસ સુધી કષ્ટ આપે છે.

(6) આર્દ્રા :- Auspicious

આના એક તારાને આંસુનું ટીપું કલ્પવામાં આવ્યું છે. સંસ્કૃત ધાતુ પ્રમાણે "अर्द" અર્દ એટલે પ્રવાહિત, ગતિમય થાય છે. આનો અધિષ્ઠાતા દેવ શિવ છે. આ નક્ષત્રમાં જન્મેલ જાતક અત્યંત બૌદ્ધિક, વિદ્વાન, જ્ઞાની હોય છે. અને નકારાત્મક વલણ હોય તો સ્વાર્થી, અહંકારી અને ગુસ્સાવાળા હોય છે. આમ તો મિથુન રાશિના દ્વૈતવાદી વલણને કારણે ઘણામા તો ઉપરોક્ત બન્ને પ્રકારના વલણો હોય છે. આર્દ્રામાં મંગળ કે શુક્રવારે થયેલો રોગ આજીવન રહે છે.

(7) પુનર્વસુ : Semi - auspicious

આના ત્રણ તારાઓને ધનુષ્ય કલ્પવામાં આવ્યું છે. આનો અધિષ્ઠાતા દેવ અદિતિ છે. આ નક્ષત્રમાં જન્મેલો જાતક સાહિત્યકાર, પ્રામાણિક, નૈતિક, આધુનિક, પ્રગતિશીલ, સુખી, સદ્ગુણી, ઐશ્વર્યવાન હોય છે. આ પુનર્વસુ અને શનિ કે બુધવારે થયેલો રોગ 25 દિવસ રહે છે.

(8) પુષ્ય :- Auspicious

આના ત્રણ તારાઓને પુષ્પ કલ્પવામાં આવ્યું છે. આનો અધિષ્ઠાતા અંગિરસ છે. આ નક્ષત્રમાં જન્મેલ પ્રતિષ્ઠિત, ધાર્મિક, આધ્યાત્મિક, ભક્તિપૂર્ણ, સ્વામિત્વ ધરાવનાર, સમૃ હોય છે. આમ તો આમાં દરેક ગ્રહો ફાયદાકારક હોય છે. છતાં ચંદ્ર, સૂર્ય અને ગુરૂ વધા શક્તિશાળી બનાવે છે. વાણી અને દલીલશક્તિ હોય છે. તેથી વકિલાત પણ કરે. આ નક્ષત્રમાં ગુરૂ કે શનિવારે થયેલો રોગ 13 દિવસ રહે છે.

(9) આશ્લેષા :- Inauspicious

આના છ તારાઓના વર્તુળાકારને સર્પ કલ્પવામાં આવ્યા છે. આનો સ્વામી ચન્દ્ર છે આ નબળું નક્ષત્ર છે. આનો જાતક અશુભ, પ્રમાદી તામસિક, વિનાશકારી અને સાપના ગુણ ધરાવનારો હોય છે. તેઓ જુઠ્ઠા, અવિશ્વાસુ અને શંકાસ્પદ ચારિત્ર્યવાળા હોય છે. તેઓ ભરોસાપાત્ર નથી. આશ્લેષા અને સોમ કે શુક્ર સાથે આવેલ રોગ મરણપર્યંત રહે છે

(10) મઘા :- Destructive

આના પાંચ તારાઓને પાલખી તરીકે કલ્પવામાં આવ્યા છે. આના અધિષ્ઠાત પિતૃઓ છે. આનો જાતક શારીરિક અને માનસિક રીતે શક્તિશાળી, સમૃદ્ધ અને ઇન્દ્રિય સુખ તરફ આસક્ત એવી શોખીન વ્યક્તિ હોય છે. તેઓ પ્રકાશ, તેજસ્વિતા અને ઝાકઝમાળના શોખીનો છે. તેઓ જીવન માણવાના ઉત્સાહથી ભરેલા હોય છે. તેઓને સંતાન તરફથી સુખ મળતું નથી. તેઓને સૂર્ય, મંગળ અને ગુરૂની મદદ સારી મળે તો તેઓ ખૂબ જ શક્તિશાળી બને છે. મઘા સાથે રવિ, બુધ અને શનિવારે થયેલો રોગ 19 દિવસ રહે છે.

(11) પૂર્વા ફાલ્ગુની : Fatal

આના ચાર તારાઓને ખાટલા કે પલંગના પાયા તરીકે કલ્પવામાં આવ્યા છે. આનો જાતકસદ્‌ગુણી, વ્યાપારી મનોવૃત્તિ ધરાવનાર, ભાગ્યશાળી, ઉદાર દૂરદ્રષ્ટા, પ્રેમી અને સુખી હોય છે. જ્યારે ક્યારેક એશઆરામી, વિલાસી, અસ્થિર મનોવલણો ધરાવનારી અને ઇન્દ્રિય સુખમાં રાચનારો પણ હોય છે. પૂર્વા ફાલ્ગુની અને સોમ કે ગુરૂવારે થયેલો રોગ 11 દિવસ રહે છે.

(12) ઉત્તરા ફાલ્ગુની : Intelligent

આના ચાર તારાઓને પલંગ કે શૈયા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાત અર્યમા છે. આનો જાતક સૌમ્ય, બૌદ્ધિક, શાંત, દયાવાન, સત્યપ્રિય, સ્વસ્થ મનવાળો હોય છે પણ ક્યારેક ગરમ મિજાજ અને મિથ્યાભિમાની કે અહંકારી પણ હોય છે. આ નક્ષત્રમાં સોમ કે ગુરૂવારે થયેલો રોગ 11 દિવસ રહે છે.

(13) હસ્ત :- Fortunate

આના પાંચ તારાઓને હાથી જેવા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા સૂર્ય છે. આનો જાતક કલાકાર, ચતુર, કૌશલ્યવાન, વિદ્વાન, હિંમતવાન, ઉત્સાહી હોય છે અને તેની વિષય અને વસ્તુ પર પકડ અને ગ્રહણ શક્તિ તીવ્ર હોય છે. તેઓને સમૃદ્ધિ ઉત્તરાવસ્થામાં છે. આ નક્ષત્રમા શનિ, રવિ કે બુધવારે થયેલો રોગ 15 દિવસ રહે છે.

(14) ચિત્રા :- Auspicious

આનો એક તારો અતિશય તેજસ્વી છે. આનો અધિષ્ઠાતા છે ત્વષ્ટા. આનો જાતક દૈહિક રીતે સુંદર હોય છે પણ આંતરિક કે મનોવૈજ્ઞાનિક રીતે પ્રતિભાવાન હોતો નથી. સ્ત્રીઓનો આસક્ત હોય છે. અનેક અર્થોમાં તેઓ દુન્યવી કે સાસારિક હોય છે. આ નક્ષત્રમાં સોમવારે થયેલો રોગ 17 દિવસ રહે છે.

(15) સ્વાતિ :- Auspicious

આના એક તારાને પવનથી ડોલતા એવા સુંદર છોડ જેવો કલ્પવામાં આવ્યો છે. અને ખરેખર પૃથ્વી પરથી દેખાતા બધા નક્ષત્રોમાં આ સૌથી વધુ સુંદર નક્ષત્ર છે. આને ઘણા રત્નો સાથે સરખાવવામાં આવે છે. આનો અધિષ્ઠાતા દેવ વાયુ છે. આનો જાતક સુંદર દેહ અને શુદ્ધ આત્મા ધરાવે છે. તે સમ્યક્ અને સમન્વયકારી બૌદ્ધિક, પાંડિત્યપૂર્ણ, આનંદી, ભાવનાપૂર્ણ, આધ્યાત્મિક અને સંયમી હોય છે. આ દરમ્યાન બુધ, શનિ અને રવિવારે થયેલ રોગ ૨૦ દિવસ રહે છે.

(16) વિશાખા :- Inauspicious

આના ત્રણ તારાઓને કુંભારનો ચાકડો કલ્પવામાં આવ્યો છે. આનો અધિષ્ઠાતા ઇન્દ્રાગ્નિ છે. આનો જાતક ભીરુ અને ડરપોક છે. તેઓ ઇચ્છાઓ કે આકાંક્ષાના માણસો છે. વિશાખા દરમ્યાન શનિ, રવિ કે મંગળવારે થયેલા રોગ આજીવન રહે છે.

(17) અનુરાધા :- Success -giving

આના ત્રણ તારાઓને છત્ર રૂપે કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા મિત્ર છે. આનો જાતક મૈત્રીભર્યા, પ્રતિષ્ઠિત, પ્રવાસનો શોખીન, પ્રવૃત્તિશીલ હોય છે અને જો નકારાત્મક વલણો વિકસ્યા હોય તો તે વ્યભિચારી અને દુરાચારી બને છે. તેમાંયે જો ચંદ્ર, શુક્ર અને મગળ હોય તો આ વૃતિ પ્રાધાન્ય ભોગવે છે. અનુરાધા દરમ્યાન બુધવારે થયેલા રોગો 8 દિવસ રહે છે.

(18) જ્યેષ્ઠા :- Destructive

આના ત્રણ તારાઓને શૈતાની, અશુભ, અભિચારો કે જાદુની ખરાબ અસરો સામે રક્ષણ આપનારા કડા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા દેવ ઇન્દ્ર છે. પ્રાચીના સમયમાં જ્યારે સંસ્કૃતિઓનો ઉદય થયેલો તે સમયે આ કલ્પનાએ જરૂર ભય ઓછો કર્યો હશે. આનો જાતક નેતૃત્વ, અભિમાન, આધિપત્ય એવાં લક્ષણો દર્શાવે છે. જ્યેષ્ઠા અને

ગુરૂવારે થયેલા રોગો સામાન્ય રીતે ૨૦ દિવસ રહે છે.

**(19) મૂલ :- Destructive**

આના છ તારાઓને મૂળિયાંના ભારા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા નિઋતિ છે. અત્યંત શક્તિશાળી નક્ષત્ર ગણાય છે. આનો જાતક મહેનતુ, મહત્વાકાંક્ષી, ચેતનાવાન, સક્રિય છે. ઘણીવાર આના જાતકો રાજકારણમાં હોય છે. તેઓ મોટી વ્યવસ્થાના કારણરૂપ અને પાયારૂપ પણ હોય છે. આમાં બધા ગ્રહો તેને શક્તિ આપે છે. એક શનિ તેમાં અપવાદ છે. આ નક્ષત્ર દરમ્યાન શનિ, રવિ કે સોમવારે થયેલ રોગ જીવલેણ હોય છે.

**(20) પૂર્વાષાઢા :- Destructive**

આના ચાર તારાઓને પંખા કે સૂપડા જેવા કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા દેવ આપ : (જલ તત્ત્વ) છે. આનો જાતક પ્રતિભા અને અભ્યાસમાં સામાન્ય હોય છે પણ તે સંપત્તિવાન, શોખીન, ભૌતિક રીતે સમૃદ્ધિવાન અને સામાજિક રીતે વિજેતા સાબિત થાય છે. તેનો પાણી સાથેનો સંપર્ક સમગ્ર જીવન દરમ્યાન રહે છે. આમાં સોમ કે બુધવારે થયેલો રોગ અઢાર દિવસ રહે છે.

**(21) ઉત્તરાષાઢા :- Intelligent**

આના ચાર તારાઓને હાથીના દંતશૂળ કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા વિશ્વદેવા છે. આનો જાતક શારીરિક રીતે મજબૂત અને તગડો હોય છે. તેઓ સ્નાયુબદ્ધ, છટાદાર, સુંદર, લોકપ્રિય છતાં નમ્ર અને વિવેકી હોય છે. ક્યારેક પ્રમાદી અને ઓછાં ભણતરવાળા હોય છે. આમાં ગુરૂવારે થયેલો રોગ ૭ દિવસ રહે છે.

**(22) શ્રવણ :- Happy**

આના ત્રણ તારાઓને ત્રણ પગલાં કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા વિષ્ણુ છે. આ ત્રણ પગલાંઓ વિષ્ણુના જ છે. આનો જાતક સ્વભાવે દિવ્ય, આધ્યાત્મિક, વિદ્વાન, અધ્યયનશીલ અને સર્વ દૃષ્ટિએ શક્તિશાળી હોય છે. તેઓ પ્રજ્ઞાવાન પણ હોય છે. આમાં શનિ, રવિ કે મંગળવારે થયેલો રોગ પાંચ દિવસ રહે છે.

**(23) ધનિષ્ઠા :- Auspicious**

આના ચાર તારાઓને ઢોલક કલ્પવામાં આવ્યા છે. આનો અધિષ્ઠાતા દેવ વસુ છે. આ નક્ષત્ર શ્રવણ સાથે જોડી બનાવે છે. આ નક્ષત્રનો જાતક વૈભવશાળી હોય છે. તેઓ હિંમતવાન અને સ્વાતંત્ર્ય પ્રેમી હોય છે. પણ નકારાત્મક વલણો વિકસે તો તેઓ ખાઉધરા, ઉતાવળા, હિંસક અને અસ્વચ્છ હોય છે. આ દરમ્યાન રવિ કે મંગળવારે થયેલો રોગ મરણપર્યંત રહે છે.

**(24) શતભિષક :- Happy**

આનો દેખાવ મધ્ય આકાશમાં સો તારાઓનું જૂથ એકબીજાને વળગીને ઊભા હોય

તેવો લાગે છે. આનો અધિષ્ઠાતા દેવ વરુણ છે. આનો જાતક બહાદુર, સત્યપ્રિય અને પોતાની વાતને વળગી રહેનાર દૃઢ મનોબળનો માણસ છે. તેનો દેખાવ ખાસ સુંદર નથી. આ સમયમાં ગુરૂ કે શુક્રવારે થયેલો રોગ 40 દિવસ રહે છે.

**(25) પૂર્વ ભાદ્રપદા :- Fatal**

આના તારાઓ યુગ્મ બનાવે છે અને તે નક્ષત્ર છે. ઉત્તર ભાદ્રપદ આના ચાર તારાઓને ચાર પાયાઓ જેવા કલ્પ્યા છે. આનો સ્વામી ગુરૂ છે. આનો જાતક અનેક દૃષ્ટિએ સુખી હોય છે. તેઓ સાહિત્ય, ભાષા અને વાકચાતુર્યના માણસો છે. આમાં બધા ગ્રહો મજબૂત હોય છે. આ સમયમાં શનિ, રવિ અને મંગળવારે થયેલો રોગ આજીવન રહે છે.

**(26) ઉત્તરભાદ્રપદ : Fortunate**

આના તારાઓ પૂર્વભાદ્રપદ સાથેના જોડીના તારાઓ છે. આનો સ્વામી શુક્ર છે. આનો જાતક સ્વભાવે સૌમ્ય છે. તેઓ ઉદાર છે. તેઓમાં ખાસ પ્રતિભા હોતી નથી. સામાન્ય માણસ છે. ક્યારેક તેઓ અધૈર્યવાન હોય છે. આ દરમ્યાન સોમ અને બુધવારે થયેલ રોગો 10 દિવસ રહે છે.

**(27) રેવતી :- Happy**

આના ત્રણ તારાઓને નગારા કલ્પ્યા છે જે સમય દર્શાવવા માટે વપરાય છે. આનો અધિષ્ઠાતા દેવ પુષા છે અને આ પુષા એટલે પશુઓના ધણનો રખેવાળ તરીકે ઓળખાય છે. આનો જાતક સુખી અને દિવ્ય છે. તે વિકાસ પણ પામે છે. આમાં બધા ગ્રહો મદદરૂપ બને છે. આ દરમ્યાન શુક્ર અને ગુરૂવારે થયેલા રોગ 18 દિવસ રહે છે.

**(28) અભિજિત્ :-**

સૌ પ્રથમ આ નક્ષત્ર અંગે થોડી સ્પષ્ટતા જરૂરી છે. પરંપરાગત ભારતીય શાસ્ત્રોમાં સતાવીશ નક્ષત્રને જ સ્વીકારવામાં આવ્યા છે. ઉત્તરાષાઢાની છેલ્લી 15 ઘડી અને શ્રવણની પહેલી ચાર ઘડી મળીને 19 ઘડીનું અભિજિત થાય છે. પણ તેની ગતિ વિચિત્ર હોવાને લીધે તેને સ્વીકારવામાં આવતું નથી. આમ તો દરેક નક્ષત્ર લગભગ 60 ઘડીનું હોય છે. પણ ઉત્તરાષાઢા 45 ઘડીનું અને શ્રવણ 56 ઘડીનું થાય છે. તેથી ગણતરીમાં 19 ઘડીનું અભિજિત લેવા માટે આવો વિકલ્પ શોધાયો છે. આ નક્ષત્રનો ઉપયોગ ક્યારેક પ્રશ્ન જ્યોતિષ (Horary Astrology) માં થાય છે.

## નક્ષત્ર : પરિવર્તનના પરિબળો

આમ આ નક્ષત્રો અત્યંત રહસ્યમય અને મહત્ત્વની ઘટના પાછળના પરિબળો પણ છે અને સાક્ષીઓ પણ છે આ નક્ષત્રોનો ઉપયોગ આજકાલના જ્યોતિષમાં ઘણો જ ઘટી ગયો છે. કેટલાક સર્જનાત્મક, સંશોધનાત્મક અને અભ્યાસાત્મક ઉપયોગોની યાદી નીચે આપી છે. જેમાં નક્ષત્રોના સંબંધો હોય છે, પણ તે કેટલા પ્રમાણમાં હોય છે. તેની વિગતો અભ્યાસુએ જ તપાસવી રહી.

1. વિશ્વના પરમ પ્રબુદ્ધ પુરુષોના જન્મ સમયે અને મૃત્યુ સમયે કયું નક્ષત્ર હતું તેની યાદી બનાવવી.
2. આવી પ્રબુદ્ધત્વ (Enlightenment) ની ઘટના સમયે કયા નક્ષત્રો અવકાશમાં હતા તેની યાદી બનાવવી.
3. વિશ્વની ગમખ્વાર ઘટનાઓ, અકસ્માતો, ઉલ્કાપાતો, યુદ્ધો, લડાઇઓ અને સંઘર્ષનાસમયના નક્ષત્રો નોંધવા.
4. નમુનારૂપ 25 વ્યક્તિઓના જીવનમાં બનતા બધાં નાટ્યાત્મક પરિવર્તનો નોંધી અને તે સમયના આકાશી નક્ષત્રોને સરખાવવા.
5. એક જ વ્યક્તિએ આત્મનિરીક્ષણ સ્વરૂપે પોતાના વિવિધ આવેગો, ભાવો, વિચારો, રોગો વ. નો સમય નોંધવો અને તે સમયના નક્ષત્રો નોંધવા.
6. દરેક રાશિના જાતકે પોતાના વિવિધ ગ્રહો સાથેના નક્ષત્રો અને તેની સ્થૂળ અને સૂક્ષ્મ અસરો નોંધવી.
7. જીવનના થોડાક પસંદગી કરેલ ક્ષેત્રો દા.ત. અર્થકારણ, રાજકારણ, સમાજ, ધર્મ વગેરેની મહત્ત્વની ઘટનાઓ ક્યારે, કેવી રીતે અને કયા નક્ષત્રો દરમ્યાન બને છે તેની યાદી બનાવવી.
8. કોઇ પ્રખ્યાત અને નોંધપાત્ર જાતકના બારેય મહીના અને બારેય રાશિઓ દરમ્યાન થતી વિવિધ ઘટનાઓ, બનાવો, વિચારો, ભાવોની ચડઉતર અને આવર્તન તપાસવું અને તે સમયના નક્ષત્રોની નોંધ કરવી.

ઉપરોક્ત યાદી તો નમુનાની યાદી છે, બાકી દરેક વ્યક્તિ પોતાની જરૂરીઆત અને આશય પ્રમાણે પોતાના નક્ષત્ર અભ્યાસના ક્ષેત્રો શોધી શકે છે અને તેનું પ્રાબલ્ય પામી શકે છે. કુંડળી અને તેના જાતકને વધુ સ્પષ્ટ અને નિશ્ચિત રીતે જોવા હોય તો જ્યારે ગ્રહોની વિગતો લખો ત્યારે જે તે ગ્રહની આજુબાજુ પાંચ ડિગ્રી સુધી ઉદય કે અસ્ત થતાં નક્ષત્રને પણ કુંડળીમાં નોંધવા જોઇએ. તેથી આ નક્ષત્રો ફળ અથવા ગુણદોષ પણ નજરમાં લઇ શકાય.

વૈદિક પંચાગો તો વધું સૂક્ષ્મ વિગતો નોંધતા હોય છે. વૈદિક સાહિત્યમાં યોગનો ખ્યાલ અત્યંત જાણીતો છે. જ્યોતિષના સંદર્ભમાં એનો અર્થ એવો થાય છે કે વાર, તિથિ, સૂર્ય - ચન્દ્ર, નક્ષત્રોની વિશિષ્ટ સ્થિતિથી કે પરિસ્થતિથી મળતા લાભો અને ગેરલાભો. એક વાત આશ્ચર્યજનક છે કે આવા મુખ્ય યોગો પણ સત્યાવીશ છે. જેમાંના 9 અશુભ છે અને 18 શુભ યોગો છે.

• અશુભ :-

| | | | | |
|---|---|---|---|---|
| 1. વૈધૃતિ | 2. વ્યંતીપાત | 3. વિષ્કંભ | 4. અતિગંડ | 5. શૂલ |
| 6. ગંડ | 7 વ્યાઘાત | 8. વજ્ર | 9. પરિઘ | |

- શુભ :-

| | | | |
|---|---|---|---|
| 1. પ્રીતિ | 2. આયુષ્યમાન | 3. સૌભાગ્ય | 4. શોભન |
| 5. સુકર્મા | 6. ધૃતિ | 7. વૃદ્ધિ | 8. ધ્રુવ |
| 9. હર્ષણ | 10. સિદ્ધિ | 11. વરીઆન | 12. શિવ |
| 13. સિદ્ધ | 14. સાધ્ય | 15. શુભ | 16 શુકલ |
| 17. બ્રહ્મ | 18 ઐન્દ્ર | | |

આ યોગોના નામના અર્થો શોધી કાઢવા તે પણ રસપ્રદ પ્રયાસ છે. આ સિવાય પણ કેટલાક યોગો છે. આ વિગતોને સહેજ વધુ સૂક્ષ્મતાથી જોઈએ તો નીચેના વિવિધ પ્રકારના યોગ આપણી સમક્ષ આવશે.

1. વાર અને નક્ષત્રથી બનતા યોગો.
2. તિથિ, વાર અને નક્ષત્રથી બનતા યોગો.
3. વાર અને તિથિથી થતા યોગો.
4. તિથિ અને નક્ષત્રથી બનતા યોગો.

આ બાબતમાં 27 અન્ય વિગતો પણ નોંધવા જેવી છે. જૈન પરંપરામાં આ સંદર્ભમાં ખૂબ કામ થયું છે. તેઓએ અનેક પ્રકારનાં કોષ્ટકો બનાવ્યા છે. દા.ત.

1. **લાભાલાભ પૃચ્છાચક્ર :-** આમાં કોઈ કામ કરવું કે નહીં, કોઇ વસ્તુની-લે વેચ કરવી કે નહીં, તેવો પ્રશ્ન લઈને તે દિવસનો વાર, નક્ષત્ર, માસ, તિથિ વગેરેનો સરવાંળો કરવો. તે પૂછનારના નામના અક્ષરો મેળવવા પછી તેમાં જે વસ્તુ લેવી દેવી હોય તેના આંકડા મેળવવા બધા સરવાળો કરી ચારથી ભાગ દેવો.
   1. વધે તો લાભ
   2. વધે તો થોડો લાભ
   3. સમતા લાભ
   4. વધે તો નુકસાનુ
2. જૈન પરંપરામાં "નષ્ઠવસ્તુંપ્રશ્ન" નું કોષ્ટક આવે છે. તેમાં જ્યારે વસ્તુ ખોવાઇ હોય તે દિવસે પંચાગમાં નક્ષત્ર જોઇને તે પ્રમાણે દિશા તથા દિવસોમાં વસ્તુની પ્રાપ્તિ થાય છે.
3. તેઓએ એક કોષ્ટક એવું બનાવ્યું છે કે જેમાં 1 થી 16 લખેલ આંકડાઓના ખાના છે. જેમાં ખોવાયેલ કે બહારગામ ગયેલ વ્યક્તિ અંગે ત્રણ નવકાર મંત્ર ગણી, પ્રશ્ન કરનારે ખાના પર આંગળી મુકવાની અને જે અંક આવે તેનો જવાબ જોવાનો . જેના 16 જવાબો પણ હોય છે.
4. "પંથા રાહુ ચક્ર" એવું એક કોષ્ટક તેઓએ બનાવ્યું છે: જેમાં તમે જે પ્રકારન

કામ કરવા નીકળ્યા છો તે પ્રમાણે નક્ષત્રો જોઈને નીકળવાનું. તેઓએ કામનું સામાન્યીકરણ કર્યું છે. જેમાં 1. ધર્મ 2. અર્થ 3. કામ 4. મોક્ષ એવા ચાર કાર્યો લીધાં છે. અને તે માટેના અનુકૂળ નક્ષત્રો સામે આપ્યા છે.

5. આઠ દિશામાંથી જે દિશા તરફ જવાનું હોય તેને અનુકૂળ તિથિ અને નક્ષત્રની યાદી આપી છે. આને તેઓ "પ્રવાસ ચક્ર" કહે છે.

6. આવું એક કોષ્ટક તમે આદરેલ કાર્ય સિદ્ધિ કેટલા દિવસમાં થશે ? તે માટેના અંકો અને નક્ષત્રોની યાદીવાળું પણ તેઓએ બનાવ્યું છે.

આવી રીતે દરેક પરંપરાઓમાં રોગ, મૃત્યુ, લગ્ન, સંતાનો વગેરેને લગતા પ્રશ્નો અને તેના ઉકેલની વિધિઓ હોય છે. આના સાચાપણા કે ખોટાપણા અંગે શાશ્વત વિવાદો છે. શ્રેષ્ઠ વલણ તો એ જ છે કે જ્યારે તમારે શુભ અને મૂલ્યવાન કાર્ય કરવું છે ત્યારે વાર, તિથિ, રાશિ, નક્ષત્ર વગેરે જોવાની જરૂર નથી, કારણકે તમારું કાર્ય જ તે ક્ષણને સત્વશીલ અને પવિત્ર બનાવશે અને જો તમારો ઇરાદો અશુભ, મલિન અને તામસિક કાર્ય કરવાનો હોય તો તિથિ, વાર, નક્ષત્ર જોવાની જરૂર નથી, કારણકે તમારું કાર્ય જ તે ક્ષણની પવિત્રતા અને સત્વશીલતા પર આઘાત કરે છે. સજાગતા (awareness) થી થયેલ વિચાર અને કાર્ય એક દિવા જેવું કામ આપે છે અને શુભ કે અશુભના અંધકાર ભર્યા અને અજાણ્યા વિસ્તારોમાં કેડી દેખાડ્યા કરે છે.

અસ્તિત્વની દરેક ક્ષણની શુભ - અશુભતા, સાત્વિકતા - તામસિકતા, પવિત્રતા - અપવિત્રતા વગેરેનો આધાર જાતકના વિચાર અને કાર્ય પર આધારિત છે. હિટલરની જન્મ ક્ષણે અનેક બીજા જન્મ્યા હતા. તેવી જ રીતે શ્રી રામકૃષ્ણ પરમહંસ અને શ્રી રમણ મહર્ષિની જન્મક્ષણે અન્ય જન્મેલા. તેથી ખરી વાત તો એ છે કે આ શુભ-અશુભ વાર, તિથિ, રાશિ, રાહુ, કરણ, હોરા, ચોઘડીઆ, મુહૂર્તાને પેલે પાર જ કોઇ અગમ્ય અને પરમ તત્ત્વ છે. જે આ બધાથી વધારે નિશ્ચિત અને આગ્રહી છે. જ્યારે સજગતા કે જાગૃતતાથી દરેક ક્ષણે શ્વાસ લેનારને આ તત્ત્વની ચિંતા કરવાની જરૂર નથી. તેઓ તો દરેક ક્ષણને સ્વતંત્રતાથી માણે છે. અને ભૂતકાળ અને ભવિષ્યકાળને જોડતી કડીઓને તોડી નાખે છે. તેઓ સતત વર્તમાનમાં રહે છે. An eternal present Tense or time. સમય એક જ "વર્તમાન", બાકી બધાં 'કાળ'.

બારે માસ સતત આકાશ સામે નજર નાખનાર ખરા અર્થમાં સમૃદ્ધ ગણાય. જ્યારે વારસામાં મળેલ સ્થાવર - જંગમની ગણતરી કરવામાં આવે ત્યારે તારાઓ, નક્ષત્રો અને ગ્રહો જેવી મૂલ્યવાન સંપત્તિની ગણતરી પણ થવી જોઇએ. જે લોકોએ સતત આકાશ જોયું છે, તેઓએ કેટલાક સુંદર અને આશ્ચર્યજનક સત્યો જોયા છે, જેને વૈજ્ઞાનિક અને ખગોળીય તજજ્ઞોનોએ આધાર આપતા તે બધાં સત્યોએ તથ્યોનું સ્વરૂપ મેળવ્યું છે. આવા કેટલાક તથ્યો - સત્યોની યાદી આપી છે.

- ભારતીય સ્ટાન્ડર્ડ ટાઇમ પ્રમાણે આકાશ દર્શનનો શ્રેષ્ઠ સમય રાત્રીના 9 થી 11 વચ્ચેનો છે.

- રાશિઓ અને નક્ષત્રો ક્રાન્તિવૃતની આસપાસ જ હોય છે. તે સિવાયનાં તારામંડળો તેનાથી ઉત્તરે કે દક્ષિણે હોય છે.
- 1 રાશિ = $2\frac{1}{4}$ નક્ષત્રો.
- સૂર્ય તા. 14 જાન્યુ. થી ધનુમાંથી મકરરાશિમાં પ્રવેશ કરે છે.
- આમ તો યાન અને નિરયન ગણતરીઓમાં થોડો ફેર છે. નિરયન ગણતરી પ્રમાણે દરમાસની 14મી તારીખે સૂર્ય એક રાશિમાંથી બીજી રાશિમાં પ્રવેશ કરે છે. તેને સંક્રાન્તિ કહે છે. આ રીતે જ 14 જાન્યુ-મકર સંક્રાન્તિ, 14 ફેબ્રુ. કુંભ સંક્રાંન્તિ, 14 માર્ચ મીન સંક્રાંતિ એમ કહેવાય છે.
- 22 માર્ચ ને દિવસે સૂર્ય એક બિંદુમાં ક્રાન્તિવૃતને છેદે છે. આ યોગને "વસંત સંપાત" કહે છે. આ દિવસે આખી પૃથ્વી પર દિવસ અને રાત્રિ સરખે સરખાં એટલેકે બાર-બાર કલાકનાં થાય છે.
- અત્યારે સૂર્યની જે નોંધાયેલી ગતિ છે તેના પરથી બાર માસ અને તે બાર માસ ઉપરથી ક્રાન્તિવૃતના બાર સરખા ભાગ પાડ્યા, આ રીતે દરેક ભાગ 30 અંશનો થયો ને કુલ બાર રાશિઓ બની. આ રીતે સાદી સમજ તો એ જ "ક્રાન્તિવૃતના બાર સરખા ભાગ તે રાશિઓ અને ક્રાન્તિવૃતના સતાવીસ સરખા ભાગ તે નક્ષત્રો" અથવા તો 1 રાશિ = સવા બે નક્ષત્રો.
- 19 થી 27 મે વચ્ચે થોડાક ખરતા તારા દેખાય છે.
- 22 મી જૂન એ આખા વર્ષમાં મોટામાં મોટો દિવસ છે. આ તારીખે સૂર્યની ઉત્તર તરફની ગતિ પૂરી થાય છે. (જે ૨૨ ડિસે. શરૂ થયેલી) આ દૃષ્ટિએ ૨૨ જૂનથી ૨૨ ડિસે. સુધીનો સમય "દક્ષિણાયન" કહેવાય છે.
- 12 જુલાઇને દિવસે સૂર્યાસ્ત સૌથી મોડો થાય છે.
- આજથી આશરે 12000 વર્ષ બાદ ઉત્તરાષાઢા અને શ્રવણની વચ્ચે આવેલો "અભિજિત" નામનો તારો આપણો ધ્રુવનો તારો ગણાશે. કારણકે ત્યારે આપણી પૃથ્વીનું ધ્રુવ બિંદુ ફરતું ફરતું અભિજિત પાસે આવી જશે. અત્યારે તો અભિજિત નક્ષત્રમંડળથી ઘણો દૂર છે. છતાં આપણે તેને 28નું નક્ષત્ર ગણ્યું છે. આજથી આશરે 4000 વરસ પહેલા "કાલીય" નામનો તારો આપણો ધ્રુવ તારો હતો.
- 11 થી 13 ઓગષ્ટ અને 14 થી 16 નવેંબર ઘણા બધા ખરતા તારાઓ જોઇ શકાય છે.
- સાયન વર્ષ નિરયન વર્ષ કરતાં ૨૦ મિનિટ વહેલું પૂરું થાય છે.
- 22 ડિસે એ આખા વર્ષનો ટૂંકામાં ટૂંકો દિવસ અને લાંબામાં લાંબી રાત્રી છે.
- એક હિસાબ પ્રમાણે દર વર્ષે મકર સંક્રાંતિ વીસ મિનિટ મોડી આવે છે. અને તે રીતે

જોઈએ તો હવે ખરેખર તો મકર સંક્રાન્તિ 10મી જાન્યુઆરીએ આવે છે. આ આકાશીય પૈતૃક વારસાનું રક્ષણ કરવા માટે તેના પર ચાંપતી નજર રાખવી જોઇએ કારણકે.તે અનંત સુધી પથરાયેલો છે. આનો શ્રેષ્ઠ ઉપાય એ છે કે માસવાર તારાઓ'અને નક્ષત્રોનો નકશો બનાવી તેનો પહેરો ભરવો જોઈએ. આવો એક સરસ પ્રયાસ "નચિકેતા શ્રેય આશ્રમ" કરમસદમાં થયો છે. તેઓએ બાર મહીનાના બાર સુંદર કાર્ડઝ બનાવ્યા છે. જેના વડે તારાદર્શન આસાન બની જાય છે.

વ્યક્તિ પોતાની તમામ વિગતો એક સાથે જોઈ શકે તે માટે આ આલેખ ખૂબ મદદરૂપ થશે.

## ગ્રહો :- બ્રહ્માંડનો પ્રથમ પરિવાર

આપણે બે વાતો અગાઉ જોઇ ગયા એક એ કે આકાશીય ગ્રહો પાસે પ્રચંડ ઊર્જા છે અને બીજી વાત એ કે તેની ઘણી અસરો આપણા પર પડે છે. આમ તો મૂળ ગ્રીક શબ્દ "Planaomai" એટલે રખડનારો, ભમનારો કે ભ્રમણશીલ એવો થાય છે. આમનો પ્રકાશ સ્થિર હોય છે. અને સૂર્યની અનેક વિધ રીતે પ્રદક્ષિણા કર્યા કરતા હોય છે. સામાન્ય લોકો તો પહેલા એમ જ માનતા હતા કે ગ્રહો અને નક્ષત્રો એ પરમના નિવાસ સ્થાનો છે. ચંદ્ર સિવાય બધા જ સૂર્યમાંથી ઉદ્ભવ્યા છે. ચંદ્રની ઉત્પત્તિ પૃથ્વીમાંથી થયેલી છે. આ બધા ગ્રહોના શીતમાન અને ઉષ્ણતામાન પર નજર ફેરવીએ તો ખ્યાલ આવે કે ખરેખર આવી પરિસ્થિતિમાં ત્યાં પરમ જ રહી શકે અને સામાન્ય માણસનું કામ નહિ.

ભારતીય જ્યોતિષ પરંપરામાં નવ ગ્રહો સ્વીકારવામાં આવ્યા છે અને તેમાંના બે રાહુ અને કેતુ એ ગ્રહો નથી, પણ ચંદ્રની ભ્રમણકક્ષામાંના બે સંપાતબિંદુઓ છે. ચંદ્ર નમેલા વર્તુળાકારે ગતિ કરે છે અને આ માર્ગ ઉપવલયને જ્યાં કાપે છે તે બે બિંદુઓને 'સંપાત' અથવા 'mode' કહેવામાં આવે છે. આમાં ઉર્ધ્વગામી સંપાતને 'રાહુ' અને અધોગામી સંપાતને 'કેતુ' તરીકે ઓળખવામાં આવે છે. તેને લીધે જ તેઓ (બન્ને ગ્રહો) એકબીજાની સામે 180°ના અંતરે હોવાનું ગણાય છે. ભારતીય પૌરાણિક પરંપરામાં તે દાનવો ગણાય છે. પાશ્ચાત્ય જ્યોતિષ પરંપરામાં આ બે સંપાતબિંદુઓને શેતાનના (dragon) મસ્તક અને પૂંછડી તરીકે ઓળખવામાં આવે છે. ઘણા તેને યુરેનસ અને નેપચ્યુન સમજે છે. આમ તો એવું માનવામાં આવે છે કે આદમે સૌ પ્રથમ તારાઓને નામ આપ્યા જ્યારે અનેક દેશોના ઇતિહાસોમાં "સેથ" (Seth) નું નામ છે, જે 3769 ઇ.સ. પૂ. માં થઇ ગયો. ઝોડીઆકના રાશિ ચક્રનો શોધક તે હતો. તેને તે "Mazzaroth" કહેતો હતો. ચાલ્ડીઅનોએ (Chaldeans) તે જ્ઞાનમાં ઉમેરો કર્યો અને તેમાં ફેરફારો અને વધારો કર્યો પાઇથાગોરસે. જ્યારે જ્યોતિષ ગ્રીકોના હાથમાં આવ્યું ત્યારે તે સંપૂર્ણ Natal astrology બની ગઇ. આ બધું જાણ્યા પછી પણ તે પ્રજા અને લોકોમાં જ્ઞાનનો ઘોંઘાટ ન હતો. ટોલેમી એમ કહેતો "The stars impel, they do not compel"

આપણા વારના નામો ગ્રહો ઉપરથી પડેલાં છે અને મહિનાઓનાં નામ નક્ષત્રો ઉપરથી પડેલાં છે. આપણી અને અંગ્રેજી ભાષાના વારના નામોમાં સામ્ય પણ છે. દા.ત.

નક્ષત્રોની

| ક્રમ | ગુજરાતી | અંગ્રેજી | લેટીન | રાશિ | અંશ |
|---|---|---|---|---|---|
| 1 | અશ્વિની | Hamal | Arietus | મેષ | 0° થી |
| 2 | ભરણી | Musca | ArietisaMus | મેષ | 13° 20' |
| 3 | કૃતિકા | Pleides | Tauri Alcyoni | મેષ વૃષભ | 26°.40 10° |
| 4 | રોહિણી | Aldebaran | Tauri Aldebaran | વૃષભ વૃષભ | 10° થી 23° 20' |
| 5 | મૃગશીર્ષ | Orien(Belt) | Orionis | મિથુન | 6° 40 |
| 6 | આર્દ્રા | Betelgeuse | Orionis | મિથુન | 6° 40 |
| 7 | પુનર્વસુ | pollox | Gemini pollus | મિથુન કર્ક | 20° 3° 20 |
| 8 | પુષ્ય | Cancer | Cancri | કર્ક | 3° 20 |
| 9 | આશ્લેષા | Hydra(head) | Hydrae | કર્ક | 16° 40' |
| 10 | મઘા | Regulas | Leonis Regulars | સિંહ | 0° થી |
| 11 | પૂર્વા ફાલ્ગુની | Theta Leo | Leonis | સિંહ | 13° 20 |
| 12 | ઉ.ફાલ્ગુની | Denebola | Leonis | સિંહ કન્યા | 26° 40 10° |
| 13 | હસ્ત | Corvus | Corvi | કન્યા | 10° થી |
| 14 | ચિત્રા | spica | Virginis spica | કન્યા તુલા | 23° 20 થી 6° 40 |
| 15 | સ્વાતિ | Arcturus | Bootis Arcturas | તુલા | 6° 40 |
| 16 | વિશાખા | Luben | Librae | તુલા વૃશ્ચિક | 20° 3° 20 |
| 17 | અનુરાધા | Scorpio (clippers) | scorpionis | વૃશ્ચિક | 3° 20 |
| 18 | જ્યેષ્ઠા | Scorpio(eye) | Aritares | વૃશ્ચિક | 16° 40 |
| 19 | મૂલ | Scorpio(sting) | scopionis | ધનુ | 0° થી |
| 20 | પૂર્વાષાઢા | Delta sagitta | sagittarii | ધનુ | 13° 20 |

વિગતો - ૧

| અંશ | સંજ્ઞા | સૂર્ય ચન્દ્ર | જાતિ | નાડી | સ્વામી | યોનિ | વેર યોનિ | ગણ | પ્રાચીન નિશાની |
|---|---|---|---|---|---|---|---|---|---|
| 13° 20 | તિર્ય | ચં. | નર | આદ્ય | સૂર્ય | અશ્વ | મહિષ | દેવ | जौ |
| 26.40 | અધો | ચં. | નર | મધ્ય | ચન્દ્ર | ગજ | સિંહ | મનુ | |
| થી | અધો | ચં. | નર | અંત્ય | મંગળ | મેષ | વાનર | રાક્ષસ | कृ |
| 23° 20 થી | ઉર્ધ્વ | સૂ. | નર | અંત્ય | બુધ | સર્પ | નકુલ | મનુ | रो |
| | તિર્ય | સૂ. | નર | મધ્ય | ગુરૂ | સર્પ | નકુલ | દેવ | मृ |
| 20° | ઉર્ધ્વ | ચં. | નારી | આદ્ય | શુક્ર | શ્વાન | મૃગ | મનુ | द्रा |
| થી | તિર્ય | ચં. | નારી | આદ્ય | શનિ | માર્જા | મુષક | દેવ | सू |
| 16° 40 | ઉર્ધ્વ | ચં. | નારી | મધ્ય | સૂર્ય | મેષ | વાનર | દેવ | ष्यः |
| 30° | અધો | ચં. | નારી | અંત્ય | ચન્દ્ર | માર્જા | મુષક | રાક્ષસ | षो |
| 13° 20 | અધો | ચં. | નારી | અંત્ય | મંગળ | મુષક | માર્જા | રાક્ષસ | घा |
| 26° 40' | અધો | સૂ. | નારી | મધ્ય | બુધ | મુષક | માર્જા | મનુ | गः |
| થી | ઉર્ધ્વ | ચં. | નારી | આદ્ય | ગુરૂ | ગૌ | વ્યાઘ્ર | મનુ | मा |
| 23 | તિર્ય | સૂ. | નારી | આદ્ય | શુક્ર | મહિષ | અશ્વ | દેવ | ह |
| થી | તિર્ય | સૂ. | નારી | મધ્ય | શનિ | વ્યાઘ્ર | ગૌ | રાક્ષસ | चित |
| 26' | તિર્ય | સૂ. | નારી | અંત્ય | સૂર્ય | મહિષ | અશ્વ | દેવ | स्वा |
| થી | અધો | સૂ. | નપું. | અંત્ય | ચન્દ્ર | વ્યાઘ્ર | ગૌ | રાક્ષસ | स्वे |
| 16° 40 | તિર્ય | સૂ. | નપું. | મધ્ય | મંગળ | મૃગ | શ્વાન | દેવ | घा |
| 30° | તિર્ય | સૂ. | નપું. | આદ્ય | બુધ | મૃગ | શ્વાન | રાક્ષસ | ज्ये |
| 13° 20' | અધો | સૂ. | નપું. | આદ્ય | ગુરૂ | શ્વાન | મૃગ | રાક્ષસ | मू |
| 26° 40' | અધો | ચં. | નર | મધ્ય | શુક્ર | વાનર | મેષ | મનુ. | यः |

| મ | ગુજરાતી | અંગ્રેજી | લેટીન | રાશિ | અંશ |
|---|---|---|---|---|---|
| 21 | ઉતરાષાઢા | Sigma Sagitta | sagitta-rii | ધનુ મકર | 26° 40 10° |
| 22 | શ્રવણ | Altair | Aquilae | મકર | 10° |
| 23 | ધનિષ્ઠા | Delphinus | Delphini | મકર કુંભ | 23°.20 6° 40 |
| 24 | શતભિષક્ | Lamada Aquarius | Aquarii | કુંભ | 6° 40 |
| 25 | પૂર્વાભાદ્રપદ | Markab Pegasus | Pegasi | કુંભ મીન | 20° 3° 20 |
| 26 | ઉ.ભાદ્રપદ | Alpharat pegasus | Pegasi | મીન | 16° 40 |
| 27 | રેવતી | Zeta piscium | piscium | કુંભ | 16° 40 |
| 28 | અભિજિત | Vega | | | |

| અંશ | સંજ્ઞા | સૂર્ય ચન્દ્ર | જાતિ | નાડી | સ્વામી | યોનિ | વેર યોનિ | ગણ | પ્રાચીન નિશાની |
|---|---|---|---|---|---|---|---|---|---|
| થી | ઉર્ધ્વ | ચં. | નર | અંત્ય | શનિ | નકુલ | સર્પ | મનુ. | श्वे |
| 23° 20' | ઉર્ધ્વ | ચં. | નર | અંત્ય | ચન્દ્ર | વાનર | મેષ | દેવ | न : |
| થી | ઉર્ધ્વ | ચં. | નર | મધ્ય | મંગળ | સિંહ | ગજ | રાક્ષસ | ष्ठा |
| 20° | ઉર્ધ્વ | સૂ. | નર | આધ | બુધ | અશ્વ | મહિષ | રાક્ષસ | षक् |
| પછી | અધો | સૂ. | નર | આધ | ગુરૂ | સિંહ | ગજ | મનુ | अजः |
| | ઉર્ધ્વ | ચં. | નર | મધ્ય | શુક્ર | ગૌ | વ્યાઘ્ર | મનુ. | हिः |
| 30° | તિર્ય | સૂ. | નર | અંત્ય | શનિ | ગજ | સિંહ | દેવ | रे |
| | ઉર્ધ્વ | સૂ. | નર | અંત્ય | સૂર્ય | નકુલ સર્પ | મનુ | | |

નક્ષત્રોની

| ક્રમ | નક્ષત્ર | મહિનો | રાશિ | संस्कृत | देवता |
|---|---|---|---|---|---|
| 1 | અશ્વિની | માર્ચ એપ્રીલ | મેષ | अश्वपुजौ अश्विनी | अश्विनी |
| 2 | ભરણી | ” | | भरण्यः | यम् |
| 3 | કૃતિકા | ” | વૃષભ | कृत्तिकी | अग्नि |
| 4 | રોહિણી | એપ્રીલ મે | | रोहिणी | प्रजापति |
| 5 | મૃગશીર્ષ | ” | | मृगशीर्ष | सोम |
| 6 | આર્દ્રા | મે | મિથુન | आर्द्रा | रूद्र |
| 7 | પુનર્વસુ | જુન | | पुनर्वस् | आदित्ती |
| 8 | પુષ્ય | જૂન જુલાઇ | કર્ક | पुष्प | बृहस्पति |
| 9 | આશ્લેષા | ” | | आश्लेणा | सूर्य |
| 10 | મઘા | ” | સિંહ | मधा | पितर् |
| 11 | પૂર્વાફાલ્ગુની | જુલાઇ ઓગષ્ટ | | भगः पू. फाल्गुनी | भग |
| 12 | ઉ.ફાલ્ગુની | ” | | अर्यमा उ. फाल्गुनी | अयमा |
| 13 | હસ્ત | ઓગષ્ટ સપ્ટેંબર | કન્યા | हस्त | सविता |
| 14 | ચિત્રા | ” | | चित्रा | त्वष्टा |
| 15 | સ્વાતિ | સપ્ટેંબર ઓકટો. | તૂલા | स्वाती | वायु |
| 16 | વિશાખા | ” | વૃશ્ચિક | विशाखे | इन्द्राग्नि |
| 17 | અનુરાધા | ઓકટો. નવે. | | अनुराधा | मित्र |
| 18 | જ્યેષ્ઠા | ” | | जयेष्ठा | इन्द्र |

વિગતો - ૨

| | શુભ અશુભ | જન્મનક્ષત્ર તિર્થંકર | તેજસ્વિતા દેખાતી | - મૂળ | અંતર પ્રકાશવર્ષ | |
|---|---|---|---|---|---|---|
| | શુ. | નેમિનાથ મલ્લિનાથ | ૩ | | | |
| | અ | શાંતિનાથ | | | | |
| | અ. | કુન્થુનાથ | (1) 5 શરૂ (2)૩-વચ્ચે | | | |
| | શુ. | અજિતનાથ | 0.86 | - 0.7 | 68 | |
| | શું. | સંભવનાથ | (1)-2 આગળ (2)-2બેલ્ટ (૩)-4 મુગટ | | | |
| | અ. | | 0.41 | -5.6 | 520 | |
| | શું | અભિનંદન | 1.16 | + 1.10 | 35 | |
| | શું. | ધર્મનાથ | | | | |
| | અ | | 1 | | | |
| | શું. | સુમતિનાથ | 1.36 | -0.7 | 84 | |
| | અ. | | | | | |
| | શુ. | મહાવીર | | | | |
| | શુ. | | | | | |
| | શુ. | યદ્રપ્રભુ નેમિનાથ | 0.91 | -3.3 | 220 | |
| | શુ. | | -0.06 | -0.3 | 36 | |
| | અ | પાર્શ્વનાથ સૂપાર્શ્વ | | | | |
| | શુ. | ચંદ્રપ્રભુ | 1 | | | |
| | અ. | | 0.92 | -5.1 | 520 | |

| ક્રમ | નક્ષત્ર | મહિનો | રાશિ | સંસ્કૃત | દેવતા |
|---|---|---|---|---|---|
| 19 | મૂલ | | ધન | मूल | निर्ऋति |
| 20 | પૂર્વાષાઢા | નવેમ્બર ડિસેંબર | | आपः पूर्वाषाढा | आपः |
| 21 | ઉતરાષાઢા | | | विश्वे देव उतराषाढा | विश्वेदैव |
| 22 | શ્રવણ | ડિસેંબર જાન્યુઆરી | મકર | श्रवण | विष्णु |
| 23 | ધનિષ્ઠા | | | श्रविष्ठा | वसु |
| 24 | શતભિષક્ | જાન્યુઆરા ફેબ્રુઆરી | કુંભ | शतभिषक् | वरुण |
| 25 | પૂ.ભાદ્રપદ | | | अज एकपाद पु. भाद्रपद | अजएकपाद |
| 26 | ઉ.ભાદ્રપદ | ફેબ્રુઆરી માર્ચ | મીન | अहिर्बुधन्य उ. भाद्रपद | अहिर्बुधन्य |
| 27 | રેવતી | | | रेवती | पुषा |
| 28 | અભિજિત | | | | |

- એક અને બે મેગ્નીટ્યુડ (તેજાંક) તારાઓની મુખ્ય અસર હોય છે.
- જૈન પરંપરામાં તિર્થંકરોની જન્મ નક્ષત્રોની યાદી પ્રાપ્ય છે. અન્ય પરંપરાઓએ આ કરવા જેવું કામ છે.
- કેટલાક નક્ષત્રોના તેજાંક અપ્રાપ્ય છે.

| | શુભ અશુભ | જન્મક્ષત્ર તિર્થંકર | તેજસ્વિતા દેખાતી | - મૂળ | અંતર પ્રકાશવર્ષ | |
|---|---|---|---|---|---|---|
| | શુ. | સુવિધિનાથ શીતલનાથ | | | | |
| | અ | | | | | |
| | શુ. | ઋષભદેવ | | | | |
| | શુ. | મુનિસુવ્રત શ્રેયોસનાથ | 0.77 | +2.2 | 16.5 | |
| | શુ. | | | | | |
| | શુ. | વાસુપૂજ્ય | | | | |
| | અ | | 2 | | | |
| | શુ. | વિમલનથ | 3 | | | |
| | શુ. | અરનાથ અનંતનાથ | | | | |
| | અ | | 0.04 | +0.5 | 26.5 | |

શનિ એટલે saturn એટલે Saturday. ચંદ્ર - મુન - moon - monday સૂર્ય - sun - રવિ - sunday અલબત્ત બધા ગ્રહો નથી. દા.ત. સૂર્ય એ તારો છે, ચંદ્ર એ ઉપગ્રહ છે. વગેરે.

આ બધાનો પ્રચંડ પ્રભાવ આપણા જીવન પર સ્થૂળ અને સૂક્ષ્મ રીતે પડતો હોય છે. સૂર્ય અને ચંદ્ર આપણી સૌથી નજીક હોય છે. તેથી તેમનો પ્રભાવ વધારે છે. આમ તો દરેક ગ્રહની પોતાની વિશિષ્ટ ગતિ છે., નિશ્ચિત તાપમાન, શીતમાન અને ધ્વનિ છે. તેઓના મૌલિક રંગો અને પ્રભાવો છે. જીવનના ચોક્કસ ક્ષેત્રો અને શરીરનાં તત્ત્વો પર નિશ્ચિત અસરો છે. તે બધાને પોતાની ઊર્જા અને કિરણો છે અને તે ઊર્જા - કિરણો પ્રમાણે આપણે સ્પંદીત થઇએ છીએ અથવા ખળભળીએ છીએ. તેમના આપણાથી આવેલા અંતરો પ્રમાણે તે સ્પંદનો હોય છે. બે ગ્રહોના વિકિરણોની અન્યોઅન્ય પર અસરો પડે છે. જે હકારાત્મક અને નકારાત્મક હોય છે. આ ગ્રહોના વ્યાસ અને તેના દ્રવ્યમાનો પર પણ તેની અસરોનો આધાર છે. આકાશ પર દરરોજ નિશ્ચિત સમયે સતત નજર રાખનારને એક વસ્તુ ધ્યાનમાં આવશે કે તારાઓનું સ્થાન નિશ્ચિત છે. જ્યારે ગ્રહો ગતિ કરે છે. અને તે પણ પૂર્ણ વર્તુળાકાર નથી, તેથી આ બધા જ ગ્રહોની અન્યોઅન્ય સાથેની અને સૂર્ય અને પૃથ્વી સાથેના અંતરમાં ઘણી જ વધઘટ જોવા મળે છે. તેને પરિણામે અસરમાં પણ વધઘટ જોવા મળે છે. આ અસરો વિકિરણોના સ્વરૂપે હોય છે. એક ગ્રહના વિકિરણો બીજાનો વિકિરણોથી સંવર્ધન પામે છે. (મૈત્રી) અથવા તેની અસરમાં વિઘ્ન આણી શમાવી દે છે અથવા અટકાવી દે છે. (શત્રુતા) દા. ત. બુધ એ તર્ક શક્તિ છે અને મંગળ એ આવેગ શક્તિ છે. હવે આ બે વિરોધાભાસી ગ્રહો છે. એટલે અન્યોઅન્યને અસર આપે છે. બીજો દાખલો જોઈએ તો સૂર્ય એ વૈશ્વિક પિતા. આ બન્ને પોતાના પ્રભાવો પાડે છે. આમ તો બધાં જ આકાશી પદાર્થોનો એક સંયુક્ત ચુંબકીય વિસ્તાર હોય છે. આ ચુંબકીય રેખાઓ અને તેનું પ્રભાવ-બળ કે ખેંચાણ બળ આપણી સમગ્ર વ્યવસ્થાને અસર આપે છે. તે પ્રભાવો આપણી અંદર રહેલા રસાયણો અને તત્વોના અણુ-પરમાણુને સ્થિર, કાયમી અને નિશ્ચિત આકારને વલણો આપે છે. આ વલણો કે અસરોના ત્રણ પરિમાણો તો દેખીતા જ હોય છે.

1. ભૌતિકલક્ષણો.
2. માનસિક્વિલક્ષણતાઓ.
3. આધ્યાત્મિકઆકાંક્ષાઓ

આ સિવાય અન્ય માર્ગે પણ આપણા હોવાની, અસંખ્ય પરિમાણો પર તે અસર આપે છે. આ ગ્રહોને અલગ ભાષામાં અલગ અલગ નામો છે. તેની એક નાનકડી યાદી નીચે આપી છે.

| ક્રમ | ગુજરાતી નામ | સંસ્કૃત નામ | અંગ્રેજી નામ | હિબ્રુ નામ | અરબી નામ |
|---|---|---|---|---|---|
| 1. | શનિ | મંદ | સેટર્ન | અશ-શેબો | ઝોહલ |
| 2. | બૃહસ્પતિ | બૃહસ્પતિ | જ્યુપિટર | ક્રીમ-અંશ | મોશતરી |
| 3. | મંગળ | ભોમ્ય | માર્સ | અશ-લીશ | મરીક |
| 4. | સૂર્ય | આદિત્ય | સન | અશ-શેદ | શમ્સ |
| 5. | શુક્ર | ભૃગુ | વિનસ્ | અશ-ઇશ | ઝોહરે |
| 6. | બુધ | સૌભ્ય | મરકપુરી | અશ-રાબે | ઓતારદ |
| 7. | ચંદ્ર | ઈંદુ | મુન | અશ-નીમ | કમર |
| 8. | નેપચ્યૂન | | નેપ્ચ્યુન | | |
| 9. | હર્શલ | | હર્શલ | | |
| 0 | રાહુ | | મુન્સનોડ | | |
| 0 | કેતુ | | મુન્સટેલ | | |

રાશિઓ અંગે અસંખ્ય વાર્તાઓ, કલ્પનાઓ, તથ્યો, દંતકથાઓ વગેરે પ્રવર્તમાન છે. તેમાં પણ દરેક પ્રજા અને જાતિને પોતાના અલગ રંગો છે. એમાંના થોડાં દૃષ્ટાંતો આપણે જોઈએ.

- સૂર્ય ઉત્તરાયણમાં હતો અને મકરરાશિ આધિપત્ય ભોગવતી હતી ત્યારે આ રાશિ ચક્રની રચના થઇ અને ઇજિપ્તની પ્રજાને પ્રાણી પ્રત્યે અનન્ય પ્રેમ. તેથી આ બારે રાશિને પ્રાણીઓનાં નામ મળ્યા.
- એક પ્રચંડ રહસ્યવાદી પ્રતિભાવાન બ્લાવાટસ્કી તેના ગ્રંથ "સિક્રેટ ડોક્ટ્રીન"માં એમ કહે છે કે ખ્રિસ્તીઓના "ઓલ્ડ ટેસ્ટામેન્ટ"માં આ બાર રાશિઓ પ્રતીકાત્મક રીતે વર્ણવામાં આવી છે. અગિયાર તારાઓ એ દેવદૂતો છે. અને બારમો તારો એ જીસસ છે.
- એલન લિઓ એ જ્યોતિષશાસ્ત્રના તજજ્ઞ ગણાય. તેઓ આંકડાકિય રીતે આ બારના આંકની મહત્તા સમજાવે છે.

$3 \times 4 = 12$

આમાં ત્રણ એટલે

સત્વ → સંવાદિતા → harmony

રજસ → ગતિ → mobility

તમસ → જડતા → Inertia

અને ચાર એટલે મહાભૂતો

અગ્નિ → Fire Element

પૃથ્વી → Earth Element

વાયુ → Air Element

જલ → Water Element

અને એલન લિઓ કહે છે કે જો આ ચાર તત્ત્વોને વર્તુળમાં દોરેલા ચાર છેડાવાળી ચોકડીના એક એક છેડે મૂકીએ અને આ દરેક બિન્દુને શિરોબિન્દુઓ બનાવીને ચાર સમભૂજ ત્રિકોણો એ જ વર્તુળમાં દોરીએ તો 30° ડિગ્રીવાળી બાર રાશિઓ નું 360° ડિગ્રીનું એક રાશિચક્ર બનશે.

- એક કલ્પના એવી પણ કરી શકાય કે આ ત્રણ એટલે આપણા ત્રિ-સિદ્ધાંતો

સર્જન → બ્રહ્મા

જીવન → વિષ્ણુ

વિનાશ → મહેશ

અને તેને ગુણ્યા ચાર મહાભૂતો એટલે બાર રાશિઓ.

- આપણા ત્રણ પ્રાથમિક મૂલ્યોને પણ આ સ્થાને મૂકી શકાય અને ગુણાકાર કરી શકાય.

સત્યમ્

શિવમ્

સુંદરમ્

અને તેને ગુણ્યા ચાર મહાભૂત એટલે બાર રાશિઓ અને અસ્તિત્વ.

- બૌદ્ધ તત્વજ્ઞાન અને દર્શને આ રાશિ ચક્રનો ઉપયોગ કર્યો છે. તેમના પ્રમાણે રાશિચક્ર એ જન્મમૃત્યુના વૈશ્વિક ચક્રનું પ્રતીક છે. જન્મ-મરણની શાશ્વત પ્રક્રિયા સ્થૂળથી સૂક્ષ્મની અને અજ્ઞાનથી પરમજ્ઞાન તરફની યાત્રા છે. આ યાત્રાને પોતાની ભૂમિકાઓ અને અવસ્થાઓ છે. તેમના પ્રમાણે આ ભૂમિકાઓ નીચે પ્રમાણે છે.

1. મેષ-વૃષભ ભૂમિકા → મહાપરિનિર્વાણ
2. મિથુન - કર્ક ભૂમિકા → પરિ-નિર્વાણ

| ક્રમ | ગુજરાતી નામ | સંસ્કૃત નામ | અંગ્રેજી નામ | હિબ્રુ નામ | અરબી નામ |
|---|---|---|---|---|---|
| 1. | શનિ | મંદ | સેટર્ન | અશ-શેબો | ઝોહલ |
| 2. | બૃહસ્પતિ | બૃહસ્પતિ | જ્યુપિટર | કીમ-અંશ | મોશતરી |
| 3. | મંગળ | ભોમ્ય | માર્સ | અશ-લીશ | મરીક |
| 4. | સૂર્ય | આદિત્ય | સન | અશ-શેદ | શમ્સ |
| 5. | શુક્ર | ભૃગુ | વિનસ્ | અશ-ઈશ | ઝોહરે |
| 6. | બુધ | સૌભ્ય | મરકપુરી | અશ-રાબે | ઓતારદ |
| 7. | ચંદ્ર | ઈંદુ | મુન | અશ-નીમ | કમર |
| 8. | નેપચ્યૂન | | નેપ્ચ્યુન | | |
| 9. | હર્શલ | | હર્શલ | | |
| 0 | રાહુ | | મુન્સનોડ | | |
| 0 | કેતુ | | મુન્સટેલ | | |

રાશિઓ અંગે અસંખ્ય વાર્તાઓ, કલ્પનાઓ, તથ્યો, દંતકથાઓ વગેરે પ્રવર્તમાન છે. તેમાં પણ દરેક પ્રજા અને જાતિને પોતાના અલગ રંગો છે. એમાંના થોડાં દૃષ્ટાંતો આપણે જોઈએ.

- સૂર્ય ઉત્તરાયણમાં હતો અને મકરરાશિ આધિપત્ય ભોગવતી હતી ત્યારે આ રાશિ ચક્રની રચના થઇ અને ઇજિપ્તની પ્રજાને પ્રાણી પ્રત્યે અનન્ય પ્રેમ. તેથી આ બારે રાશિને પ્રાણીઓનાં નામ મળ્યા.
- એક પ્રચંડ રહસ્યવાદી પ્રતિભાવાન બ્લાવાટસ્કી તેના ગ્રંથ "સિક્રેટ ડોકટ્રીન" માં એમ કહે છે કે ખ્રિસ્તીઓના "ઓલ્ડ ટેસ્ટામેન્ટ"માં આ બાર રાશિઓ પ્રતીકાત્મક રીતે વર્ણવામાં આવી છે. અગિયાર તારાઓ એ દેવદૂતો છે. અને બારમો તારો એ જીસસ છે.
- એલન લિઓ એ જ્યોતિષશાસ્ત્રના તજજ્ઞ ગણાય. તેઓ આંકડાકિય રીતે આ બારના આંકની મહત્તા સમજાવે છે.

$3 \times 4 = 12$

આમાં ત્રણ એટલે

સત્વ → સંવાદિતા → harmony

રજસ → ગતિ → mobility

તમસ → જડતા → Inertia

અને ચાર એટલે મહાભૂતો

અગ્નિ → Fire Element

પૃથ્વી → Earth Element

વાયુ → Air Element

જલ → Water Element

અને એલન લિઓ કહે છે કે જો આ ચાર તત્ત્વોને વર્તુળમાં દોરેલા ચાર છેડાવાળી ચોકડીના એક એક છેડે મૂકીએ અને આ દરેક બિન્દુને શિરોબિન્દુઓ બનાવીને ચાર સમભૂજ ત્રિકોણો એ જ વર્તુળમાં દોરીએ તો 30°ડિગ્રીવાળી બાર રાશિઓ નું 360° ડિગ્રીનું એકરાશિચક્રબનશે.

- એક કલ્પના એવી પણ કરી શકાય કે આ ત્રણ એટલે આપણા ત્રિ-સિદ્ધાંતો

સર્જન → બ્રહ્મા

જીવન → વિષ્ણુ

વિનાશ → મહેશ

અને તેને ગુણ્યા ચાર મહાભૂતો એટલે બાર રાશિઓ.

- આપણા ત્રણ પ્રાથમિક મૂલ્યોને પણ આ સ્થાને મૂકી શકાય અને ગુણાકાર કરી શકાય.

સત્યમ્

શિવમ્

સુંદરમ્

અને તેને ગુણ્યા ચાર મહાભૂત એટલે બાર રાશિઓ અને અસ્તિત્વ.

- બૌદ્ધ તત્વજ્ઞાન અને દર્શને આ રાશિ ચક્રનો ઉપયોગ કર્યો છે. તેમના પ્રમાણે રાશિચક્ર એ જન્મમૃત્યુના વૈશ્વિક ચક્રનું પ્રતીક છે. જન્મ-મરણની શાશ્વત પ્રક્રિયા સ્થૂળથી સૂક્ષ્મની અને અજ્ઞાનથી પરમજ્ઞાન તરફની યાત્રા છે. આ યાત્રાને પોતાની ભૂમિકાઓ અને અવસ્થાઓ છે. તેમના પ્રમાણે આ ભૂમિકાઓ નીચે પ્રમાણે છે.

1. મેષ-વૃષભ ભૂમિકા → મહાપરિનિર્વાણ
2. મિથુન - કર્ક ભૂમિકા → પરિ-નિર્વાણ

3. સિંહ - કન્યા ભૂમિકા → નિર્વાણભૂમિકા

4. તુલા-વૃશ્ચિકભૂમિકા → બુદ્ધિ

5. ધનુ - મકર ભૂમિકા → મનોભૂમિકા.

6. કુંભ - મીન ભૂમિકા → સૂક્ષ્મ શરીર ભૂમિકા

આ રાશિઓમાં જન્મ, એ અવસ્થાઓ છે શરીરની, મનની, આત્માની વગેરે તે નીચે પ્રમાણે છે.

1. મેષ → અવિદ્યા
2. વૃષભ → સંસ્કાર
3. મિથુન → વિજ્ઞાન
4. કર્ક → નામરૂપ
5. સિંહ → ષડાયતન
6. કન્યા → સ્પર્શ
7. તુલા → વેદના
8. વૃશ્ચિક → તૃષ્ણા
9. ધનુ → ઉપાદાન
10. મકર → ભવ
11. કુંભ → જાતિ
12. મીન → જરામરણ

આ રાશિઓ અને તેના પ્રતીકો પરથી તેના અને વ્યક્તિત્વનાં લક્ષણોનું અર્થઘટન થાય છે. આમાં પણ સાયન અને નિરયાન વચ્ચે સૂક્ષ્મ ભેદો છે.

આ રાશિમંડળને 'Zodiac' કહે છે. એક વર્તુળને 360° ડિગ્રી અથવા અંશ છે અને તેને બાર ભાગમાં વહેંચો તો એક રાશિમાં 30° ડિગ્રી આવે અને તેમાં પણ દર 10° ડિગ્રીએ એક ગ્રહની અસર આવે. આ વાતને ચિત્ર દ્વારા સમજીએ તો સહેલું પડે.

આકૃતિ


દક્ષિણ
Zenith
મકર
ધન
વૃશ્ચિક
કુંભ
તુલા
મીન
Desc.
પૂર્વ
પશ્ચિમ
Asc.
મેષ
કન્યા
વૃષભ
સિંહ
મિથુન
કર્ક
Nadir
ઉત્તર

આ 30° ડિગ્રીનું એક એવા બાર ભવનો કે ઘરો કે સ્થાનો બને છે અને તેમાં તે સમયના ગ્રહોની પણ અસરો હોય છે. આ બધા તથ્યોને વિગતો કુંડળીમાં આપેલા હોય છે અને તેના પરથી અર્થઘટનો શક્ય બને છે. જેને ફળાદેશ પણ કહેવામાં આવે છે. આમ જન્મ સમયે કઇ રાશિઓ અને ગ્રહો કયાં હતા અને તેની દૃષ્ટિઓ અને aspects ની વાત કુંડળીમાં હોય છે. તેમાં ખાસ તો તેની ડિગ્રીઓની વિગતો હોય છે જેના પરથી તેના પ્રભાવનું પ્રમાણ નક્કી થાય છે. તેની અગત્યની વિગતો નીચે આપી છે :

| | | | |
|---|---|---|---|
| 1. સેમી-સેકસટાઇલ | → | 30° | દૃષ્ટિનીડિગ્રી |
| 2. સેમી-ક્વીનટાઇલ | → | 36° | દૃષ્ટિનીડિગ્રી |
| 3. સેમી - સ્કવેર | → | 45° | દૃષ્ટિનીડિગ્રી |
| 4. સેકસટાઇલ | → | 60° | દૃષ્ટિનીડિગ્રી |
| 5. ક્વીનટાઇલ | → | 72° | દૃષ્ટિનીડિગ્રી |
| 6. સ્કવેર | → | 90° | દૃષ્ટિનીડિગ્રી |
| 7. ત્રાયન | → | 120° | દૃષ્ટિનીડિગ્રી |
| 8. સેક્સવીક્વોડરેટ | → | 135° | દૃષ્ટિનીડિગ્રી |
| 9. બાયક્વીનટાઇલ | → | 144° | દૃષ્ટિનીડિગ્રી |
| 10 ક્વીનક્યુન | → | 150° | દૃષ્ટિનીડિગ્રી |
| 11. ઓપોઝીશન | → | 180° | દૃષ્ટિનીડિગ્રી |
| 12. કંજકશન | → | 0° | દૃષ્ટિનીડિગ્રી |

આ રાશિઓને તત્ત્વો પણ પ્રભાવ આપે છે. અથવા દરેક રાશિને પોતાનું પ્રધાનકારી ત્વ હોય છે. તે નીચે પ્રમાણે છે :

1. અગ્નિ તત્ત્વ → મેષ, સિંહ, ધન
2. વાયુતત્ત્વ → મિથુન, તુલા, કુંભ
3.. જલ તત્ત્વ → કર્ક, વૃશ્ચિક, મીન
4. પૃથ્વીતત્ત્વ → વૃષભ, કન્યા, મકર

આ તત્ત્વોની સમજ અર્થઘટન સમયે પાયાની બની જતી હોય છે. આ સાથે રાશિ અને ગ્રહો સાથે જોડાયેલી અન્ય અત્યંત અગત્યની વિગતો સામે કોષ્ટક રૂપે આપી છે. જે ફળાદેશ કે અર્થઘટનમાં અત્યંત મદદરૂપ થશે.

**ગ્રહો :- શૂન્યતાના પહેરેદારો**

આજથી માત્ર સો વર્ષ પહેલા આપણે ગ્રહો વિશે ખાસ જાણતા ન હતા, પણ હવે

આજે આપણી પાસે પુષ્કળ સ્થૂળ અને સૂક્ષ્મ વિગતો છે. "એક્ઝોબાયોલોજી" નામનું એક વિજ્ઞાન જ વિકસ્યું છે, જે સૂર્યમાળાની બહારના બીજા કોઇ ગ્રહ પર વિકસેલા જીવનનો અભ્યાસ કરે છે. અને તેની શક્યતાઓ તપાસતું શાસ્ત્ર છે. અલબત આ અત્યંત મુશ્કેલ કાર્ય છે. અબજો સૂર્ય, તારાઓ, ગ્રહો, ઉપગ્રહો, આકાશ - ગંગાઓ એમ આ પરિવાર ૨૦ કિ.મી. (સેકન્ડના)ની ગતિએ અનંત માપવાની મથામણમાં દોડ્યા કરે છે. આપણા પરિવાર એટલે કે તારા વિશ્વનો વિસ્તાર માત્ર 300000 પ્રકાશવર્ષ જેટલો જ છે. આવા 200 અબજ તારા વિશ્વોની કલ્પના વૈજ્ઞાનિકો (કે કવિઓ) એ કરી છે. આપણી પોતાની પૃથ્વી આપણી આકાશગંગાના કેન્દ્રથી 32000 પ્રકાશવર્ષ દૂર છે. આવા અફાટ વિસ્તારો અને અનંત અંતરો વચ્ચેથી 9 ગ્રહોના તથ્યો શોધી કાઢવા તે અબજો ટન ઘાસની ગંજીમાંથી એક નાનકડી સોય શોધવા જેટલું અશક્ય કામ છે. સૌ પ્રથમ આ ગ્રહોની સામાન્ય વિગતો જોઇએ અને ત્યારબાદ વ્યક્તિગત વિગતો તપાસીએ. આ પ્રયાસોને લીધે તેને, તેની અસરોને અને તેના સૂચિતાર્થોને સમજવા સહેલા પડશે.

- વરસોના અવલોકનથી ખગોળશાસ્ત્રીઓ ગ્રહોના પરિભ્રમણકાળ નિશ્ચિત કરી શક્યા છે અને સૂર્યથી તે બધાનું અંતર ઇલામીટરમાં મેળવી શક્યા છે. આ ઇલામીટરને આસાનીથી કિ.મી.માં બદલી શકાય છે. જેમકે 1 ઇલામિટર = 14,50,00,00 કિ.મી.
- આ ગ્રહોની વ્યક્તિ પર પડતી અસરોનો આધાર નીચેના જેવી અસંખ્ય બાબતો પર રહેતો હોય છે.

  1. પૃથ્વી અને સૂર્યથી અંતર
  2. ગ્રહનો વ્યાસ
  3. દ્રવ્યસંચય
  4. ગુરૂત્વાકર્ષણ બળ
  5. વિષુવવૃત્ત આગળનો વ્યાસ
  6. ભ્રમણકક્ષા સાથે વિષુવવૃત્તનો ખૂણો.
  7. શીતમાન અને તાપમાન

આ યાદી લાંબી બનાવી શકાય તેમ છે પણ વાત પાછળનો તર્ક એક સરખો રહેવાથી યાદી ટૂંકાવીએ છીએ. આ બધા ગ્રહોને જ્યોતિષશાસ્ત્રે જીવંત વ્યક્તિત્વો જેવા કલ્પ્યા છે. તેઓ અન્યોઅન્યના પ્રભાવ સ્વીકારે છે અને આપે છે. તેઓને પોતાના ગમા-અણગમાઓ, રાગદ્વેષો અને ચડતી-પડતીઓ છે. તેઓનું તાત્વિક, રાસાયણિક, ઉર્જાગત, ચુંબકત્ત્વ વગેરે અનેક સ્વરૂપો છે. આ બધા પરિમાણો અને ઘટકો નજરમાં રાખીએ તો જાતને અને અન્યને ઓળખવામાં ઊંડાઇ અને સચ્ચાઇ આવે છે.

## (૧) સૂર્ય : - જન્મથી મૃત્યુની યાત્રા કરાવનાર અસવાર

"આદિત્યહૃદય સટીક" અથવા "નવગ્રહ વિધાન" નામના પ્રાચીન ગ્રંથમાં નીચેનો શ્લોક છે.

॥ મિત્રાય નમઃ ॥ રવયે નમઃ ॥ સૂર્યાય નમઃ ॥ ભાનવે નમઃ ॥ ખગાય નમઃ ॥ પૂષ્ણે નમઃ ॥ હિરણ્યગર્ભાય નમઃ ॥ મરીચેય નમઃ ॥ આદિત્યાય નમઃ ॥ સવિત્રે નમઃ ॥ અર્કાય નમઃ ॥ ભાસ્કરાય નમઃ ॥

અનુવાદ : મિત્રને, રવિને, સૂર્યને, ભાનુને, ખગને પુષાને, હિરણ્યગર્ભને, મરિચિને, આદિત્યને, સવિતાને, અર્કને અને ભાસ્કર એ બાર આદિત્યને હું નમસ્કાર કરું છું.

એક વાત દીવા જેવી સુસ્પષ્ટ છે કે વિશ્વની તમામ જાતિઓ, ધર્મો, પ્રજાઓ, પંથો, સંપ્રદાયો અને પ્રજ્ઞાવાનો સૂર્યને નમ્યા છે. કારણકે સૂર્ય આપણો શ્વાસ છે, જીવન છે, આધાર છે, ચૈતન્યનો સાગર છે. તેની મહત્તા એ પથ્થર પરની લકીર છે. આઇન્સ્ટાઇને એ સાબિત પણ કર્યુ છે કે પ્રકાશને પણ પોતાનું દબાણ હોય છે. તારાઓ ઊર્જા અને પ્રકાશ કે પ્રકાશ - ઊર્જાઓ એટલી બધી ફેંકે છે કે તારાથી લાખો કિ.મી. દૂર હોવા છતાં પદાર્થને તે ઉડાડી દે છે. અરે, તારાથી કરોડો કિ.મી. દૂર આવેલા ગ્રહ પરના બધા જ પદાર્થોને શેકીને વાયુ કરી નાખે છે. આપણા પ્રાણપિતા સૂર્યમાંથી અપાર શક્તિશાળી વીજભારયુક્ત કણો કલાકના 16 કિ.મી.ની ઝડપે છૂટે છે. જેને સૂર્યવાત કહે છે. આપણે નસીબદાર છીએ કે પૃથ્વી આસપાસનું ચુંબકિય ક્ષેત્ર (Magnetosphere) તેને પ્રવેશવા દેતું નથી. ઘણીવાર લોકો જ્યોતિષમાં ગ્રહોની વ્યક્તિ પર થતી અસરો અંગે શંકા વ્યક્ત કરતા હોય છે. તેમણે આ તથ્યો ગણીને ગાંઠે બાંધવા જેવાં છે. જેથી તેમને આ પ્રચંડ પ્રભાવોનો આછો ખ્યાલ આવે. દા.ત. આપણો સૂર્ય દર સેકન્ડે 58 કરોડ ટન હાઈડ્રોજન પર સંયોજનની પ્રક્રિયા કરે છે અને તે પ્રક્રિયામાં 57 કરોડ 60 લાખ ટન હાઇડ્રોજનનું હેલિયમમાં રૂપાંતર થાય છે અને વધારાનો 40 લાખ ટન હાઈડ્રોજન ઊર્જામાં ફેરવાઇ જાય છે. જેનો અલ્પાંશ પૃથ્વીના ભાગમાં આવે છે. સૂર્યના કેન્દ્રમાં ઉત્પન્ન થતી ઊર્જાને સપાટી સુધી આવતા 1000000 થી વધારે વરસો લાગે છે. જ્યારે તે ઊર્જા સપાટી પર આવે છે ત્યારે દર ચો. મિ. 71000 હોર્સપાવર ને હિસાબે અવકાશમાં ફેંકાય છે. જે પૃથ્વી પર દશ સાડા ત્રણ કિ.મી. લગભગ 4700000 ઝીલાય છે. હવે આટલી ઊર્જાનો કોઇ જ પ્રભાવ ન હોય તે ચમત્કાર કહેવાય ? સૂર્ય સાથે જોડાયેલો એક બીજો ચમત્કાર એ છે કે સૂર્ય અને પૃથ્વી વચ્ચેના 15 કરોડ કિ.મી. અવકાશમાં એબસોલ્યુટ ઝીરો એટલે સે.ગ્રે. કોષ્ટક પ્રમાણે શૂન્ય નીચે 273 અંશ (—273°) હોવા છતાં તેમાંથી પસાર થતાં કિરણો પૃથ્વી પર ગરમી આપે છે જે ક્યારેક 52 સે.ગ્રે. જેટલી હોય છે. તે વૈજ્ઞાનિકો માટે પણ રહસ્યમય ચમત્કાર છે. તેની સપાટી પરની ગરમી આશરે 10800 ડિગ્રી ફેરનહીટ જેટલી છે. વૈદિક ઋષિઓ તો સૂર્યના પાયાના દ્રવ્ય તરીકે વાયુ, આપઃ(જલ) અને અગ્નિને ગણે છે જેને સંસ્કૃતમાં "અશ્માપૃશ્નિ" કહે છે. હાઇડ્રોજનનું હેલિયમમાં સતત રૂપાન્તર થવાથી જ સૂર્યમાં શક્તિનો સતત ઉદ્દ્ગમ થતો રહે છે. એ અર્થમાં તે આપણી ઊર્જાનો અવિનાશી અને આદિ સ્ત્રોત છે. આધુનિક ખગોળીય ભૌતિકશાસ્ત્ર (astro-physics) પ્રમાણે સૂર્ય એ સંપૂર્ણ રીતે વાયુ અવસ્થામાં છે. આપણા સૂર્યમાંથી પૌરાણિક શાસ્ત્રો પ્રમાણે હજાર પ્રકારના કિરણો નીકળે છે. જેમાંના સાત કિરણો

(સપ્તઋષય) અતિ મહત્ત્વના છે. આ ગ્રહોનું સર્જન આ કિરણોમાંથી થયેલ છે આમ તો અવકાશી પીંડોમાંથી અસંખ્ય પ્રકારના કિરણો નીકળે છે જેમાં નીચેનાં મુખ્ય છે :

1. પ્રકાશનાંકિરણો.
2. ક્ષ કિરણો.
3. ગામાકિરણો.
4. અલ્ટ્રાડ્રવેવ્ઝકિરણો.
5. ઇન્ફ્રારેડકિરણો.
6. માઇક્રોવેવ્ઝકિરણો.
7. રેડીઓ - તરંગો.

આ બધાના વિશિષ્ટ પ્રભાવો હોય છે. તેને પરિણામે તેની અસર નીચે જન્મેલો જાતક કે વ્યક્તિ વિશિષ્ટ ખાસિયતો ધરાવનારી હોય છે. આદિત્યમાં બે પ્રકારના તેજ છે. 1. દૃશ્ય 2. અદૃશ્ય. આ બન્ને દિવસ - રાત્રી આપણને પ્રભાવિત કરે છે.

**(1) સૂર્યના કારકત્વ :-**

- બ્રહ્મ, વિરાટ, ઉત્પતિ, સત્વ, આકાર, ભૂતાત્મા
- વૈખરીવાણી, સ્થૂળ શરીર, વિશ્વ, યમ
- તેજ, અંતકરણ, ઋગ્વેદ, આત્મવેદ
- પૂર્ણત્વ, અસંગત્વ, વ્યાપકત્વ, સર્વબીજત્વ
- સચ્ચિદાનંદ, સર્વસાક્ષી, નિર્વિકલ્પ, બિંદુ
- પુરુષત્વ, અદ્વૈત, શબ્દબ્રહ્મ, મેરુદંડ, સૂર્યનાડી
- અધિદેવતા - શિવ, નાથપંથ

**(2) સૂર્યના સૂચિતાર્થ :**

**અ - હકારાત્મક**

- રાજ્યનેજાહેરકાર્ય, શ્રેષ્ઠઓળખાણો
- અધિકારો, હોદાઓ, નિર્ભયતા ને ઉગ્રતા
- જીવન ઊર્જા, હૃદયનો ભાગ, ઉદાર, પરોપકારી
- સ્પષ્ટવકતા, યશસ્વી, ગૌરવશાળી, નિસ્વાર્થી, સરળ, પ્રામાણિક, ચોખ્ખો
- શરીરમાં તેનું આધિપત્ય, હૃદય, બરડો, પુરુષની જમણી ને સ્ત્રીની ડાબી આંખ, ગુદા અને કમરના પાછળના ભાગો.

બ - નકારાત્મક

- ઉડાઉ, અહંકારી, વિચિત્ર સ્વભાવનો
- ઝઘડાળુ, અરાજકતાવાદી, જનશત્રુ
- ઘાતકી, નિર્દયી, હિંસક, અશાંત
- ઉતાવળીઓ, દંભી, ધમાલ કરનારો

**(૨) ચન્દ્ર : સંવેદનાનો સર્જક**

પુરાણમાં એવી કથા પ્રસિદ્ધ છે કે અત્રિ ઋષિએ વરદાન માગવાથી ચંદ્રમાએ તેમને ઘેર જન્મ લીધો હતો. ઘણા તેને સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા ગણે છે. તેને ઔષધિઓ, કામનો, તારાનો સ્વામી, કાળ કે સમયનો સાક્ષી, દક્ષ પ્રજાપતિનો ગુરૂ પણ ગણ્યો છે. આવા ઉલ્લેખો પ્રાચીન સાહિત્યમાં મળે છે. જ્યારે ખગોળીય ભૌતિકશાસ્ત્ર તો એમ કહે છે કે ચંદ્રનો જન્મ 4 અબજ 60 કરોડ વર્ષ પહેલાં થયેલો. ત્યાં અત્યંત વધારે ગુરૂત્વાકર્ષણ ધરાવતા "માસ્કોન્સ" નામના વિસ્તારો છે. તે પવિત્ર મંદિરના ઘંટની જેમ સતત ગુંજયા કરે છે. ત્યાંથી એવું ખનીજ મળ્યું છે કે તેના જેવું સંયોજન પૃથ્વી પર જોવા મળતું નથી. તેને "આર્મોકોલાઇટ" નામ આપ્યું છે. (જે ત્રણ અવકાશયાત્રીઓના પ્રથમ અક્ષરો પરથી પાડવામાં આવ્યું છે.) સાહિત્યે તેની સાથે રંગો અને રોમાંચો જોડ્યા છે અને આધ્યાત્મે અને ધર્મે રહસ્યો. સૂર્યને વૈશ્વિક પિતા કહ્યો છે અને ચંદ્રને વૈશ્વિક માતા ગણી છે. આ બ્રહ્માંડ આખું એ કાલપુરુષનું રાજ્ય છે. અને ચંદ્ર એ રાણી છે. વેદાંતમાં ચંદ્રને 'માયા' કહી છે. કદાચ તેની પાછળ તેનો રહસ્યમય ક્રમિક ક્ષય, ઉદય અને અસ્ત કારણરૂપ હશે. વેદાંતમાં માયાને પરબ્રહ્મની પત્ની કહી છે. કારણ સ્ત્રી સ્વયં પ્રકાશિત નથી. પણ પર પ્રકાશિત છે. જે પતિ પાસેથી તેજ અને પ્રકાશ લે છે. તેને સ્ત્રૈણ તત્વ ગણ્યો છે. તેને જીવાત્મા પણ ગણ્યો છે.

**(1) ચન્દ્રના કારકત્વ :-**

- પ્રકૃતિ તત્ત્વ, રજસતત્ત્વ, ઇડાનાડી
- આવરણ, અંધકાર, અજ્ઞાન, પ્રપંચશક્તિ
- રેચક, દ્વૈત, લઘિમા
- આધ્યાત્મિક દુઃખ, મધ્યમા વાણી
- સમીપતા, તૈજસ, કંઠ, સમાન વાયુ,
- મનોમય કોશ, શીતલ, અજત્વ, નિર્મલત્વ
- પરાત્પરત્વ, વિશુદ્ધ ચક્ર, યર્જુવેદ

- ગાયન સ્વર - નિષાદ, નિર્મલત્વ
- અધિદેવતા - ઉમા
- પ્રત્યાધિદેવતા - જલ (cerebrospinal fluid)

(૨) ચન્દ્રના સૂચિતાર્થો :-

અ : હકારાત્મક

- ભૌતિકવાદી વલણ,આરામ,વિલાસ
- ઉચ્ચતર કલ્પના જગત,
- મનનીઉદારતા,આશાવાદી
- શારીરિક સૌન્દર્ય, રંગીન સ્વભાવ
- સંપત્તિવાન, યશ, કીર્તિ, હૃદયલક્ષી
- અંતર્મુખી,મનોવૃત્તિઓનાસમૃદ્ધ
- લોકપ્રિય અને વિચિત્ર વસ્તુઓનો સંગ્રહખોર
- શરીરમાં → પેટ, આંતરડા, ડાબી આંખ પુરુષની અને જમણી આંખ સ્ત્રીની

બ : નકારાત્મક

- અસ્થિરતા,ચંચળતા,તરંગીપણું
- શંકાશીલ,લોલુપ,પ્રમાદી
- આળસુ,લબાડ,ચારિત્ર્યમાં શિથિલ
- શરીરમાં સાંધાના રોગો, સંધિવા, આંતરડાની બિમારીઓ, જલંદર, ભગંદર, માનસિક વિકૃતિઓ

આ ચંદ્ર જીવન અને મૃત્યુ પર આધિપત્ય ભોગવે છે.આપણી મનો-શારીરિક વૃત્તિઓ પર પણ આધિપત્ય ભોગવે છે. તે પ્રકાશને અંધકારની જેમ જ શુભ અને અશુભ અસરો આપે છે. તે મજ્જાતંત્ર, કોશો પર પ્રચંડ અસર આપે છે. તે ચિત્ત શક્તિનો વાહન કે દૂત છે.

**(3) મંગળ : શાશ્વત સૈનિક**

શાસ્ત્રોએ મંગળને યુદ્ધનો દેવ કહ્યો છે. આપણા સમગ્ર 'હોવા' ના રક્ષણની જવાબદારી મંગળને સોંપી છે. આ માટે મંગળનો યંત્ર રાખવો. અને તેની અંદર મંગળના ૨૧ નામો લખવા એવી વિધિ "નવગ્રહ વિધાન પદ્ધતિ"માં આપેલ છે.

**યંત્ર અને નામો :**




ખગોળશાસ્ત્ર આ બે ઉપગ્રહધારી ગ્રહની સાવ અલગ વાતો કરે છે. આ બે ઉપગ્રહોના નામ ફોબોસ અને ડેમોસ છે. શાસ્ત્રોમાં પૃથ્વી એ કાળપુરુષનું રાજ્ય છે. અને મંગળ તેનો સેનાનાયક છે. તે આપણી શક્તિ અને જીવનનો આધાર છે. જેથી આપણે નિરોગી, દીર્ઘાયુષી અને નિર્ભય બનીએ છીએ. પરમની સાધનામાં પ્રાણાયામ, આસનો કે પછી તંત્ર કે હઠયોગની વિધિઓમાં શારીરિક શક્તિઓ જોઇએ અને મંગળ તેનો દાતા છે. મંગળને

પુરુષત્ત્વ સત્ત્વગુણ માન્યો છે. પદાર્થમય બાહ્ય અને ભૌતિક જગતનો તે આધાર છે. તેથી જ તેને "a planet of generation" કહે છે. તેને પદાર્થોનું સત્વ અને 'ઇચ્છાઓનો સિદ્ધાંત' પણ કહ્યો છે. તે કૃત્યો, જીવન અને ગતિનો દાતા છે. એ રીતે ઊર્જા કે શક્તિ, સંવેદના, ગતિ એ બધા મંગળના ગુણો છે. તેથી જ તેના જાતકમાં નેતાગીરી, નિર્ભયતા, હિંમત, આત્મનિર્ભરતા, આત્મવિશ્વાસ વગેરે વધારે જોવા મળે છે. તેની અસર નીચે જન્મેલી કેટલીકવ્યક્તિઓમાં શ્રીવિવેકાનંદ, શ્રીગુરુનાનક, ગુરુતેજસિંહ, ગુરુગોવિંદસિંહ, શ્રી સ્વામી દયાનંદ સરસ્વતિ વગેરેનો સમાવેશ થાય છે.

(1) મંગળના કારકત્ત્વ :-

- તમસ, અંધકાર, ક્રોધ
- આસનો, પ્રાણાયામ, ભૈરવોપાસના, બલભીમોપાસના, મુદ્રાઓનોઅભ્યાસ
- શાક્તમતવાદી
- ભસ્ત્રિકા, ભ્રામરી, મહામુદ્રા - હઠયોગ
- અસ્તેય, ગાયનનો સ્વર ગાંધાર
- અનાહત ચક્ર, મૈથુનક્રિયા, અન્નમયકોશ
- નાદ - સમુદ્રમેઘ, અનાહત - ધ્વનિ
- સ્મશાન અને પ્રસૂત વૈરાગ્ય
- અધિદેવતા - સ્કંદ

  પ્રત્યાધિદેવતા - પૃથ્વીની સાથે સૂર્યાભિમુખ

(2) મંગળના સૂચિતાર્થો :-

અ : હકારાત્મક

- સુડોળ અને મજબૂત શરીર
- બહાદૂર, નિર્ભય, વિજેતા, મોભેદાર
- દમામદાર નેતા, ઉત્સાહી શૌર્યવાન
- અપૂર્વશક્તિશાળી, સાહસિક
- શરીરમાં અગ્નિ અને પ્રાણનું પ્રાધાન્ય
- સંકલ્પવાન અને મજબૂત જ્ઞાનતંતુવાળો
- અજેય, લડવા માટે સદા તૈયાર
- હેતુઓ માટે પ્રાણ આપનાર, નિષ્કપટી

- મોજીલાપણું,વ્યવહારમાંસરળ
- ઉપાડેલું કામ ગમે તે કિંમતે સંપૂર્ણ કરનાર
- ઉદામવાદી,વિરોધ કરનાર,ક્રાંતિકારી
- સુધારણાવાદી,મહત્ત્વાકાંક્ષી
- શરીરમાં → પિત્ત, મોઢું, ડાબો કાન, અને ડાબો હાથ, નાકની ઇન્દ્રિય

બ : નકારાત્મક

- દેખાવે વિકૃત અને ભયંકર, અનીતિમાન
- દગાખોર, લડાયક વૃત્તિ ધરાવનાર, લુચ્ચાઇ
- હિંસા,ઘાતકીપણું,રાજદ્રોહી
- હલકીમોજીલીવૃત્તિધરાવનાર
- આચારભ્રષ્ટ,લડાયકવૃતિ
- ઝઘડાખોર,ક્રોધ-લોભ-મોહથીપીડાનાર
- કાનુનમાં કે જેલમાં ફસાનાર
- શરીરમાં → કાપ, ઘા, ઘસારા અને અનેક જખ્મો, તાવ, પ્લેગ, સોજાઓ, પિત્તવિક કમળો,ચામડીના રોગો

**(૪) બુધ :- દ્વૈતનો એકમાત્ર સ્વામી**

ıessenger of the gods" કહે છે. પ્રાચીન પુરાણોમાં આકાશવાણીનો ખ્યાલ આપેલો ı અને બુધ આકાશમાં વીજળીના પ્રવાહ દ્વારા સંદેશ પહોંચાડવાનું કામ કરે છે. બુધનો નમલ આપણી બુદ્ધિ પર છે અને તેને ચંદ્રની જેમ જ ક્ષય અને વૃદ્ધિ હોય છે અને તેવી ıતે વ્યક્તિઓને પણ તીવ્ર અને ક્ષીણ બુદ્ધિ હોય છે.

પ્રાચીન શાસ્ત્રોમાં કાલપુરુષના રાજ્યમાં બુધને 'યુવરાજ પદ' આપ્યું છે. તે સૂર્ય અને ચંદ્ર વચ્ચે હોય છે. તેનું કાર્ય પણ અત્યંત મહત્ત્વનું છે અને તે એકે પૂર્વજન્મ પ્રમાણે અને તેના કર્મો પ્રમાણે પુનર્જન્મમાં તે ભોગવવા માટે શરીર તૈયાર કરવાનું. સાધકોને પરમપદની પ્રાપ્તિ આના પ્રભાવથી મળે છે. તે પુરુષતત્ત્વ છે. મંગળની અસરવાળામાં ગાંધીજી, મોરારજી દેસાઈ, ઝીણા, શિવાજી વગેરે છે.

(1) બુધના કારકત્વ :-

- ચિત્ત, વાયુ, પરોક્ષજ્ઞાન, અભાવ, વૈરાગ્ય
- ત્વક, જિહ્વા, વાણી, શબ્દ, ઉદાન ધારણા
- મુમુક્ષત્વ, લિંગ શરીર - સૂક્ષ્મ શરીર
- નાદ - મર્દલ, શંખ અણિમા, પ્રાકામ્ય
- મૂલાધાર ચક્ર, પ્રાણમય કોશ
- ગાયનનો સ્વર ધૈવત
- Cerebellum pituitury body
- આધિદેવતા - નારાયણ
- પ્રત્યાધિદેવતા - વિષ્ણુ

(૨) બુધના સૂચિતાર્થો :-

અ : હકારાત્મક

- હાસ્ય - વિનોદ, પ્રફુલ્લિતતા, મીઠી વાણી
- વાકચાતુર્ય, સદા આનંદી, ઉત્સાહી, ચાલાક,
- વ્યવહાર કુશલ, સ્વભાવે શાંત, સૌમ્ય
- પરિવાર તરફ અનાસક્ત, અસંખ્ય મિત્રો
- વક્તૃત્વ, લેખન, સૂક્ષ્મ બુદ્ધિ, મર્મજ્ઞતા
- અવનવા અનુભવોને ધંધાનો શોખીન
- વિવેકયુક્ત, સ્વાર્થી, વિચારશીલ,
- બહોળા અનુભવો ધરાવનાર, પ્રચંડ બુદ્ધિ

- રહસ્યમયયાદશક્તિ
- શરીરમાં → જ્ઞાનતંતુઓ, હાથ અને પગ

**બ : નકારાત્મક**

- ચાર્વાક કે એપીક્યુરીઅન સ્વભાવવાળો ખાઇ, પી અને આનંદ કરો.
- ક્ષુદ્ર સિદ્ધિઓથી રાજી થનાર
- અલ્પબુદ્ધિ,નિંદાખોર,ખુશામતીઓ
- નાની મોટી ચોરી કરનાર
- બડાશમારનાર,મિથ્યાભિમાની
- બુદ્ધિનો દુરુપયોગ કરનાર
- શરીરમાં → મગજ અને યાદશક્તિના રોગો, વાણીને લગતા રોગો, માથાનો દુઃખાવો.

**(૫) ગુરૂ :- પ્રજ્ઞાનો પ્રાધ્યાપક**

પ્રાચીન શાસ્ત્રોએ ગુરૂના ચોવીસ નામો આપ્યા છે. તેના નામો નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| 1. બૃહસ્પતિ | 2. સુરાચાર્ય | 3. દયાવાન | 4. શુભલક્ષણ |
| 5. લોકત્રયગુરૂ | 6. શ્રીમાન | 7. સર્વસ | 8. સર્વવિભૂતિપતિ |
| 9. સર્વેશ | 10. સર્વદાતુષ્ટ | 11. સર્વગ | 12. સર્વપૂજીત |
| 13. અક્રોધન | 14. મુનિશ્રેષ્ઠ | 15. નીતિકર્તા | 16. જગત્પિતા |
| 17. વિશ્વાત્મા | 18. વિશ્વકર્તા | 19 વિશ્વયોનિ | 20. ભૂભુર્વ |
| 21. ધનદાતા | 22. ભર્તા | 23. જીવ | 24. મહાબલ |

ગુરૂને સર્વ દેવોનો પણ ગુરૂ કહ્યો છે. તે દેવોના પુરોહિત છે. ખગોળીય દષ્ટિએ આ ગુરૂ ખરા અર્થમાં ગુરૂ છે. તેને 17 જેટલા ઉપગ્રહો છે અને અસંખ્ય વલયો છે. દરેક ગ્રહને સૂર્યને પરાવર્તિત કરવાની ક્ષમતા હોય છે. આ શક્તિ ચંદ્રને 7 ટકા છે પણ ગુરૂને 51 ટકા છે. ત્યાં દિવસ અને રાત્રી પાંચ-પાંચ કલાકના હોય છે. ગુરૂ પર વાયુઓની ગતિ કલાકના 500 કિ.મી.ની છે. તેના કેન્દ્રમાં ઉષ્ણતામાન 35000 અંશનું છે અને તે જ કેન્દ્રમાં પૃથ્વી પર હવાનું દબાણ છે તેનાં કરતાં 10 કરોડ ગણું છે. આ વિશાળતા એ તેનામાં અન્યને પ્રભાવિત કરવાની ક્ષમતા અનેકગણી વધારી છે.

શાસ્ત્રોએ કાલપુરુષના રાજ્યમાં ગુરૂને મંત્રીપદ આપ્યું છે. સૌથી વધુ ડહાપણ ધરાવતું પદ અને ગ્રહ શબ્દ વ્યુત્પત્તિની દષ્ટિએ ગુરૂ એટલે "અંધકાર દૂર કરીને પ્રકાશ લાવનાર". તે મનુષ્યના મનમાં વિવેક રૂપે નિવાસ કરે છે. તેને વિજ્ઞાનમય કોશનો અધિકારી ગણ્યો છે. તે પુરુષ તત્ત્વ છે. આ ગ્રહ કદમાં અને જ્ઞાનમાં સૌથી મોટો છે તેથી તેને 'ગુરૂત્વ' આપ્યું છે. અંગ્રેજો તેને "Divine mother" કે "Higher moon" કહે છે. ગુરૂ એ છે જે ગુહ્ય જ્ઞાન

આપે અને ઐહિક જ્ઞાન આપે તે શિક્ષક. ગુરૂનો સૌથી વિશિષ્ટ અને મહત્ત્વનો પ્રેમ છે. ગુરૂ એ બે અર્થો ધરાવે છે. એક ગ્રહનો અને બીજો શિષ્યના ગુરૂ સ્વરૂપે. આ બીજા અર્થમાં તે પરમનો પ્રતિનિધિ છે. આનો રંગ (ગ્રહનો) પીળો ગણ્યો છે. આ ગ્રહની અસર નીચે કેટલાક પરમ ગુરૂઓએ કાર્ય કર્યું. તેમાં સ્વામી રામતીર્થ, ચંડીદાસ, જ્ઞાનેશ્વર, તુકારામ, એકનાથ, નિવૃતિનાથ, કબીર, કમાલ વગેરે.

(1) ગુરૂના કારકત્વ :-

- જ્ઞાન, વિવેક, જ્ઞાનયોગ, જ્ઞાનપદ
- દત્ત ઉપાસના, અપરોક્ષ જ્ઞાન, સાક્ષાત્કાર
- જ્ઞાનાહંકાર, સદગુરૂ, ચિત્ત
- અપરિગ્રહ, ક્રિયાયોગ, આત્માઅનાત્માવિવેક
- વિચાર, સિદ્ધાંત વાક્ય શ્રવણ
- નાદ ઘંટા, અમૃતતત્ત્વ, કૃપાલુત્વ
- સૂક્ષ્મવેદ, સગુણ જ્ઞાન, જ્ઞાનાત્મા
- કૈવલ્ય દિક્ષા, ગાયનનો સ્વર - ઋષભ્
- સગુણ જ્ઞાન
- અધિદેવતા - બ્રહ્મ, પ્રત્યાધિદેવતા ઇન્દ્ર-

(૨) ગુરૂના સૂચિતાર્થો :-

અ : હકારાત્મક

- જીવનના બધા જ પરિમાણોમાં સુખી, વ્યવહારમાં સુખ, શાંતિ, સમજ, સંતતિ, પદાર્થોમાં સંપતિ, સન્માન, આવક પરમ અર્થોમાં જ્ઞાન, પ્રજ્ઞા, સાક્ષાત્કાર
- બુદ્ધિશક્તિ, સત્વશીલઅંતકરણ
- ધૈર્યવાન, સામાજિક, વ્યવહારું
- એકવચની, સત્યનિષ્ઠ
- શરીરમાં → ફેફસાં, કલેજા, નસો, લોહી પાચનશક્તિ, શરીરની ગતિઓ
- શારીરિક રીતે સુંદર

બ : નકારાત્મક

- વાતો અને વ્યવહાર અલગ અલગ
- હવસખોર, લોલુપ, કામી

- મિથ્યાભિમાની,જુલમી,મગરૂર
- ગરમસ્વભાવનો,ગુસ્સાવાળો
- ખુશામતખોર,ખર્ચાળ
- શરીરમાં → આંતરિક બગાડ તે પણ લોહી અને નસોમાં, માથામાં લોહીની વધુ અવરજવર,બરડાને લગતા રોગો

**(૬) શનિ :- વિષાદયોગનો વાહક**

શનિ વિષેની આપણી સમજ પૌરાણિક સાહિત્યમાંથી આવી છે. દા.ત. "નવગ્રહ વિધાન પદ્ધતિ"માં શનિ અંગે નીચે પ્રમાણે એક શ્લોક છે.

**"નમસ્તે સર્વભક્ષાય શનૈશ્વર  નમોસ્તુતે ।**
**સૂર્ય પુત્રનમસ્તે સ્તુકાશ્યયાય  નમોનમ ॥**

અનુવાદ : સર્વ ભક્ષી એવા આપને નમસ્કાર છે. હે ! શનેશ્વર આપને નમસ્કાર છે. હે ! સૂર્યનારાયણના પુત્ર ! આપને નમસ્કાર છે. હે કશ્યપના પુત્ર આપને નમસ્કારછે.

પ્રાચીન ગ્રંથોમાં શનિને પ્રલયકાળના અગ્નિ સાથે સરખાવ્યો છે. તપશ્ચર્યાથી અને યોગસાધનાથી જેનો દેહ બળી ગયેલો ચિતર્યો છે. તેની સામે આધુનિક ખગોળશાસ્ત્રે તેને સૌથી વધુ દેખાવડો ગ્રહ કહ્યો છે. તેની સુંદરતા તેના અસંખ્ય વલયો અને 23 ઉપગ્રહોને કારણે છે. તેને ઘનતા સૌથી ઓછી છે, કારણ કે તે 80 ટકા તો વાયુ સ્વરૂપે છે. તેના વલયો શનિથી માંડીને 135000 કિ.મી. સુધી પથરાયેલા છે. ત્યાં વાયુઓની ગતિ કલાકના 1400 કિ.મી.ની છે. તેની ઓછી ઘનતા અને વાયુ સ્વરૂપને કારણે તે અવકાશની ઉપર, સરોવરમાં દડો તરે તેમ તરી શકે છે. તે સૂર્યથી એક અબજ 48 કરોડ કિ.મી દૂર છે. તેથી તેનું શીતમાન શૂન્ય નીચે 130° અંશ છે. તેના ચંદ્રો કે ઉપગ્રહોના દસ નામ અતિ સાહિત્યિક છે અને બાકીના આંકડા પરથી ઓળખાય છે. તેમાં કલ્પના એવી કરવામાં આવી છે કે યુરેનસના લોહીના ટીપામાંથી પૃથ્વી દેવીને ગર્ભ રહ્યો અને એનો જે વંશ ચાલ્યો તેમાં

| | | | |
|---|---|---|---|
| 1.મિમાસ | 2. એન્સેલેડસ | 3. ટેથીસ | 4. ડિયોની |
| 5. ર્‍હીઆ | 6. ટાઇટન | 7. હાઇપેરીઅન | 8. આયાપેટસ. |
| 9. ફીબ | | | |

આ બધા જનમ્યા અને તે જ શનિના ચંદ્રો. તેની સૌથી નજીક જે છે તેને ગ્રીકને બદલે રોમન દંતકથામાંથી નામ આપવામાં આવ્યું અને તે છે "જાનુસ".

તેને "The reper" અથવા લણવાવાળો કહ્યો છે. તેને માટે એમ કહેવાય છે કે "He bringeth all humanity to their knees, he is the chastener, the subduer,

and scourgeth every mother's son that he receiveth" શનિને તેથી જ ત્યાગ અને વૈરાગ્યનો ગ્રહ કહ્યો છે. શનિને સામાન્ય લોકોએ અને સામાન્ય ભવિષ્યવેતાઓએ ખરાબ અને દુઃખનો કારક ગ્રહ ચિતર્યો છે, પણ મને અંગત રીતે હંમેશાં તે આધ્યાત્મિક ગ્રહ લાગ્યો છે. અનેક દુઃખો, વેદનાઓ, નિર્ભ્રાંતિઓ એ પરમ અર્થમાં તો "વિષાદયોગ" છે, જે જ્ઞાનયોગની પ્રસ્તાવના છે. શનિના આવા અનુભવો જ માણસને નૈતિક, આધ્યાત્મિક અને ચિંતનાત્મક અવસ્થાને ઊર્ધ્વ દિશા આપે છે. તે અહંકાર આપે છે અને તેને લીધે વ્યક્તિનું પતન થાય છે. ત્યારે નમ્રતા આવે છે. જાતક વધુને વધુ અંર્તમુખી, આત્મવાન અને પ્રજ્ઞાવાન બનતો જાય છે. વેદનાઓ, યાતનાઓ, દુઃખો, કસોટીઓ વગેરે વ્યક્તિની શુદ્ધિની પ્રક્રિયા છે. આ શુદ્ધિ શનિને આભારી છે. આ રીતે શનિ "draws the soul by means of matter out of matter" તેના થકી આપણામાં "The power to concentrate, to reflect, to meditate" આવે છે. મનુષ્યના અનંત સુખ-સગવડો વચ્ચે પરમની યાદ દેવડાવવી તે લગભગ અશકય જેવું કાર્ય છે. આ કાર્ય શનિ કરે છે. તેથી જ તેને માટે એમ કહેવાયું છે, "A powerful influence indeed is his deep, silent, strong, calm and gentle, taking the soul into the darkness where alone can be heard the still small voice of divine"

ભારતીય પરંપરાનું esoteric astrology એમ માને છે કે શનિ એ પૂર્વજન્મ અને ચંદ્ર એ પુનર્જન્મ સૂચવે છે. આમ તો આ સદીઓથી અનિર્ણિત રહેલો વિવાદ છે. બાકી આપણી માનવ જન્મોની પરંપરા શા માટે હોય છે. તે કેવી રીતે કામ કરે છે? તે વિચારીએ તો ખ્યાલ આવે છે કે વાસના, વિચાર, ઇચ્છા વગેરે આપણને અનેક જન્મો લેવરાવે છે. એક વાસના કે એક ઇચ્છા એક જન્મ લેવરાવે છે. આ વાસનાઓનો કાફલો કરોડો જન્મો લાંબો ચાલે છે. આપણી ઉંમર એ આપણી વાસના અને ઇચ્છાની ઉંમર છે. આપણી વાસનાઓ સંતોષાય છે પણ આપણા પુણ્યો ને ભોગે. આને લીધે જ "Character is destiny" એવો વિચાર સ્થપાયો છે. આ આખી વાત અને વિચારનું સત્વ કે સાર બુદ્ધે એક વાકયમાં કહ્યો છે.

"આપણે વારસદાર છીએ: આપણા કર્મોના" કરોડો જન્મો સુધી લંબાતી અને ખેંચાતી વાસનાનો ઉદ્‌ભવ નીચે પ્રમાણે થાય છે.

1. ચંદ્રની અસર નીચે કલ્પના આવે.
2. મંગળની અસર નીચે ઇચ્છા થાય.
3. ગુરૂની અસર નીચે આશા થાય.
4. શનિની અસર નીચે આ કલ્પના, ઇચ્છા અને આંશા એ પ્રબળતા ધારણ કરે અને વાસનાનું સ્વરૂપ ધારણ કરે.

| | | | |
|---|---|---|---|
| 1. ભૃગપુત્ર | 2. કાવ્ય | 3. ઉશનશ | 4. દૈત્યાચાર્ય |
| 5. શુક્ર | 6. ભાર્ગવ | 7. દ્વિજન્મન્ | 8. ક્રતુ |
| 9. ક્રતુરૂપ | 10. મૃતસંજીવનીભૃત | 11. ગીર્વાણવંધ | 12. કવિ |
| 13. અસુરમંત્રી | 14. હિતકર્તા | 15. જગનેત્રરૂપ | 16. દેવયાનીગુરૂ |
| 17. કચવિદ્યાપ્રદાયી | 18. કચજીવિતદાતા | 19. યયાતીશ્વશુર | 20. પંચકોણ |
| 21. યયાતીશાપદાતા | | | |

શાસ્ત્રોએ કાલપુરુષના રાજ્યમાં શુક્રને મંત્રીપદ આપ્યું છે, પણ વેદાંતે યોગીઓ માટે આ ગ્રહને વિઘ્નકર્તા માન્યો છે. આ ગ્રહ યોગીઓને અષ્ઠસિદ્ધિઓ કે સ્ત્રીની માયાજાળમાં ફસાવે છે, પણ જો તે પોતાને બચાવી લે છે તો યોગ અને ધ્યાનાવસ્થાનો કારક છે અને આનંદ કોશનો અધિકારી છે. શુક્રનું મૂલસ્વરૂપ યોગી, તપસ્વી, જ્ઞાની વિષયત્યાગી, આનંદ સ્વરૂપ તથા રાજયોગી છે. તેનું સ્ત્રૈણ સ્વરૂપ માનવામાં આવે છે. પુરાણો આ ગ્રહને દૈત્યોનો ગુરૂ માને છે. તેને સંજીવન વિદ્યા આવડતી હતી અને તે જ્ઞાની છે. પુરાણો પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિ બાદ સૌથી મોટો ભય સ્ત્રીઓનો હોય છે. પુરુષના હૃદયમાં સ્ત્રીઓ જ આસક્તિ અને વિરક્તિનું કારણ બનતી હોય છે. એ પ્રમાણે આ ગ્રહ પાસે તારક અને મારક બન્નેના ગુણો છે.

શુક્ર અંગે આધુનિક ખગોળશાસ્ત્ર એમ કહે છે કે તે પૃથ્વીનો જોડીઓ ભાઈ છે. કારણ બન્નેના કદ, દ્રવ્ય સંચય અને ઘનત્વ લગભગ સરખાં છે. જ્યારે તાપમાનમાં શુક્ર આગળ છે. ત્યાંનુ ઉષ્ણતામાન 500 અંશ સે.ગ્રે. છે. ત્યાં કાર્બન ડાયોક્સાઇડ સિવાય કશું નથી. જે લગભગ 95% છે. તે બીજા ગ્રહોથી ઉંધો ફરે છે. ત્યાં દર 243 દિવસે સૂર્યોદય થાય છે. ત્યાંનું વાતાવરણ અત્યંત ઘન છે. તેને ઉપગ્રહ નથી.

**(1) શુક્રના કારકત્ત્વો :-**

- ધ્યાન,રાજયોગ,અષ્ટસિદ્ધિ
- કામ, મહામોહ, વશિત્વ સિદ્ધિ, રજ
- બ્રહ્મચર્ય, આનંદમય કોશ, મંત્રયોગ
- ભક્તિયોગ,સ્વાધિષ્ઠાન,સર્વધારત્વ
- ગાયનનો સ્વર - પંચમ
- કિંકિણે વંશે, વીણા, ભ્રમર, પરકાયા પ્રવેશ
- ક્ષુદ્ર સિદ્ધિ,
- થાઇરોઇડ પર આનું આધિપત્ય હોય છે.
- અધિદેવતા - ઇન્દ્ર

- પ્રત્યાધિદેવતા - ચંદ્ર

(૨) શુક્રના સૂચિતાર્થો :-

અ : હકારાત્મક

- સાંસારિક અને ભૌતિક સુખો
- આનંદ-પ્રમોદ,સુખચેન,એશોઆરામ
- રંગીન મિજાજ,કલા-સાહિત્ય,ગાયન-વાદન
- વસ્ત્રો,આભૂષણો,વાહનો,કાળો જાદુ
- ચમત્કાર,વશીકરણ,રંગરોગાન,ફલઝાડ,
- પ્રેમ,વાસના,નાટ્યકલા,
- સુંદર શરીર, અવાજ અને આંખો સુંદર
- શરીરમાં - બરડાનો અંત, ગર્ભસ્થાન, ગળું, ગરદન, છાતી, ગુદા

બ : નકારાત્મક

- વ્યભિચારી,ચારિત્ર્યહીન,લંપટ,વિષયી
- વ્યસની,દારૂડીઓ,વિલાસી,
- બેદરકારઅનેબેજવાબદાર,રખડુ
- સ્ત્રીઓનોઆસક્તબિનભરોસાપાત્ર
- શરીરમાં રોગો :
  બરડા અને ગુદાના રોગો, છાતીની તકલીફો, વ્યસનો અને વ્યભિચારથી થતા બધા રોગો.

આઠમા અને નવમા ગ્રહ અંગે થોડી સ્પષ્ટતા અનિવાર્ય લાગે છે. પહેલી બાબત એ કે સૂર્ય એ ગ્રહ નથી પણ તારો છે અને પ્રભાવની દૃષ્ટિએ તેને ગ્રહની યાદીમાં મૂક્યો છે. બીજું અગાઉ પણ જણાવ્યું છે કે રાહુ અને કેતુ એ ગ્રહો નથી પણ તે બે એવાં સ્થાનો કે ચોક છે કે જ્યાં આગળ આકાશમાં પૃથ્વીમાર્ગ અને ચંદ્રમાર્ગ એકબીજાને છેદે છે અને તે છેદતા બિંદુઓની રાહુ અને કેતુ કહે છે. છતાં વેદાંત, પુરાણો અને પ્રાચીન જ્યોતિષની દૃષ્ટિએ રાહુઅને કેતુની વિગતો સમજીશું.

**(1) રાહુ :- અદ્રશ્ય પ્રભાવોનો સ્વામી**

નવગ્રહ વિધાનમાં આવો શ્લોક છે કે

"અર્ધકાયંમહાવીર્યચન્દ્રાદિત્ય વિમર્દનમ્ ॥
સિંહીકાગર્ભસંભૂતં તંરાહંપ્રણમામ્યહમ્ ॥"

અનુવાદ : અર્ધી કાયાવાળા,, મહાન બળવાળા તથા ચંદ્ર - સૂર્યને દુ:ખ દેનારા અને સિંહીકાના ગર્ભથી ઉત્પન્ન થએલા એવા રાહુને નમસ્કાર કરું છું. વૈજ્ઞાનિક તથ્યને કવિતાને વાર્તામાં ગૂંથનાર પ્રાચીન પેઢી એમ કહે છે કે તે (રાહુ) સમુદ્ર મંથનમાંથી નીકળેલ અમૃત પીવા માટે સૂર્ય અને ચન્દ્ર વચ્ચે બેસી ગયો અને ઇશ્વરે તેનું ધડ કાપી નાખ્યું હતું.

**અ : રાહુના કારકત્વ :-**

- અસંપ્રજ્ઞાત સમાધિ - નિર્વિકલ્પ
- ભક્તિયોગ,પરાભક્તિ
- કુંડલિની,અનાસક્તયોગ
- અર્ધમાત્રનિરંકુશાતૃપ્તિ
- મારુતિ ઉપાસના,પરાવૈરાગ્ય,પરાવાણી
- મૂલ પ્રકૃતિ, સર્વસાક્ષી, મહાન આત્મા
- જ્ઞાન શક્તિ,
- શુદ્ધસત્વગુણ, ઇશ્વર પ્રત્યગાત્મા અભિમાની
- ઓંકાર માતૃકા,સ્વપ્રકાશ સ્થાન
- સાયુજ્યતામુક્તિ,મહાકારણદેહ,જ્ઞેયભોગ્ય
- તુર્યાતીત અવસ્થા, વિસ્મૃતિ, પિંડ બ્રહ્માંડ
- અથર્વવેદચિત્રિણીનાડી
- કુંડલિની ચક્ર
- અંડજ સ્વર
- Filum terminale
- અધિ દેવતા - કાલ પ્રત્યધિદેવતા - સર્પ

પુરાણો એમ કહે છે કે આ ગ્રહ ધન દ્રવ્યનો બનેલો નથી પણ અદૃશ્ય છે આ ગ્રહ એવો છે કે જે ગ્રહણના સમયે જ દેખાય છે. આ ગ્રહ સત્વ, રજસ અને તમસની પાર જવાની ક્ષમતા ધરાવે છે. તે શરીરથી પૂર્ણ અનાસક્તિ રાખે છે. વિદેહ સ્થિતિમાં જઇને મોક્ષ પ્રાપ્ત કરે છે. તેઓની વિચાર અને ક્રિયા અવસ્થા સ્થિર છે. અને માત્ર નૈમિતિક વ્યવહાર

ચાલુ રહે છે. તેઓનું વર્તન અત્યંત વિચિત્ર હોય છે. આના પ્રભાવ નીચે ભક્તિયોગી જન્મ લેતા હોય છે દા.ત. તુલસીદાસ, તુકારામ, નામદેવ, રામકૃષ્ણ પરમહંસ, ગૌરાંગ પ્રભુ, મીરાંબાઇ, સુરદાસ, શ્રી શ્રી મા આનંદમયી

પ્રાચીન શાસ્ત્રકારોએ કાલપુરુષના રાજ્યમાં રાહુને કોઇ સ્થાન નથી દીધું. ૐકારમાં તેના માથા પર જે અર્ધ માત્રા છે તે સ્થાન રાહુનું છે. ઘણા તેને સ્ત્રી અને ઘણા પુરુષ સ્વરૂપ આપે છે. બધા ગ્રહોમાં પોર્વાત્ય મતો પ્રમાણે રાહુ મોક્ષનો અધિકારી ગ્રહ છે. જ્યારે પાશ્ચાત્ય મતો પ્રમાણે તે ગ્રહ હર્ષલ છે.

રાહુનાસૂચિતાર્થો

**અ : હકારાત્મક**

- સન્માનિતરાજકારણી
- ગૂઢ વસ્તુને સમજવાની અને પડકારવાની શક્તિ, વિલક્ષણ આભાસો
- મુસાફરીનો શોખીન, શોધકવૃત્તિ, મુત્સદી
- મહત્વાકાંક્ષી

**બ : નકારાત્મક**

- અકસ્માતો, રહસ્યમય મૃત્યુ
- ઉદાસીન મન, વિનાશક વૃત્તિ
- મિથ્યા, કપટી, ઝેર સાથે સંબંધ
- ઉછૃંખલ, ભપકો, રાજકારણી
- કાનૂન, કાવતરા, દેશનિકાલ, માનસિક ચિંતા
- અણધાર્યા બનાવો, અપકીર્તિ
- સર્પ જેવો ગમે ત્યારે ગમે ત્યાં ડંખે

**(૨) કેતુ :- ચહેરા વગરનું વ્યક્તિત્વ**

નવગ્રહ વિધાનમાં એમ કહેવાયું છે કે રાહુમાંથી જ કેતુનો જન્મ થયો છે. તેનું આહ્‌વાહન, પૂજા, તંત્ર અને મંત્ર પણ જોવા મળે છે. તેને માથા વગરનો કલ્પ્યો છે. ખગોળશાસ્ત્રમાં આપણે અગાઉ સમજી ગયા છીએ કે કેતુ શી રીતે બને છે. તેમ છતાં તે ગ્રહ નથી. આખરે યુરેનસ, નેપચ્યુન અને પ્લુટોની વિગતો સમજી લઇએ.

**(૮) નેપચ્યુન :- સહાયક ઉપાસનાનો**

ખગોળના દૃષ્ટિબિંદુથી તો યુરેનસ અને નેપચ્યુન એ બે સગા ભાઇઓ છે. કારણકે બન્નેની સૂર્યપ્રકાશ પરાવર્તિત કરવાની શક્તિ અને કદ લગભગ સરખા છે. જ્યારે સૂર્યથી

અંતર અલગ અલગ છે. યુરેનસ સૂર્યથી 2 અબજ 88 કરોડ કિ.મી. અને નેપ્ચ્યુન 4 અબજ 50 કરોડ માઇલ છે. યુરેનસનું શીતમાન - 185° અને નેપચ્યુનનું - 220° છે. તે બન્ને ટેલીસ્કોપમાં લીલા દેખાય છે. નેપચ્યુનને ચાર ઉપગ્રહો છે. ફ્રાન્સમાં લવેરિયે નામના એક ગણિતશાસ્ત્રીએ ન્યુટનના સિદ્ધાંતો, ગણિત અને ઉત્સાહની મદદથી નેપચ્યન શોધી કાઢેલો.

(1) નેપચ્યુનના કારકત્વ :-

- ઉપાસના, ભક્તિ, અંતર્જ્ઞાન, સાક્ષાત્કાર
- અદેશ્ય સૃષ્ટિઓનું દેશ્ય, સ્ફૂર્તિ
- અંતરેન્દ્રિય દેષ્ટિ, વિશ્વબંધુત્વ
- અતિન્દ્રિય અનુભવો, પરમની ઝાંખી
- માનવ માટે વિશુદ્ધ અને સાત્વિક પ્રેમ
- Pariatal eye, cantils centralis, pineal gland

આ અત્યંત દૂરનો ગ્રહ છે, તેથી તેની અંગેના જાતક પરના અર્થઘટનો અંગે ગહન અભ્યાસ થાય છે.

### (૯) યુરેનસ :- ઊર્જા અતીન્દ્રિયની

ઇ.સ.1780 ની ઓગષ્ટની 17મી તારીખે વિલિયમ હર્શલ નામના જર્મને શોધી કાઢેલો. ઇંગ્લાંડના રાજાએ તેને રાજ ખગોળશાસ્ત્રી બનાવી અને વધુ પ્રતિષ્ઠા આપી. ઘણા ગ્રંથો આ ગ્રહને હર્શલ તરીકે પણ ઓળખે છે.

આની અસર નીચે જન્મેલ વ્યક્તિઓ રાજાશાહી દમામ ધરાવનાર, અત્યંત સ્વતંત્ર મિજાજનો, બેફિકરો, ગુસ્સાવાળો હોય છે.

હકારાત્મક હોય તો :- વિદ્યાભ્યાસી, યોગવિદ્યાનો જાણકાર, રહસ્યો શોધી કાઢનારો, વિચિત્ર અને અતિન્દ્રિય શક્તિ ધરાવનારો હોય છે.

નકારાત્મક હોય તો :- નાલાયક, પાપી, ઘાતકી, હિંસક, સાઇકીક વર્તન પણ હોય છે.

### (૧૦) પ્લૂટો : બ્રહ્માંડનું છેલ્લું ગામ ?

અંતરની દેષ્ટિએ પ્લૂટો નવમો ગ્રહ છે. પણ તેની અત્યંત લંબગોળાકાર ભ્રમણકક્ષાને લીધે તે ઘણીવાર નેપચ્યુનની અંદર આવી જાય છે અને ક્રમ પ્રમાણે આઠમો ગ્રહ બની જાય છે. 28.11.1978 થી તે આપણો આઠમો ગ્રહ જ છે. તે છેક 12.5.2000 ને દીવસે ફરી નવમો ગ્રહ બની જશે. આ છેલ્લા ત્રણેય ગ્રહોના અંતરને હિસાબે તેમનો પ્રભાવ પણ ક્ષીણ હોવો જોઈએ. તે અંગેના જ્યોતિષ અને ખગોળના અભ્યાસો ચાલુ છે. સમય જતા આ અંગે આપણે વધુ સમજ મેળવીશું.

અત્યાર સુધી આપણે આકાશી પદાર્થોના તથ્યો, સત્યો, વાસ્તવિકતાઓ, દંતકથાઓ, અસરોની વાત કરી. આ બધી વાતો અને વિગતોએ માનવીનું મનોવિજ્ઞાન સ્પષ્ટ કર્યુ કે બધા જ પોતાને કે અન્યને જાણવાની મથામણ કરતા હોય છે, તેમાં પ્રકૃતિના તત્વોને આધાર બનાવીને નાની - મોટી પદ્ધતિઓ વિકસાવતા હોય છે. તે પદ્ધતિની સત્યાસત્યતા એ વ્યક્તિલક્ષી વિસ્તારો છે. તેનો મોટો આધાર અંગત અનુભવો પર આધારિત હોય છે. અલબત વિશ્વની દરેક પદ્ધતિને પોતાની વસ્તુલક્ષી તટસ્થ, કાયમી રૂપરેખા છે જે તર્કબદ્ધ અને વૈજ્ઞાનિક છે. જેની પાછળનો આશય અન્ય વસ્તુ, વ્યક્તિ ઓળખવી અને ભયમુક્ત થવું એ જ હોય છે અને તે સિવાય પોતાની ઇચ્છાઓ, વાસનાઓ, આવેગો, વિચારોને ઓળખવા એવો હોય છે.

**આલેખ :**

આ સાથે ગ્રહોની અન્ય તથ્યપૂર્ણ વિગતો આલેખ સ્વરૂપે આપી છે.

ગ્રહોની વિગતો

| ક્રમ | ગ્રહ | માઇલમાં અંતર | વિષુવવૃત્ત કિ.મી.-વ્યાસ | ગુરૂત્વાકર્ષણ પૃથ્વી પર 1 = ? | અક્ષભ્રમણ ની ગતિ ક. મિ. સે. | પૃથ્વીને ગ્રહ વચ્ચે સૂર્ય સમયે | પરિભ્રમણ કાળ | ઉપગ્રહોની સંખ્યા | દ્રવ્યસંચય પૃથ્વી-1 તો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| 1 | બુધ | 35000000 | 2439 | 0.378 | 59 દિવસ | - 1.8 | 88 દિવસ | -- | 0.00553 |
| 2 | ગુરૂ | 483000000 | 71398 | 2.54 | 9.50 થી 9.55 વચ્ચે | | 11.86 | 17 | 317.89 |
| 3 | શુક્ર | 67000000 | 6052 | 0.894 | 244.3 દિ ઊંધી | - 4.3 | 244 દિ: | -- | 0.8150 |
| 4 | શનિ | 886000000 | 60000 | 1.07 | 10.14. ને 10.38 વચ્ચે | + 0.67 | 29.46 વરસ | 23 | 95.17 |
| 5 | મંગળ | 142000000 | 3397.2 | 0.379 | 24.37.22.6 | | 687 દિ | 2 | 0.1074 |
| 6 | હર્ષલ યુરેનસ | 1753869000 | 27900 | 0.8 | 12 કલાક ઊંધી | + 5.52 | 84.02 વરસ | 5 | 14.56 |
| 7 | નેપચ્યુન | 2745998000 | 25300 | 1.2 | 15.48 | + 7.84 | 164.80 વરસ | 3 | 17.24 |
| 8 | પૃથ્વી | 93000000 | 6378.140 | 1 | 23.56.04.1 | -- | $365\frac{1}{4}$ દિ. | 1 | 1 |
| 9 | પ્લૂટો | 3670000 - 000 | 2500 | ? | 6 દિવસ 9.17 | + 14.9 | 247.70 વરસ | 1 | 0.11 |

# 3.

# રાશિ : શાશ્વત સર્જનશીલતા

આમ તો પૌર્વાત્ય અને પાશ્ચાત્ય એવી બન્ને પરંપરાઓમાં કેટલાક ખ્યાલો અને પદ્ધતિઓ સરખી જ છે. તેમાંના કેટલાકની વાતો અગાઉ કરી છે અને કેટલાકની ચર્ચા હવે કરીશું. તેમાંના બે ખ્યાલો છે રાશિ અને ભુવનનો આકાશને બાર ભાગમાં વહેંચી નાખ્યું, તેને રાશિમંડળ અથવા ઝોડીઆક કહેવામાં આવે છે. તેને બાર ભુવનો અથવા ઘરો પણ કહેવામાં આવે છે. આ વિસ્તારોમાં ગ્રહો ફરતા રહે છે જે દરમ્યાન ક્યારેક પોતાનું ઘર ક્યારેક શત્રુનું અને ક્યારેક મિત્રનું. આ તથ્યને ચોરસ કે ગોળ જન્મપત્રિકા દ્વારા દર્શાવી શકાય છે. સવારે સૂર્ય ઉદય થાય ત્યારે ઉદયના વખતથી બે કલાક સુધી તે એક રાશિમાં રહે છે. આ રાશિઓના તે સમયના પ્રભાવો એટલે ફળાદેશ. તે સિવાય દરેક ભુવન શું સૂચવે છે તેવી પણ રૂપરેખા હોય છે. સૌ પ્રથમ રાશિઓની વિગતો જોઇએ અને ત્યારબાદ ભુવનોની.

આલેખ :

## રાશિઓની સમજણ - ૧

| ક્રમ | અંગ્રેજી | સંસ્કૃત | લેટીન | નિશાન | શરીર | જાતિ | રંગ | સ્વામી | મિત્ર | દુશ્મન | ઉચ્ચ | નીચ | તત્ત્વ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 1 | Aries | મેષ | મીનરવા | | માથું-મોઢું | પુરુષ | સફેદ | મંગળ | સિંહ | શુક્ર | રવિ-19° | શનિ-21° | અગ્નિ |
| 2 | Taurus | વરખ | વીનસ | | ગળું | સ્ત્રી | સફેદ-પીળો | શુક્ર | કન્યા | મંગળ | ચન્દ્ર-3° | હર્ષલ | પૃથ્વી |
| 3 | Gemini | મિથુન | સોલ | | ફેફસાં - હાથ | પુરુષ | લાલ | બુધ | તુલા | ગુરૂ | રાહુ - 1° | કેતુ-14 | વાયુ |
| 4 | Cancer | કર્ક | મરક્યુરી | | આંચળ | સ્ત્રી | લીલો-ભૂરે | ચંદ્ર | શુક્ર | શનિ | ગુરૂ-5° | મંગળ-28° | જલ |
| 5 | Leo | સિંહ | જ્યુપીટર | | હોજરી-હૃદય | પુરુષ | લાલ-લીલો | સૂર્ય | ધન | શનિ | | | અગ્નિ |
| 6 | Virgo | કન્યા | સીરસ | | આંતરડા પેટ | સ્ત્રી | કાળો-ભૂરો | બુધ | મીન | ગુરૂ | બુધ-15° | શુક્ર-27° | પૃથ્વી |
| 7 | Libra | તુલા | વલ્કન | | કમર-ગુદા | પુરુષ | લાલ-કિરમજી | શુક્ર | કુંભ | મંગળ | શનિ-21° | રવિ-19° | વાયુ |
| 8 | Scorpio | વૃશ્ચિક | માર્શ | | ઈન્દ્રિયો | સ્ત્રી | ભૂરો | મંગળ | મીન | શુક્ર | હર્ષલ | ચન્દ્ર-3° | જલ |
| 9 | Saggit-arius | ધન | દિએનાં | | જાંઘ | પુરુષ | પીળો-લાલ | ગુરૂ | મેષ | બુધ | કેતુ-1° | રાહુ-14 | અગ્નિ |
| 10 | Capri-corn | મકર | વેસ્તા | | ગોઠણ | સ્ત્રી | કાળો - કથ્થાઈ | શનિ | વૃષભ | ચન્દ્ર | મંગળ-28° | ગુરૂ-5° | પૃથ્વી |
| 11 | Aqi | કુંભ | જુનો | | પગના અંગૂઠા | પુરુષ | ભૂરો | શનિ | સિંહ | રવિ | | | વાયુ |
| 12 | Pisces | મીન | નેપ્ચ્યુન | | પગના તળીઆ | સ્ત્રી | સફેદ | ગુરૂ | કન્યા | બુધ | શુક્ર-27° | બુધ-15° | જલ |

## રાશિઓની સમજણ - ૨

| ક્રમ | રાશિ | signs | Po-Ma ne-Fem | Quality | Star Partner | State of being | શું સૂચવે છે ? | |
|---|---|---|---|---|---|---|---|---|
| 1 | મેષ | Cardinal | Positive | Leaders | Leo | The Infant "I am" | અવિદ્યા | સાહસી |
| 2 | વૃષભ | Fixed | negative | organizers | Virgo | The baby "I have" | સંસ્કાર | કરકસરીઓ |
| 3 | મિથુન | mutable | Positive | Communicators | Libra | The Child "I think" | વિજ્ઞાન | વૈવિધ્યવાળો |
| 4 | કર્ક | Cardinal | negative | Leaders | Scorpio | The adolescent "I Feel" | નામરૂપ | કાળજીવાળો |
| 5 | સિંહ | Fixed | Positive | Organizers | Suggitarius | The teenager "I will" | ષડાયતન | અમીરી |
| 6 | કન્યા | mutable | negative | Communicators | Capricorn | The adult "I analyze" | સ્પર્શ | સતર્ક |
| 7 | તુલા | Cardinal | Positive | Leaders | Aquarius | The marriage "I balance" | વંદના | પ્રેમાળ |
| 8 | વૃશ્ચિક | Fixed | Negative | Organizers | Pisces | The sex "Idesire" | તૃષ્ણા | મહેનતુ |
| 9 | ધનુ | mutable | Positive | Communicators | Aries | The knowledge "I see" | ઉપાદાન | વિચક્ષણ |
| 10 | મકર | Cardinal | Negative | Leaders | Taures | The experience "I use" | ભવ | સાવધ |
| 11 | કુંભ | Fixed | Positive | Organizers | Gemini | The Idealism "I know" | જાતિ | પરોપકારી |
| 12 | મીન | mutable | Negative | Communicators | Cancer | The submission "I believe" | જરા-મરણ | કવિત્વયુક્ત |

Po = Positive
Ma = Masculine
ne = negative
fem, = feminine

આ ભુવનો 12 છે અને તેમાં સૂર્ય ગતિ કરે છે. સવારે સૂર્યોદય સમયે એક નંબર એટલે મેષમાં અને ત્યારબાદ ક્રમમાં બે-બે કલાક લેખે દરેક રાશિમાં રહે છે. આ રાશિઓ અને તેના ભુવનો પરથી જાતકો વિશે જાણી શકાય છે. વ્યક્તિના જન્મના સમયે જે રાશિ હોય તે તેનું જન્મલગ્ન અને ત્યારથી મૃત્યપર્યંત અસંખ્ય બનાવો, ઘટનાઓ અને સંબંધો પર તેના અનેક રીતે પ્રભાવો પડે. તેના શરીર, દેખાવ, વિચાર, વલણ, માન્યતા, ખ્યાલો, અભિગમો, વગેરે પર સીધી-આડકતરી, નાની-મોટી અસરો પાડે છે. શરીરમાં પણ આ રાશિઓને સ્થાનો આપ્યા છે અને દરેક રાશિઓના વિશિષ્ટ રોગો પ્રત્યેના ઝૂકાવ (inclinations) પણ હોય છે. રંગો તરફનો પણ લગાવ રાશિઓને કારણે જોવા મળે છે. બાર ભુવનો પણ રાશિઓ સાથેના જોડાણોની અલગ અલગ અસરો દર્શાવે છે. જ્યારે ઘણીવાર એક જ ભુવનમાં અનેક ગ્રહો અને તેની અસરો હોય છે. અલબત્ત આ બધી વિગતો દ્વારા કાઢવામાં આવતા અર્થઘટનો એ જ્યોતિષનો વ્યક્તિલક્ષી (subjective) વિસ્તાર છે. પણ જે તે રાશિ સાથે આપણે કેટલાક વિશેષણો જોડી તેનું બંધારણ સ્પષ્ટ કરી શકાય. ટૂંકમાં જે તે રાશિનો ધારક કેવો હોઇ શકે તે જાણી શકાય.

**॥ મેષ ॥**

- મુસાફરી - બહાદૂર - ઉતાવળીઓ
- મહત્ત્વાકાંક્ષી - ઝઘડાખોર - કામઢું
- મક્કમ - જીદ્દી - ગુસ્સાખોર
- અગ્નિતત્ત્વનુ પ્રાધાન્ય - અતિ ભાવાત્મક
- સ્થૂળ કે ભૌતિક કે ઇન્દ્રિયગત આનંદનું વલણ
- પૌરુષત્વનું પ્રાધાન્ય - પશુ રાશિ
- આશાવાદી - અત્યંત ચંચળ
- આજ્ઞાકારી - સત્યવાદી
- સાંસારિકઆસક્તિઓછી

અ : - સત્વગુણ

- શીલવાન - વૈરાગ્યવાન - સત્કર્મી - સાહસી
- નેતાગીરી - મદદકર્તા - સત્ય બોલનારા
- અપ્રિય પણ સત્ય બોલનારા - ધાર્મિક

બ :- રજો ગુણ

- આદર - સન્માનની અપેક્ષાવાળા

- કાર્યશીલ અને સફળ થનારા
- આસ્તિક-
- વિશાળમિત્રોધરાવનાર

ક : તમોગુણ

- દ્વેષ - આત્યાંતિક રીતે ક્રોધી
- સમાજમાંતિરસ્કૃત
- કુસંગતીવાળા
- શાશ્વતરીતેઅસંતૃષ્ટ
- ક્યારેકવિઘ્નસંતોષી

નીચેના શબ્દો દ્વારા આવા વ્યક્તિત્વ રજૂ કરી શકાય.

- આદર્શવાદીક્રાંતિકારી
- સ્વકેન્દ્રી,અહંકારી,ઇર્ષ્યાળુ
- અતિસંવેદનશીલ અને સ્નેહાળ
- તીક્ષ્ણ અને ધારદાર, મક્કમ મનોબળ
- નિખાલસ,નિર્દોષ,ઉત્સાહી
- ખંતીલા,હિંમતવાન,સર્જનકરનારા
- માલિકીભાવઉતાવળા
- ઉદાર,હૂંફાળા, અન્યને માફ કરનારા
- વર્તમાન સાથે સંબંધ રાખનારા
- પ્રત્યાઘાતીવાણી,આક્રમક
- સન્માન અને પ્રતિષ્ઠા માટે મથનારા
- અન્ય માટે સમય સંપત્તિ અને સ્નેહ આપનારા
- અતિવફાદાર
- પાયાની ઈંટો જેવા
- જન્મજાતસુધારક

આ સાથે આ સમય દરમ્યાન જન્મેલી કેટલીક પ્રતિભાઓના નામો નીચે આપ્યા છે. જેના પરથી અર્થઘટનો સહેલા બને છે. વ્યક્તિત્વની એક નિશ્ચિત રૂપરેખા ઉપસાવી શકાય છે.

## મેષ (Aries)
## ૨૧ માર્ચ - ૨૦ એપ્રીલ

- માર્લોબ્રાન્ડો
- બિસ્માર્ક
- ચાર્લીચેપ્લીન
- કાસાનોવા
- ડેન્માર્ક
- ઇંગ્લેન્ડ
- વિન્સેટવાનગોગ
- હેરીહુડીની
- વિલ્હેમરીક
- ટેનેસીવિલિઅમ્સ
- સુંદરમ્
- મેકસીમગોર્કી
- નીકોલાઇગોગોલ
- હાન્સએન્ડરસન
- વર્ડઝવર્થ
- કે. એલ. સાઇગલ
- ટોયન્બી
- આંબેડકર
- જ્યુથિકારે
- લિઓનાર્દ - દ - વિન્ચી
- ગુરુનાનક
- સ્નેહરશ્મિ
- રોબર્ટફ્રોસ્ટ
- જર્મની
- આઇલેન્ડ
- પ્રથમવિશ્વયુદ્ધ
- બિસ્મિલ્લાખાન
- રામમનોહરલોહીઆ
- એરીકફ્રોમ
- એડવર્ડફિટઝજિરાલ્ડ
- ચં. ચી. મહેતા
- રવિશંકર
- જેફરસન
- અલીઅકબરખાન

### ॥ વૃષભ ॥

અ : સત્વ

- પ્રામાણિકતા,હિંમત,ધીરજ
- શાંતિપ્રિય,સ્થિરબુદ્ધિ,નિર્લોભી
- મૃદુભાષી,ત્યાગી,ક્ષમાશીલ
- આસ્તિકવિશ્વાસનિય

બ : રજસ

- સંપત્તિમાટેમાલિકીભાવ

- તીવ્રજાતિયતા,સુખાભિલાષી
- વ્યાવહારિક,રજોગુણી,ઈન્દ્રિયગામી
- સાંસારિકઆસક્તિઘણી
- શુરવીર ને ધનવાન, સ્વમાની
- મિત્રોનાશોખીન

ક : તમસ્

- આળસુપણું, ઠંડું, સ્થિર, ઉદાસીન
- અભાવાત્મકરાશિ, જડત્વ
- ભૂમિરાશી, શારીરિક શ્રમ ન ગમે
- વિલાસપ્રિય,અધર્મી
- લોભી, ક્રોધી, મંદબુદ્ધિ
- કૃતધ્ની,અતિસ્વાર્થી
- અન્યને કષ્ઠ આપવાની હિંસાખોર વૃત્તિ
- વ્યક્તિત્વની રૂપરેખા દર્શાવતા શબ્દો
- સ્થિર, શાંત, મજબૂત, નિષ્ક્રિય
- હઠીલા, વિનાશકારી, ડરાવી શકે તેવા
- ઘરેલુ, પ્રેમાળ, આગતા - સ્વાગતા કરનાર
- તેમના વર્તન અંગે અનુમાન કરી શકાય
- પૃથ્વી કે પ્રકૃતિ પ્રેમી
- ધૈર્યવાન
- કુટુંબ પ્રેમી અને વફાદાર
- સમૃદ્ધિ અને જાહોજલાલીના ચાહક
- કલાપ્રેમી
- ગણતરીપૂર્વક અને સંભાળપૂર્વકનું વર્તન
- ધીમા, મક્કમ મનોબળ ધરાવનાર
- વ્યવહારુ વિચારક

- ઇન્દ્રિય - આનંદના શોખીન
- સલામતી અને સ્થિરતા આપનાર પ્રેમી
- મૃદુ અને પ્રેમાળ
- બૌદ્ધિક સ્ત્રીને ચાહનાર
- સ્થૂળ હાસ્યને ચાહનારા અને કરનારા
- રંગો, ફૂલો, વનસ્પતિ, ખેતરો, વૃક્ષો, ખોરાક બગીચાઓ વગેરેને ચાહનારા
- ચાલવાનાશોખીન
- સરળ, સીધો અને પ્રામાણિક પ્રેમ કરનારા
- દુશ્મનો સામે ઠંડા ક્રુર અને ઉદાસીન
- શક્તિશાળી કે ઉર્જાવાન
- ક્યારેક સત્તા, સંપત્તિ અને જાતિય ભૂખ ધરાવનારા
- વફાદાર અને પ્રામાણિક
- આળસુ અને આત્મ - રાગી

**વૃષભ (Taurus)**
**૨૧ એપ્રીલ - ૨૨ મે.**

- શાર્લોટબ્રોન્તે
- જેમ્સબેરી
- રોબર્ટબ્રાઉનિંગ
- ઓલીવરક્રોમવેલ
- હેનરીફોન્ડા
- સિગ્મંડફ્રોઇડ
- ગ્રીનલેન્ડ
- ગ્રીસ
- એડોલ્ફહિટલર
- ઇઝરાએલ
- ઇરાક
- જોસેફએડીસન
- બલરાજસહાની
- સત્યજિત રે
- ત્યાગરાજ
- કાર્લ માર્ક્સ
- રવીન્દ્રનાથટાગોર
- ગોપાલકૃષ્ણગોખલે
- પંકજમલ્લિક
- જે.કૃષ્ણમૂર્તિ
- ફ્લોરેન્સનાઇટીંગેલ
- ર. વ. દેસાઇ

- નિકોલાઇલેનિન
- હો ચી મિન્હ
- કાર્લ માર્કસ
- ગોલ્ડા મેર
- મેકીઆવેલી
- મિનેસોટા
- મેરી લેન્ડ
- એન્થોનીક્વિન
- શેક્સપીઅર
- લિઓનાર્દો - દ - વિન્ચી
- સચ્ચિદાનંદ
- ગૌતમ બુદ્ધ
- દાન્તે
- બટ્રાન્ડરસેલ
- નિરંજનભગત
- રામ મનોહર રાય
- આર્થર કોનન ડોઈલ
- પર્સીઆ
- સોક્રેટીસ
- ચાઇકોવસ્કી
- ઇમેન્યુએલકાન્ટ
- મેનુહિન

**॥ મિથુન ॥**

અ : સત્વ :-

- પરમાર્થ માર્ગી, ત્યાગી, દયાળુ, તત્વજ્ઞ
- જ્ઞાની, નમ્ર, દાની, ન્યાયી, ઉદાર, સુશીલ
- ગૌરવ અને આદરપૂર્ણ ભાષા બોલનાર
- શાસ્ત્રજ્ઞ

બ : રજસ્ :

- દ્વૈત સ્વભાવ કલાત્મક, સાહિત્યિક
- દ્વિદેહ, વાયુ તત્ત્વનું પ્રાધાન્ય, દ્વિપદ
- ભાવાત્મક રાશિ, પૌરુષ તત્ત્વ, બૌદ્ધિક
- રુચિ વૈવિધ્ય, અન્વેષક, કલાકાર, તાર્કિક
- સંરક્ષક, પાલક, જ્ઞાન સંવર્ધક, સ્વમાની
- ભોગી, કામી, દીર્ઘસૂત્રી, પ્રસન્નચિત્ત
- સ્ત્રી વિલાસમાં કુશળ, માર્મિક અને રસિક

ક : તમસ્ :

- અસત્યવાદી, વાણીના કઠોર, કટુવચની

- વ્યભિચારી,મોજીલા,ચાર્વાકવાદી,
- બેફિકરા,એપીક્યુરીઅન

**વ્યક્તિત્વની શાબ્દિક રૂપરેખા**

- પરિવર્તનશીલવ્યક્તિત્વ
- બહુમુખિતા,બહુશ્રુત
- અતિશયબોલકણા
- ઉતાવળા વાચક, અદ્‌ભુત ગ્રહણશક્તિ
- રૂઢિવાદીઓ સાથે અધીરાઈ દેખાડનારા
- ચંચળ આંખો અને સતર્ક ચેતના જીવંત દેખાનારા, હંમેશાં નાના લાગે
- ક્યારેય વૃદ્ધ ન દેખાય તેવા
- આશ્ચર્યોઆપનારા
- વર્તન અંગે ભવિષ્યકથન ખોટું પાડનારા
- સ્મિત અને તર્ક સાથે સમજાવી દેનારા
- સંબંધોમાં સફળ – સત્તામાં સફળ થનાર
- શબ્દોના સ્વામી, અનેક ભાષા જાણનાર
- આદર્શવાદી,વેદનાજનકરીતે પ્રામાણિક
- સક્રિય મનોવ્યાપારને કારણે અનિદ્રાના રોગી
- દૈનિક ઘટમાળ ધિક્કારનારા ને નાવીન્યને ચાહનારા
- સમૃદ્ધ અને સૂક્ષ્મ હાસ્યવૃત્તિ ધરાવનાર
- પૃથ્વી પર અજાણ્યા મુલાકાતી લાગે, કારણ કે વાયુમાં સતત નિવાસ
- એક સૂત્રતા ને ધીરજનો અભાવ
- હંમેશાં ઉત્તેજના,નવિનતા,રસ શોધનારા
- એક કોયડા જેવા
- અનંત તર્કોના માલિક, શાશ્વત
- વિચારોકરનારા
- મૈત્રીભર્યા

- સ્થિરતા ન ગમે, સતત ખોજનારા
- પ્રવાહિત અને અસ્થિર પ્રેમ કરનારા
- રંગીન કલ્પનાઓ, સમૃદ્ધ સ્વપ્નાઓ અને અસંખ્ય તરંગોના સ્વામી
- ઉડી શકતા હોય તો, ન દોડનારા
- પગમાં પાંખ અનુભવનારા, સ્વપ્નીલ
- તેઓ શોધે છે, ઝંખે છે, અનુભવે છે. વિચારે છે, શિખે છે અને જીવે છે
- માલિકીભાવ અને જડતાનો અભાવ
- જીવંત પ્રજ્ઞા, ચાતુર્ય, વલણો, અભિગમો

**મિથુન (Gemini)**

**૨૩ મે - ૨૧ જુન**

- આરકન્સાસ
- આર્થર કોનન ડોઈલ
- ઈઆનફલેમિંગ
- હેન્રીકિસીન્જર
- નોરમન વિન્સેંટ પિલ
- રાણીવિકટોરીઆ
- વિસ્કોનસીન
- કાઝી નઝરૂલ ઇસ્લામ
- સુરેશ જોષી
- યાસુનારીકાવાબાતા
- રોબર્ટ સ્કોટ
- ઇજિપ્ત
- જે. એફ. કેનેડી
- ડીન માર્ટીન
- દક્ષિણકેરોલીના
- વોલ્ટવ્હીટમેન
- વેલ્સ
- તેનસિંગનોરગે
- હેરીઅટ બિચર સ્ટોવ
- શે ગુવારા

## ॥ કર્ક ॥

અ : સત્વ

- આનંદી સ્વભાવ, અહિંસક ને નિરુપદ્રવી
- ક્ષમા, સહાનુભૂતિ, હૃદયનું પ્રાધાન્ય
- યોગી થવા જેટલી સ્થિરતા
- ન્યાયપ્રિય, ધાર્મિક, તત્ત્વજ્ઞાની
- આચાર - વિચાર શુદ્ધ, એકાંતપ્રિય
- નિઃસ્વાર્થી

બ : રજસ્

- સ્થિતિ સ્થાપક મન, મૈત્રચારીનું વલણ
- ભાવાત્મક, શક્તિમાન, સત્તાધારી
- ડરપોક, સ્વાર્થી
- કૌટુંબિક આસક્તિ ખૂબ

ક : તમસ :

- પોતાને ખાતર અન્યને નુકસાન કરવાની વૃત્તિ
- છલકપટ દ્વારા પૈસા એકઠા કરવાની વૃત્તિ
- આત્મવિશ્વાસ અને અન્ય પર ઓછો વિશ્વાસ

તેઓનું શબ્દચિત્ર

- ચન્દ્ર જેવા અસ્થિર, ઉગતા અને આથમતા
- પરિવર્તન ન પામનારા
- પાગલ હાસ્ય કરનારા, સરસ હાસ્યવૃત્તિ
- સજ્જન, શાંત,
- પૈસો અને પ્રતિષ્ઠાની તીવ્ર ઝંખના કરનારા
- નિરાશાવાદી, અતિસંવેદનશીલ
- અસલામતી અને ઉદાસી અનુભવનારા
- અનિશ્ચિત, એકલતામાં ચાલ્યા જનાર

ઉદાસ મૌનમાં ચાલ્યા જનાર

- અદ્ભૂતયાદશક્તિ
- પ્રાચીન વારસો જાળવનારા, અવશેષોના મોટા સંગ્રાહક
- કરુણાવાન,અંતર્જ્ઞાની
- પરોક્ષઅભિગમધરાવનારા
- ગૃહપ્રેમી,સ્વસ્થ,સદ્ગૃહસ્થ
- જલતત્ત્વઆજુબાજુરહેનારા
- સાંવેગિક અને આર્થિક અસલામતી અનુભવનારા, તેથી જ સંગ્રહવૃત્તિ હોય છે.
- ખાનગી રાખવાની વૃત્તિ
- ચન્દ્ર ગાંડપણની થોડી અસર
- રંગીન સ્વપ્નવાદી, કલાત્મક પ્રેમી
- સ્ત્રૈણ હૃદય ધરવાનારા
- જાતે વિકસેલા, ધૈર્યવાન, સેવા વૃત્તિવાળા
- માલિકીભાવ ખરો પણ આક્રમકતા નહિ
- અતિશય પ્રવાહિત મન, રિસાળ પ્રકૃતિ
- ઇર્ષ્યાથી ક્યારેક આધિપત્ય જમાવે.

## કર્ક (Cancer)
## ૨૨ જુન - ૨૨ જુલાઇ

- ઇન્ગમારબર્ગમેન
- સોલ'બેલો
- પર્લ એસ. બેક
- જુલીઅસસીઝર
- અર્નેસ્ટહેમિંગ્વે
- હોલેન્ડ
- હરમન હૈસ
- ન્યુયોર્કસીટી
- જ્યોર્જઓરવેલ
- ઓમકારનાથઠાકુર
- જ્યોર્જઓરવેલ
- બંકિમ ચન્દ્ર
- હેલન કેલર
- ઝાં ઝાક રુસો
- હેરોલ્ડલાસ્કી
- હરિપ્રસાદચોરસીઆ
- વિષ્ણુપ્રસાદત્રિવેદી
- ગેરીબાલ્ડી

- રેમ્બ્રા
- જોન ડી. રોકફેલર
- સ્કોટલેન્ડ
- યુ. એસ. એ.
- વર્જીનીઆ
- એડમંડહિલેરી
- સુનીલગાવસ્કર
- થોરો
- પાબ્લોનેરુદા
- આર.આમુંડસન
- અર્લ સ્ટેન્લી ગાર્ડનર
- ઉમાશંકરજોષી

## ॥ સિંહ ॥

અ : સત્વગુણ

- ધાર્મિક વલણ, સંકલ્પવાન, ગંભીર
- સ્થિર બુદ્ધિ, મિત ભાષી, ધૈર્યવાન
- ઉદાર,આત્મસંતોષી

બ : રજોગુણ

- સ્વતંત્ર મિજાજ, બહાદૂર, ફરવાના શોખીન
- આત્મનિર્ભર, સ્વમાની, અતિ તેજ
- હકારાત્મક રાશિ,વિશ્વાસુ
- મિલનસાર,શોખીન,મહત્ત્વાકાંક્ષી
- પરમાર્થી નહિ, પણ મૈત્રાચારી બધા સાથે
- આરામપ્રિય,અન્યાયનાવિરોધી

ક : તમોગુણ

- ઝઘડાખોર
- ભોજનપ્રિય,ભૌતિક,ઇન્દ્રિયગામી
- મિથ્યાભિમાની,ક્ષુદ્રાકાંક્ષા,અહંકારી
- અકર્મ્ય, પ્રશંસા પ્રેમી
- ક્રોધી, મોટું બોલનારા

આ લોકોની શબ્દ - કુંડળી

- અભિમાની,ગૌરવશીલ
- બહિર્મુખી,ગુરૂતાગ્રંથી

- અહંકારને કારણે અતિસંવેદનશીલ
- વ્યર્થ પ્રસંશાથી રાજી થનારા
- બાદશાહી વર્તણૂક કયારેક નાટકીય લાગે
- શ્રેષ્ઠયજમાન
- હૃદયથી જુગારી જેવા સાહસિક
- અતિખર્ચાળ
- કદર ભૂખ્યા, પ્રેમ ભૂખ્યા
- ટીકાઓ અને ગપ્પા માટેનું વલણ
- તકલીફવાળા અને નબળાને મદદ કરનારા
- વફાદાર મિત્ર અને શક્તિશાળી દુશ્મન
- સર્જનશીલ,મૌલિક,ઉર્જાવાન
- અભિમાનીથીમિથ્યાભિમાની
- ભાવુકઅને લાગણીશીલ
- બાદશાહી કેદ જેવો તેમનો પ્રેમ
- ઉદાર અને વિશાળ હૃદય
- પાર્ટીઓ અને ટોળાના શોખીન
- આદેશાત્મકવલણ
- સૌન્દર્યચાહક અને ન્યાય પ્રેમી
- નિખાલસ મૈત્રીભર્યા અને સાચા હૃદયના ભાગીદાર
- જન્મજાતઅભિનેતા

## સિંહ (Leo)
### ૨૩ જુલાઇ - ૨૨ ઓગષ્ટ

- નિલઆર્મસ્ટ્રોંગ
- જેમ્સબાલ્ડવીન
- હેલેનાબ્લાવાટસ્કી
- એમીલીબ્રોન્તે
- રોબર્ટરેડફોર્ડ
- સુપરમેન
- બાલ ગંગાધર તિલક
- સાઇમનબોલિવર

- નેપોલીઅન
- ફિડેલ કાસ્ટ્રો
- કોલોરાડો
- આલ્ફ્રેડહિચકોક
- હવાઇ
- આલ્ડસહકસલે
- ટેનીસન
- એલેકઝાન્ડરફ્લેમિંગ
- વિક્રમસારાભાઇ
- ચુનીલાલમડીઆ
- ગાલ્સવર્ધી
- વોલ્ટરસ્કોટ
- શ્રી અરવિંદ
- વિજયાલક્ષ્મીપંડિત
- એલેકઝાન્ડરડ્યુમા
- જીમ કોરબેટ
- જ્યોર્જ બર્નાર્ડ શો
- રવિશંકરરાવળ
- શેલી
- હોલીવુડ
- કાર્લ યુંગ
- લોસએન્જલ્સ
- બેનીટોમુસોલીની
- ન્યૂયોર્ક-રાજ્ય
- જેકવેલીનકેનેડી
- રોમ
- શ્રી ઝવેરચંદ્ર મેઘાણી
- ઓરવીલરાઇટ

**॥ કન્યા ॥**

અ : સત્વ :

- શુદ્ધતા,કર્તવ્ય,જવાબદારી,વિનયશીલ
- દયાળુ,મિલનસાર,સત્યવાદી

બ : રજસ :

- કૌશલ્ય, મજબૂત મન, ઓછું બોલનારા, વિશ્વાસુ
- દ્વિ સ્વભાવ, ઠંડા, અભાવાત્મક રાશિ
- વિવેચક,વિવેક,અતિ વિચારનારા
- અપરિચિત રહેનારા, અલ્પ સ્વાર્થી

ક : તમસ્ :

- ભૌતિક કે સ્થૂળ આનંદમાં માનનારા
- ઉદાસીન,તામસી,અન્યને ઇજા પહોંચાડનારા
- વ્યભિચારી

તેઓના વ્યક્તિત્વની રૂપરેખા :-

- શાંત,એકાંતપ્રિય
- સૂક્ષ્મ વિગતોના શોખીન
- અન્યને માપનારા અને મૂલવનારા
- પૂર્ણતાનાઆગ્રહી,વાસ્તવવાદી
- દિવા-સ્વપ્નવાદીપણાનોસાવઅભાવ
- ટોળામાં ન ફાવે, અતિ નમ્ર
- ચિંતામાં રહેનારા, શુષ્ક લાગનારા
- વિચારનીસ્પષ્ટતાધરાવનારા
- પવિત્રતા અને તેની અભિવ્યક્તિ કરી શકનારા
- સંનિષ્ઠ,આકર્ષક,ભરોસાપાત્ર,ડાહ્યા
- નિર્ભ્રાન્ત અને સ્પષ્ટ વિચાર ધરાવનારા
- કરુણાથીસંભાળરાખનારા
- અવ્યવસ્થામાં પણ વ્યવસ્થા લાવનારા
- પોતાની ક્ષતિઓ પ્રત્યે અંધ
- સમૃદ્ધિ અને સ્નેહમાં ખર્ચાળ નહિ
- શાંત પ્રેમી, દેખાડાવૃત્તિનો સદંતર અભાવ
- સેવા આપનારા અને ભાગ્યેજ લેનારા
- ઉદાર,નિયમિત,સત્યવાદી,કરકસરીઆ
- ભૌતિકવાદી,વ્યવહારુ,તર્કનિષ્ઠ
- ભક્તિભાવવાળાનિસ્વાર્થી
- ક્યારેક બરફ અને લોખંડના બનેલા લાગે
- સંખ્યામાં નહિ પણ ગુણવત્તામાં રસ લેનારા
- નિષ્ફળ પ્રેમ - સંબંધોવાળા, માલિકીભાવ વાળા
- પૃથ્વી અને પ્રજ્ઞાનુ સંમિશ્રણ
- સાંવેગિક રીતે ઘણા જ સ્વસ્થ

- સ્થિર, પ્રામાણિક અને વફાદાર પ્રેમી
- મૂર્ખતા અને અજ્ઞાનને ધિક્કારનારા
- મજબુત મનોબળ અને અંતરાત્મા ધરાવનારા
- નૈતિક માપદંડ આધારિત વર્તન કરનારા
- દંભનેધિક્કારનારા
- મધ્યમમાર્ગી ને સમ્યક
- ઓછું બોલનારા, ઓછું દર્શાવનારા
- વિવેકી, અતિ જવાબદાર
- સત્ય એ જ સૌન્દર્યમાં માનનારા
- ઠંડી હિંમત ધરાવનારા
- સ્વ - કેન્દ્રી, ઠંડા
- સ્વ પ્રત્યે દયાથી જોનાર

## કન્યા (Virgo)
## ૨૩ ઓગષ્ટ - ૨૨ સપ્ટેંબર

- એથેન્સ
- ગ્રેટા ગાર્બો
- સોફીઆલોરેન
- ઓ. હેનરી
- પીટરસેલર્સ
- લિઓતોલ્સતોય
- વૉશીંગ્ટન ડી. સી.
- શ્રી નર્મદ
- દાદાભાઇનવરોજી
- સ્વામીઆનંદ
- ગુણવંતરાયઆચાર્ય
- વિનોબાભાવે
- કેલીફોર્નીઆ
- ડી. એચ. લોરેન્સ
- મિકીમાઉસ
- પેરીસ(ફ્રાન્સ)
- તુર્કી
- એચ. જી. વેલ્સ
- તારાશંકરબંદોપાધ્યાય
- નરસિંહરાવદિવેટીઆ
- ડૉ. એસ. રાધાકૃષ્ણન
- સ્વામીશિવાનંદ
- મંગો પાર્ક
- વિભુતિભૂષણબંદોપાધ્યાય

- શરદચન્દ્રચટોપાધ્યાય
- સેમ્યુઅલજોન્સન
- અપ્ટયનસિંકલેર
- માઇકલ ફેરેડે
- સુબ્બુલક્ષ્મી
- હરીન્દ્ર દવે
- એચ. જી. વેલ્સ

**॥ તુલા ॥**

**અ : સત્વ :-**

- સ્વસ્થ મન કે ચિત્ત, સમાધાનકારી વલણ
- સદ્ગુણી,બૌદ્ધિક
- ભલાઇ, આત્મ - સન્માની
- સૌન્દર્ય પ્રેમી,મિલનસાર,ન્યાયપ્રિય
- દયાળુ,વિશ્વાસપાત્ર,પરોપકારી
- સંકલ્પવાન,મૃદુભાષી

**બ : રજસ :-**

- કલા - સાહિત્ય પ્રત્યે રુચિ, અંતર્મુખી
- ભાવાત્મક,સમતા,સહિષ્ણુતા
- અસંખ્ય મિત્રો ધરાવનારા
- વ્યવહાર કુશળ,અભિમાની,કુલાભિમાની
- દુરાગ્રહી

**ક : તમસ :-**

- ઈર્ષ્યાખોર,અસત્યવાદી
- અતિ ચંચળ, વ્યભિચારી
- અવિશ્વસનિય,પરસ્ત્રીગામી
- વિતંડાવાદી,ઘમંડી
- પોતાને સર્વજ્ઞ સમજનારા

આ રાશિના કેટલાક મહત્ત્વનાં લક્ષણો

- ધીર, સમન્વયી, સુંદર, આકર્ષક

- ક્યારેક ચીડીઆ, ઝગડાળુ, જક્કી, નિરાશ
- મીઠો અવાજ, સરસ સ્મિત
- સુરેખ શરીર, તંદુરસ્ત મન,
- સૂઝવાળા અને ડાહ્યા
- એકાગ્ર ચિત્તવાળા, તેથી ઊંડા અભ્યાસુ
- કલા-સાહિત્ય પ્રેમી, કામકલાના નિષ્ણાત
- ઇન્દ્રિયોનો આનંદ લેનારા, રંગીન તબીઅતના
- કાંઇપણ સ્વચ્છ, સુંદરતા પ્રેમી
- ન્યાયી, તર્કનિષ્ઠ, બૌદ્ધિક
- પ્રેમમય જીવનમાં માનનારા
- મૈત્રી અને પ્રેમ વચ્ચે ગુંચવાનારા
- અતિ ખર્ચાળ કે ઉડાઉ
- વસ્તુલક્ષી અને સત્યનિષ્ઠ નિર્ણયો
- જૂથમાં સફળ - એકલા કાર્યમાં અઘરું પડે
- સતત પ્રત્યાયનની ઝંખના કરનાર
- પ્રાકૃતિક રીતે ન્યાયનિષ્ઠ અભિગમ
- સમાનતા અને સમ્યકતાના આગ્રહી
- સુસંવાદિતસર્જનશીલ,
- સ્નેહાળ અને મૃદુ
- સારાવિવેચકો

### તુલા (Libran)
### ૨૩ સપ્ટેંબર - ૨૨ ઓકટોબર

- ચીન
- એફ - સ્કોટ ફિટજિરાલ્ડ
- યુજીનઓનિલ
- વિએના
- જિમી કાર્ટર
- આર્થરમિલર
- તિબેટ
- ઓસ્કરવાઇલ્ડ

- ઇશ્વરચન્દ્રવિદ્યાસાગર
- પં.સુંદરલાલ
- ફ્રાન્સિસપાલ્ગ્રેવ
- એસ. ડી. બર્મન
- લાલ બહાદૂર શાસ્ત્રી
- કિશોરલાલમશરૂવાળા
- મિલ્ખા સિંહ
- એફ.નાનસેન
- સુરેશ દલાલ
- જે. કે. ગાલબ્રેથ
- વેબસ્ટર
- જ્યોતીન્દ્રદવે
- મણિલાલ ન. ત્રિવેદી
- કન્ફ્યુશીઅસ
- એનીબિસેન્ટ
- મહાત્માગાંધી
- દેની દિદેરો
- થોરહાઈરડાલ
- જોસેફમેકવાન
- જયપ્રકાશનારાયણ
- વર્જિલ
- મનુભાઈપંચોળી
- ગોવર્ધનત્રિપાઠી
- પ્રહ્લાદપારેખ

## ॥ વૃશ્ચિક ॥

અ : સત્વ :-

- ન્યાયી,સંકલ્પવાન,પરોપકારી
- સમતોલવૃત્તિવાળા,નિર્ભય
- અન્ય માટે ઘસાનારા

બ : રજસ :

- વસ્તુલક્ષી મન, ખૂબ જ ઉદ્યમી
- પૈસા કમાવવામાં હોંશિયાર
- સ્ત્રી - આસક્ત, વિલાસી, આસક્ત
- આધિપત્ય અને માલિકી ભાવવાળા
- સત્તાભિલાષી,નિગ્રહી,શંકાશીલ
- પરાક્રમી, નિડર, કાર્યશીલ અને મહેનતુ
- મૈત્રી વધારે

ક : તમસ્ :-

- હઠીલા,સખત ગુસ્સાખોર

- હિંસકબદલાનીવૃત્તિવાળા
- દુરાચારી,મિતભાષી,કૃતઘ્ની,
- ઘમંડી, ક્રોધીત ધૂર્ત, કપટી
- દગાખોરને બદલાની ભાવનાવાળા

વૃશ્ચિકનો શબ્દ-વિસ્તાર

- આવેગશીલ, આક્રમક, ડંખીલા, ક્રૂર
- અજાણ્યાની જેમ ફરનારા, સંયમિત
- આરપાર જોઈ શકે તેવી આંખો (વેધક)
- અતિ ઉર્જાવાન, અતિ અહંકાર
- મજબૂત, ભાવહીન ચહેરો, મજબૂત સંકલ્પ
- ભાગ્યે જ હસનારા, અતિ મૂલ્યવાન હાસ્ય
- પ્રત્યાઘાત ન આપનારા
- રમતો કે દાવ પેચ કરી શકનારા
- તીક્ષ્ણસત્ય ઉચ્ચારનારા, તીવ્રતાવાળા
- અતિ વફાદાર - ભયંકર દુશ્મનો
- હિંમતવાન,નિર્ભય
- ભેટ - ઇજા, પ્રેમ - તિરસ્કાર બન્ને યાદ રાખનાર
- કાં પાપી - કાં સંત, જીવન - મૃત્યુનો ભેદ જાણનાર
- અજેય,વિજેતા,મનોબળનો માણસ
- અદૃશ્ય અને અનિર્ણિત એવા
- આવેગ - તર્ક, બુદ્ધિ - સંવેદનાનું મિશ્રણ
- અતિના શોખીન - બધા જ ક્ષેત્રોમાં
- સ્વમાનના અતિ આગ્રહી - કોઇ પણ કિંમતે
- જાહોજલાલી, વૈભવ, જાતિય આનંદનું વલણ
- છઠ્ઠી ઇન્દ્રિયની ક્ષમતા
- તીવ્રતા - આવેગ વધુ, તેથી તટસ્થ ન રહે

- અતિ પ્રામાણિક,મિત્રોમાં પસંદગીવાળા
- ધૈર્યવાન, પ્રચંડ ઉર્જાનો ભંડાર
- રહસ્યવાદમાં રસ લેનાર
- હેતુ કે ઇરાદાને ગુપ્ત રાખનાર
- લાગણીવેડાનેધિક્કારનારા
- ઇરાદાપૂર્વક કે ગણતરીપૂર્વક વર્તી શકે
- શરણાગતિને બદલે લડી મરનાર યૌદ્ધા
- છેલ્લું એક કાર્ડ હંમેશા બાકી રાખનારા

**વૃશ્ચિક (Scorpio)**

**૨૩ - ઓક્ટોબર - ૨૧ નવેંબર**

- સેંટઓગસ્ટાઇન
- બ્રાઝીલ
- રીચાર્ડબર્ટન
- પ્રિન્સચાર્લ્સ
- મેરી ક્યુરી
- કાઉન્ટડ્રાકયુલા
- ચાર્લ્સ દ ગોલ
- ગોલ્ડીહાઉન
- રોબર્ટકેનેડી
- માર્ટીનલ્યુથર
- માર્ગારિટમિચલ
- ઉ. ડાકોટા
- પનામા
- થિઓડોર
- કાર્લસેગન
- ડાઈલાનથોમસ
- જવાહરલાલનહેરૂ
- એન્ડ્રુકાર્નેગી
- ગિજુભાઈબધેકા
- વી.શાંતારામ
- ઇન્દિરાગાંધી
- ફ્રાંસ્વા મેરી વોલ્તેર
- ફ્રેન્કેસ્ટેઇન
- રોકહડસન
- કિંગ કોંગ
- મેરીઆંત્વાનેત
- નોર્વે
- ઓકલાહોમા
- પાલ્લોપિકાસો
- રૂઝવેલ્ટ
- સોવીએતયુનીઅન
- બ. ક. ઠાકોર

- રસિકઝવેરી
- ફાધરવાલેસ
- સી. વી. રામન
- મહમ્મદઈકબાલ
- શ્રીમદ્રાજચન્દ્ર
- સુન - યાત - સેન
- પૃથ્વીરાજકપુર
- વીલડ્યુરાન્ત
- આલ્બેરકામ્યુ.
- દોસ્તોવસ્કી
- અબુલ કલામ આઝાદ
- મકરન્દ દવે

## ॥ ધન ॥

અ : સત્વ :-

- વિશાળ મન અને હૃદયવાળા
- ધર્મ - સત્વની ખોજવાળા, જ્ઞાની
- ન્યાયપ્રિય,નિસ્વાર્થી,સદ્ગુણી
- વિશ્વબંધુત્વનીભાવનાવાળા

બ : રજસ :-

- મહત્વાકાંક્ષી,ભાષાપ્રભુત્વ
- ન્યાયપારંગતવિદ્વાન
- જ્ઞાનનોઅહંકાર

ક : તમસ્ :-

- મિથ્યાભિમાની
- પશુવૃત્તિ

તેમના અંગે અન્ય વર્ણનો :-

- પ્રામાણિક
- સરસ હાસ્ય ધરાવનારા
- અસ્થિર
- પડકારનાશોખીન
- મક્કમ ઈરાદાનો અભાવ
- બહિર્મુખી; વાતોડીઆ, આગળ પડતા

- ધન રાશિનું શાબ્દિક વર્ણન
- લુચ્ચાઈ,છેતરપિંડી,દંભનો અભાવ
- ખુલ્લું મન, હાસ્ય અને હેતુ
- થોડાકઅધીરા-ઉતાવળા,ઉદ્વેગી
- સાહસ અને જોખમના શોખીન, જુગારી
- નિરુપદ્રવી,
- આનંદીઅનેસમુહાચારી
- સ્થાપિત હક્કો અને સત્તા સામે બળવાખોર
- વાણી - વર્તન પહેલા પાછળથી વિચારનારા
- જાહેરજીવનમાંવધુદેખાનારા
- મુસાફરીના શોખીન, અતિ તરંગી
- ખાવા - પીવાના અતિ શોખીન
- ઠંડી અને તર્કબદ્ધ દલીલો કરનારા
- સ્મૃતિ - શક્તિ સારી, કલ્પના શક્તિ સારી
- જીવનનેસર્કસમાનનારા
- આતુર ઉત્સાહી અને આદર્શવાદી
- ગાંડા લાગે તેવા અને તેટલા આશાવાદી
- ક્યારેક અવિચારી અને અસભ્ય લાગે
- સ્પષ્ટ વક્તા, વાગે તેવું બોલનારા
- સંબંધોમાંગંભીરતાનોઅભાવ
- છીછરો એવો રંગીન સ્વભાવ
- પરિવાર પ્રત્યે નિરસ, સ્વતંત્ર મિજાજના
- થોડાખર્ચાળ
- જીવનની તકો ઉપાડી લેનારા
- હૃદય અને મનથી વિચારનારા
- ક્યારેક અતિશય ગુસ્સો કરનારા

- દંભને ધિક્કારનારા, પ્રતિષ્ઠા પ્રત્યે નિરસ
- સંબંધોમાં આધુનિકવલણ
- ઉદાસી અને નિરાશાનો સદંતર અભાવ
- વિશ્વાસુ,પ્રામાણિક,પ્રેમાળ
- રમતીઆળમિજાજના
- સ્વાતંત્ર્યનાચાહક
- ધર્મમાં ઊંડો અને ગંભીર રસ
- હંમેશાં કોઇ હેતુ કે કારણ માટે લડનારા
- અતિ વિસ્તૃત પ્રકારનું મિત્ર - વર્તુળ
- નસીબદારમહત્ત્વાકાંક્ષી
- મૌલિક સર્જક અને વિચારક
- પ્રવાસ અને પરિવર્તનના શોખીન
- પ્રાણી - પ્રેમ ઘણો
- રીતભાતનોઅભાવ
- માયાળુમહત્ત્વાકાંક્ષી
- પ્રાણી-પ્રવાસપ્રેમ
- પરિવર્તનનાશોખીન
- સ્વાતંત્ર્યપ્રેમી,સ્વાર્થ ને ક્રૂરતા ધિક્કારનારા
  પ્રત્યાઘાતી

આ સમય દરમ્યાન અવતરેલી પ્રતિભાઓ:

ધન (sagittariaus)
૨૨ નવેંબર - ૨૨ ડિસેંબર

- ઑસ્ટ્રેલીઆ
- અલાબામા
- સિમોનિદબોઉવેર
- બિથોવન
- વિલીયમબ્લેક
- લોત્રા
- માર્કટ્વેન
- બીજુંવિશ્વયુદ્ધ
- કાલેલકર
- નંદલાલબોઝ

- ડેલકાર્નેગી
- વિન્સટનચર્ચીલ
- ચીલી
- કર્કડગ્લાસ
- બેન્જામીનડિઝરાએલી
- વોલ્ટડિઝની
- ફીનલેન્ડ
- જેન ફોન્ડા
- હંગેરી
- ઇન્ડીઆના
- ઇલીનોઇસ
- મોનાકો
- જોનમિલ્ટન
- મિસીસીપી
- ન્યુ જર્સી
- પેનીસીલ્વાનીઆ
- સ્પેન
- રાજેન્દ્રપ્રસાદ
- કાર્લાઇલ
- ક્રિસ્ટીનારોઝેટી
- સિઆમ
- ફ્રેડરીક્મેક્સમ્યુલર
- હોરેસ
- એ.ડિકીન્સન
- એસોલ્ત્જેનિત્સીન
- ધૂમકેતુ
- મુલ્કરાજઆનંદ
- શ્યામબેનેગલ
- વિજયઅમૃતરાજ
- જેનઓસ્ટીન
- રામાનુજન
- ઉત્તરકેરોલીના
- ફ્રાન્કસિનાત્રા

**॥ મકર ॥**

અ : સત્વ :-

- શ્રદ્ધા
- સેવાધર્મી

બ :- રજસ :-

- અસ્થિરતા, પ્રસિદ્ધી માટેની ઝંખના
- દેખાડો કરવાની વૃત્તિ, પૈસા પ્રત્યે લગાવ
- વ્યવહાર કુશળ, રખડુ સ્વભાવ
- સ્ત્રી - બાળકો પ્રત્યે અતિ લગાવ
- સ્ફૂર્તિવાન, એકાગ્ર, ચિત્ત - વૃત્તિ

ક : તમસ :-

- ખાઉધરા,આસક્તિ,વિલાસી
- અભાવાત્મક,દંભી
- અતિ અહંકારી, લોભી, સ્વાર્થી
- દુષ્ટ, વ્યસની પરસ્ત્રી અભિલાષી
- અતિ ઘમંડી ને અતિ સ્વાર્થી
- મિથ્યાભિમાની

તેમને અંગે અન્ય વર્ણનો :

મકરની શબ્દ રૂપરેખા :-

- ઉદાસી, નિરાશા, ગંભીરતા છવાયેલી રહે
- સ્વ. ને નકારનારો વર્ગ
- કરોળીઆ જેવા ઉદ્યમી અને ધૈર્યવાન
- અપમાનો,દબાણો,નિરાશા પચાવનારા
- પોતાના નિર્ધારિત રસ્તેથી ઈંચ પણ ન હટનારા
- પરંપરા જાળવનારા - સત્તાને સન્માનનારા
- ક્યારેક ઠંડા, સ્વાર્થી, હતાશાવાદી
- પૂર્વજોની મૂર્તિ બનાવીને પૂજનારા
- ફરજ અને જવાબદારી નિભાવનારા
- સત્તા, સમૃદ્ધિ, પ્રતિષ્ઠા માટે સંબંધ બાંધનારા

સલામતી માટે ઘણું બધું વિચિત્ર કરનારા

અદ્‌ભુત સહનશક્તિ, જાતે વિકસનારા

શરમાળ, મજબૂત, ઓછું બોલનારા

સ્વપ્નોમાં અતિ રંગીન સ્વભાવના

જીવનની પાછલી અવસ્થામાં વિકસનારા

- આદર્શ તરીકે પરંપરા અને વંશવેલો નજરમાં રાખે, ઈતિહાસને પૂજનારા
- ભવિષ્યની ખૂબ ચિંતા કરનારા
- આત્મવિશ્વાસનો અભાવ

- શિસ્તબદ્ધ,ક્યારેકપથ્થરદિલ
- કરકસરીઆ,અભ્યાસુ
- લાંબુઆયુષ્યભોગવનાર
- સંવેદનશીલ

**મકર (Capricon)**

**૨૩ ડિસેંબર - ૨૦ જાન્યુઆરી**

- અલાસ્કા
- નારાયણદેસાઇ
- નોસ્ત્રાદામસ
- ઇઝાકએસીમોવ
- મહમદઅલી
- બેન્જામીનફ્રેન્કલીન
- કેરી ગ્રાન્ટ
- હાવર્ડહયુજીસ
- આયોવા
- મેકસીકો - ન્યુમેકસીકો
- જોન ઓફ આર્ક
- રૂડયાર્ડકિપલીંગ
- વૂડ્રોવિલ્સન
- એલન વોટસ
- માઓત્સેતુંગ
- અફઘાનીસ્તાન
- ઇશુખ્રિસ્ત
- રીચાર્ડનિકસન
- ન્યુટન
- એરીસ્ટોટલ
- લુઇ પાશ્ચર
- એલ્વીસપ્રેસલી
- એડગર એલન પો
- કાર્લસાન્ડબર્ગ
- જોસેફસ્ટાલિન
- આલ્બર્ટસ્વાઇત્ઝર
- હેનરીમિલર
- સાને ગુરૂજી

**॥ કુંભ ॥**

**અ : સત્વ :-**

- પ્રતિભા,લેખનકાર્ય
- અતિ નમ્ર, વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ તરફ ભક્તિ
- સ્વતંત્રમિજાજના,સહિષ્ણુતા
- ધૈર્યવાન, સત્ય તરફ લગાવ, શાસ્ત્રજ્ઞ

- માનવતા
- જ્ઞાની,મિતભાષી

બ : રજસ :-

- શોધખોળનીવૃત્તિ,
- કાયદો અને તત્વજ્ઞાનનો અભ્યાસ
- સમાયોજનની દૃષ્ટિ,શોધખોળ,કુતૂહલ
- દુનિયાથી અજાણ, પોતાના કાર્યમાં ખોવાયેલા

ક : તમસ :-

- ક્યારેકવાણીમાં તીખાપણું
- નિષ્ક્રિયતા,જડતા,પ્રમાદ

કુંભનો વ્યક્તિત્વ વિસ્તાર :-

- સ્વપ્નો અને વાસ્તવનો સમન્વય
- સ્વભાવે શાંત અને ભલા
- વિચિત્ર વર્તનારા, પ્રસંગે અપ્રસ્તુત લાગે
- મેઘધનુષ્યશોધવાનીકળનારા
- કપડાનો પણ વિરોધ દર્શાવવામાં ઉપયોગ કરનારા, પરંપરા વિરોધી
- મૈત્રીને કેન્દ્રમાં રાખનારા, માનવ પ્રેમી
- જ્ઞાન ઝંખના તીવ્ર, કાયમ વસ્તુલક્ષી અને તટસ્થ
- આંખોમાંઅજાણ્યાપણુંદેખાય
- સ્વાતંત્ર્ય પ્રેમી,જન્મજાત બળવાખોર
- ક્યારેક ઉદાસ એકલતામાં ઉતરી જનાર સંબંધો, સ્થિતિઓનું પૃથ્થકરણ કરનારા
- સીધા સવાલો પૂછનારા
- અંગત મિત્રો ઓછા
- જેમના અંગે ગેરસમજો ખૂબ જ હોય તેવા
- આગોતરું વિચારી શકનારી પ્રતિભા
- વ્યવહારુપણું અને તરંગીપણું બન્ને સાથે
- અન્યને સ્વસ્થતા અને સમજ આપનારા

- વિશ્વબંધુત્વમાં માનનારા
- તેમના એકાંતમાં ખલેલ ન પાડવી
- સમાનતા, ભાઈચારો, જીવો અને જીવવા દો, સત્ય શોધો, બધા માટે પ્રેમમાં માન-
- હિંસક પરિવર્તનમાં માનનારા, પણ હિંસા અન્ય પર છોડી દેનારા
- અન્યને આશ્ચર્યો દઈ શકે તેવા
- પૃથ્થકરણ સિવાય ભરોસો ન કરનારા
- અતીન્દ્રિય અનુભવોની શક્યતા અને ક્ષમતા ધરાવનારા, રહસ્યવાદી વલણ
- અત્યંતસંવેદનશીલ
- ભૂલકણા
- અજ્ઞાતમાં ઝંપલાવીને રહસ્યો યોજનારા
- રહસ્યમય સ્પંદનો ઝીલનાર અને મોકલનાર
- એકાગ્રચિત્ત
- દંભ, જૂઠ, છેતરપિંડી, ઉછીનાની વૃત્તિ વગેરેને ધિક્કારનારા
- સત્તાને પરંપરાનો વિરોધ કરનારા
- સંકુલ હેતુઓ અને પ્રત્યાઘાતો
- તેની માટે દરેક વિશિષ્ટ છે.
- વિવાદો, પરિવર્તનો અને અસામાન્ય ઘટનાઓ ભરેલું જીવન જીવનારા
- નિરીક્ષણ, પરીક્ષણ અને વિશ્લેષણમાં જીવનારા
- તેમના ચહેરા પર દેખાતી શાંતિ, મૃગજળ સમાન છે.
- તેઓ પોતાને એક વિશાળ આદર્શનો અંશ ગણે છે.
- અસામાન્ય રીતે પ્રત્યાયન કરનારા
- પ્રથમ પ્રેમ ક્યારેય ન ભૂલી શકનારા
- તેમની નજરની બહાર એટલે મનની બહાર
- કપડામાં પરંપરા અનુસરનારા
- જનકલ્યાણવાદી હેતુવાદી

આ સમય દરમ્યાન અવતરેલી પ્રતિભાઓ

## કુંભ (Aquarius)
## 21 જાન્યુઆરી - 19 ફેબ્રુઆરી

- એરીઝોના
- બર્ટરેનોલ્ડઝ
- મોત્ઝાર્ટ
- ફ્રાન્સીસબેકન
- ચાર્લ્સલિન્ડબર્ગ
- મિશિગન
- એન્ટોનચેખોવ
- ચાર્લ્સલિન્ડબર્ગ
- ચાર્લ્સડિકન્સ
- પોલન્યુમેન
- થોમસએડીસન
- જૂલે વર્ન
- રૂઝવેલ્ટ
- શેરલોકહોમ્સ
- ચાર્લ્સલેમ્બ
- આયન રેન્ડ
- કન્સાસ
- સરોજિનીનાયડુ
- વર્જીનીઆવુલ્ફ
- રામકૃષ્ણપરમહંસ
- ચાર્લ્સલિન્ડબર્ગ
- નવાંગગોમ્બુ
- હેવલોકએલીસ
- મેકાર્થર
- લુઇ કેરોલ
- બિરજુમહારાજ
- સમરસેટમોમ
- મિશિગન
- ચાર્લ્સડાર્વીન
- જોન રસ્કીન
- ઓરેગોન
- ગેલેલીઓ
- ફૈયાઝખાં
- રોનાલ્ડરેગન
- જેમ્સ જોટય
- ઇશ્વરપેટલીકર
- ગર્ટ્રુડસ્ટેઇન
- અબ્રાહમલિંકન
- ભીમસેનજોષી
- કોપરનિકસ

॥ મીન ॥

- અનાસક્ત, ધ્યાની, ભક્ત
- સાત્વિક, દયાળુ, ઉદાર, બુદ્ધિમાન
- સહિષ્ણુ

બ : રજસ :-

- વાકઃછટાદ્વિસ્વભાવ
- વિશ્વાસપાત્ર, અન્ય માટે સહન કરનારા
- ન્યાયપ્રિય, કલાનો જીવ
- અતિસંવેદનશીલ

ક : તમસ :

- અસ્થિર, ઉદ્વેગ, ચંચળ
- આવેગશીલ

મીનનું શબ્દચિત્ર :-

- દુન્યવી મહત્ત્વાકાંક્ષા સાવ ઓછી
- લોભ - મોહનો અભાવ
- આવતીકાલનીચિંતાનોઅભાવ
- ગઇકાલનું અંતઃસ્ફૂરિત જ્ઞાન, આજ પ્રત્યે સહિષ્ણુ
- સુંદરરીતભાત
- સંઘર્ષ ન ગમે
- સ્વપ્નનીસ્વતંત્રતામાગનારા
- હિંસક આઘાત - પ્રત્યાઘાતનો અભાવ
- શારીરિક અને માનસિક સ્થિતિ સ્થાપકતા
- પ્રવાહિત જીવન, જીવનને રંગમંચ ગણનારા
- સ્મૃતિશક્તિસરસ
- મૃત્યુ અને અમરત્વને કેન્દ્રમાં રાખનારા
- બધાને મદદ કરનારા
- માનવ મન અને અનુભવની ઊંડી સમજ
- તે વિચારે છે તે કરતા વધારે બહાદૂર છે.

- તે જાણે છે તે કરતા વધારે જાણકાર છે
- અંગતભવિષ્યસંતોષકારકરહે
- સરસસર્જક, રંગીન કલાકાર
- પૂર્વગ્રહોથીદૂર
- રહસ્યમયસિદ્ધાંતોનીસમજ
- આજ્ઞા અનુસરનારા, સૂચન સ્વીકારી લે તેવા
- અનંતમિજાજ ધરાવનારા, થોડા ખર્ચાળ
- નિર્ભય
- લુચ્ચાઇનોસદંતરઅભાવ
- તેની ક્ષતિઓ ઓળખે છે.
- અનન્યસારસંભાળરાખનારા
- કમનસીબોમાટેકરુણારાખનારા
- સોનાનુંહૃદયધરાવનારા.

**મીન (Pisces)**
**20 ફેબ્રુઆરી - 20 માર્ચ**

- એ. ગ્રેહામ બેલ
- આઇન્સ્ટાઇન
- વિકટરહ્યુગો
- માઇકલએન્જેલો
- વોસ્લોનિંજિસ્કી
- ઓહાયો
- રૂડોલ્ફસ્ટેઇનર
- દ.આફ્રિકા
- જ્યોર્જ્વોશિંગ્ટન
- એલીઝાબેથબેરેટબ્રાઉનિંગ
- ફ્લોરીડા
- રેકસહેરીસન
- નેબ્રાસ્કા
- ડેવીડનિવેન
- પોર્ટુગલ
- જોન સ્ટાઇન બેંક
- એલીઝાબેથટેઇલર

## રાશિ : તાત્ત્વિક સંયોજનના સમીકરણો અને સંભવિત અર્થઘટનો

વ્યક્તિની રાશિઓ, ગ્રહો અને નક્ષત્રો જુઓ ત્યારબાદ તેના અર્થઘટનોની વાત આવે છે. અલબત્ત દરેક રાશિ પાછળ પોતાનું તર્કબદ્ધ મનોવિજ્ઞાન છે. આ માટે તે રાશિઓના વર્ગીકરણ જોઈએ.

(1)

(અ) Cardinal –(leaders) Aries, Cancer, Libra, Capricorn

(બ) Fixed (organizers) Taurus, Leo, Scorpio, Aquarius

(ક) Mutable (Communicators) Gemini, virgo, pisces sagittarius

(2)

(અ) Positive or Masculine so all are aggressive, dynamic idealists.
Aries, Gemini, Leo, Libra, Sagittarius, Aquarius

(બ) negative or Feminine so all are secretive, reflective stractegists.
Taurers, Cancer, Virgo, Scorpio, Capricorn pisces

(3)

(અ) Fire (inspirational) Aries, Leo, Sagittarius

(બ) Air (mental) Libra, Aquarius, Gemini

(ક) Earth (material) Capricorn, taurus, virgo

(ડ) Water (Sensitive) Cancer, Scorpio, Pisces

ઉપરોક્ત ત્રણેય વર્ગીકરણોના પ્રકારોના શીર્ષકોનો ઉપયોગ કરીએ તો અર્થઘટન વધુ સ્પષ્ટ અને સરળ બને. દા.ત. Taurus એટલે Fixed organizer, negative, secretive, reflective strategist of the earth. આ શીર્ષકો દ્વારા આપણને અસંખ્ય દૃષ્ટિબિંદુઓ મળે છે. આ અંગે જ્યારે બે વ્યક્તિઓ વચ્ચેના આંતરસંબંધોની વાત આવે ત્યારે આ તત્ત્વોનું મનોવિજ્ઞાન ખૂબ મદદરૂપ થાય છે. જેના દ્વારા ભવિષ્યકથન શક્ય બને છે. આ તાત્ત્વિક સમજ સહેલી રીતે સમજી લઇએ. અગાઉ પ્રથમ પ્રકરણમાં તત્ત્વોની ઉંડી ખોજ કરેલી છે, તે મદદરૂપ થશે.

(અ) **અગ્નિ તત્ત્વ:-**
અગ્નિ - અગ્નિ અને અગ્નિ - વાયુ આસાનીથી ભળી જાય છે અને અંધકાર દૂર કરી બધું અતિ પ્રકાશમય કરે છે પણ અગ્નિ સાથે જલ અને પૃથ્વીનું સમાયોજન શક્ય નથી.

(બ) **વાયુ તત્ત્વ :-**
વાયુ - વાયુ અને વાયુ - અગ્નિ આસાનીથી સમાયોજીત થાય છે, પણ પૃથ્વી અને જલ તત્વ સંયોજીત થતા નથી. વાયુને તો મર્યાદાઓ નથી, પણ બસ પૂર્ણ સ્વતંત્રતા જ છે. જો તે ચક્રવાત ન બની જાય તો.

(ક) **પૃથ્વી તત્ત્વ :-**
પૃથ્વી - પૃથ્વી અને પૃથ્વી - જલ આસાનીથી હળેમળે છે પણ તેવી જ

સહજતાથી તે વાયુ અને અગ્નિ સાથે મળતું નથી. પૃથ્વી - જલ જીવન સર્જે છે. પૃથ્વી - પૃથ્વી શ્રદ્ધાની નક્કર ઇમારતો સર્જે છે. પૃથ્વી ક્યારેક ધરતીકંપો સર્જે છે.

(૩) જલ તત્ત્વ :-

જલ - જલ અને જલ - પૃથ્વી એ સરસ મૈત્રી છે. પણ વાયુ અને અગ્નિ સાથે તે ખાસ મજામાં નથી. ક્યારેક વાયુઓ જલ પર લહેરખીઓ તો ક્યારેક વમળો સર્જે છે. જલમાં જીવન અને પ્રવાહિતા બને છે અને તેમાં પૃથ્વીનો આધાર છે.

તે સિવાય :

- વાયુ-અગ્નિમાં જો પ્રમાણ જળવાય તો બન્ને બરાબર અને તીવ્રતા કે પ્રમાણ વધે તો બાળે દઝાડે, વિનાશ કરે.
- પૃથ્વી - અગ્નિમાં અગ્નિનો મજબૂત આધાર પૃથ્વી બને, તેથી અગ્નિ પ્રજવળે અને પ્રસરે
- જલ અને અગ્નિમાં બન્ને એકબીજાને ભય અથવા સમજને કારણે આદર આપે છે. કારણકે બન્ને જાણે છે કે બન્ને એકબીજાનો સર્વનાશ લાવી શકે તેમ છે.
- પૃથ્વી - વાયુમાં બન્ને લગભગ અનાસક્ત છે. વાયુ નિજાનંદી છે. સ્વતંત્ર છે. ક્યારેક વૃક્ષો - છોડવાઓને નચાવી કે ધ્રૂજાવી જાય છે. ક્યારેક વાયુનો ઓટલો પૃથ્વી બને છે. અલબત બિનશરતી પ્રેમ છે.
- પૃથ્વી - જલ સંયોજન વસંત અને જીવન સરજે છે. બન્ને પરસ્પર આધારિત છે. બન્ને એકબીજા થકી ધબકે છે. અને ચૈતન્યમય બને છે. પૃથ્વી માટે જલ એ ગતિ અને જીવન છે જ્યારે જલ માટે પૃથ્વી એ દિશા અને આધાર છે.
- વાયુ અને જલ એ આકાશી ઘટના છે. કારણકે વાયુ જલને સ્પર્શે છે, ધ્રૂજાવે છે, નચાવે છે જ્યારે જલ વાયુને સ્પર્શે, ભેદે, ચીરે અને વિભાજીત કરે છે.

## રાશિઓની સમજણ - ૩

| ક્રમ | રાશિ | સમય | Signs લક્ષણ | શારીરિક લક્ષણ | માનસિક લક્ષણ | આધાર શબ્દ | નંગો | Key note | metal | The Sign of :- |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 1 | મેષ | ૨૧ માર્ચ થી ૨૦ એપ્રીલ | The Ram | Impetus | Enter-prize | action | Amethy-st and Dimond | Hope | Iron | Warrior pioneer |
| 2 | વૃષભ | ૨૧એપ્રીલ થી ૨૧ મે | The bull | Inertia | Steadfast-ness | Stability | Moss-agate emerald | Peace | cooper | Builder producer |
| 3 | મિથુન | ૨૨ મે થી ૨૧ જૂન | The Twins | Expansion contraction | Joy sorrow | Variety | Beryl Aquamarine | Joy | Quick Silver | artist inventor |
| 4 | કર્ક | ૨૨ જુન થી ૨૩જુલાઇ | The crab | Flexibility | Imagina-tion | Sympathy | Mossaga-teemerald | Patience | Silver | prophet teacher |
| 5 | સિંહ | ૨૪જુલાઇ થી ૨૩ઓગષ્ટ | The lion | Radiation | comprehe-nsion | Faith | Ruby Dimond | glory | Gold | The king president |
| 6 | કન્યા | ૨૪ઓગષ્ટ થી ૨૩સપ્ટે. | The virgin | Crystall-ization | Discrimin-ation | service | Pink-Jasper Hyacinth | Purity | Quick Silver | Craftsman critic |

| ક્રમ | રાશિ | સમય | Signs લક્ષણ | શારીરિક લક્ષણ | માનસિક લક્ષણ | આધાર શબ્દ | નંગો | Key note | metal | The Sign of :- |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 7 | તુલા | ૨૪ સપ્ટે. થી ૨૩ઓક્ટો. | The balance | Equilib-rium | balance | harmony | Diomond opal | Beauty | Cooper | Statesman Manager |
| 8 | વૃશ્ચિક | ૨૪ઓક્ટો. થી ૨૨ નવે. | The Scorpion | Combus-tion | determin-ation | power | Topaz-Malachite | Justice | steel | Governor inspector |
| 9 | ધન | ૨૩ નવે. થી ૨૧ ડિસે. | The archer | Rotation | Creative thought | Law and Liberty | Carbuncle turquoise | wisdom | tin | Sage counsellor |
| .10 | મકર | ૨૨ ડિસે. થી ૨૦જાન્યુ. | The goat | Vibration | Concentra-tion - relaxation | excelsior | white onyx Moon Stone | Revere-nce | Lead | Priest ambassador |
| 11 | કુંભ | ૨૧જાન્યુ. થી ૧૯ ફેબ્રુ. | The water-bearer | Absorption | Curiosity | investig-ation | Sapphire opal | Truth | Alumi-nium | Truth-seeker scientist |
| 12 | મીન | ૨૦ ફેબ્રુ. થી ૨૦માર્ચ | The Fish | Solution | insight | unity | Chrysolite and Moon-stone | Love | Alumi-nium | Poet interpreter |

## સ્થાન કે ગ્રહ :-આકાશી તત્વોના આંગણા

આ રાશિઓ અને ગ્રહોની વિવિધ સ્થાનોની સ્થિતિઓ પર ફળાદેશ અથવા અર્થઘટનનો આધાર છે. જેના બાર ઘરો અથવા ભુવનો હોય છે. ઘણા તેને ગોળ તો ઘણા ચોરસ આકાશ આપે છે. 360° ના વર્તુળમાં તમારા જન્મ સમયે કયા ગ્રહો કયા સ્થાનમાં કેવા કેવા કોણ રચતા હતા તેના પરથી તેના શારીરિક માનસિક, નૈતિક, આધ્યાત્મિક એવા પ્રભાવો અને તેની તીવ્રતાનો ક્યાસ આવે. તે દ્વારા ગ્રહોનું ઊંચ-નીચ બળ, રાશિનો માલિક, ફાયદા - ગેરફાયદાના ગ્રહો વગેરેની વિવિધ અસરોનો અંદાજ આવે. આ બધા વચ્ચેના આંતરસંબંધોના પરિણામે સર્જાતી અસરો અને આડઅસરો માપી શકાય.

આ બધી જ રાશિઓ, ગ્રહો, નક્ષત્રો, તારાઓ વગેરેના પ્રભાવની વાત આપણે અગાઉ પણ કરી ગયા છીએ. તેથી તેનું પુનરાવર્તન આપણે કરતા નથી. આ ગ્રહો અને ભુવનો સાથે અનેક તથ્યો, વિચારો, ઘટનાઓ અને દૃષ્ટિબિંદુઓને જોડવાનો પ્રયત્ન થયો છે. આ બધા ભુવનોની વિગતોમાં આપણે તે વિગતો પણ જોડશું.

(1) **પહેલું સ્થાન :-** આને જન્મ લગ્ન કે તનુ કે દેહભાવ કહેવામાં આવે છે. આ સ્થાન પરથી નીચેની વાતોના અર્થઘટનો મળે છે.

- શરીરનો આકાર, રૂપ, રંગ, લક્ષણ, સ્વભાવ રોગ, સુખ દુઃખ, મર્યાદાઓ વગેરે.
- ઇચ્છાઓ,આશાઓ.
- પરમ સાધનામાં ક્યો યોગ પસંદ કરશે ? હઠ, રાજ, જ્ઞાન, કર્મ, ભક્તિ, પવન, લય, મંત્ર વગેરે.
- યમ - રાજયોગનું પ્રથમ પગથિયું.

(2) **બીજું સ્થાન :-** પારંપારિક પરિભાષામાં આને ધન સ્થાન કહેવામાં આવે છે. આ સ્થાન પરથી નીચેની વિગતો મળે છે.

- પરિવાર સુખ, સંપત્તિ, સમૃદ્ધિ, પૈસા
- વાણી અને આંખોની સમૃદ્ધિ ને તેજ
- પત્નીનું મૃત્યુ, સંતાનોની ખ્યાતિ
- કયા પ્રકારની સંપતિ ? ખોટ ?
- વિદ્યાભ્યાસ, મિત્રો; વ્યાપાર
- આત્માની સ્વતંત્રતા
- નિયમ - રાજયોગનું દ્વિતીય પગથિયું.

(3) **ત્રીજું સ્થાન :** આને સહજ સ્થાન તરીકે પણ ઓળખવામાં આવે છે. આમાંથી નીચેની વિગતો જોવા મળે છે.

- ભાઇ - બહેન, આડોશ - પાડોશ
- પ્રવાસો,સાહસો,શક્તિઓ,ઊર્જાઓ
- પત્રવ્યવહાર,પ્રત્યાયન,અફવાઓ
- અચેતન મન,સ્વપ્નાઓ
- ગળું, છાતી, કાનની તંદુરસ્તી
- પરિવારનામૂળ
- પિતાના સંપર્કો, મિત્રો વગેરે
- આસન - રાજયોગનું ત્રીજું પગથિયું

(4) ચોથું સ્થાન :- આ સ્થાનને માતૃ કે સુખ સ્થાન કહેવામાં આવે છે. તે સિવાય

- જમીન - જાગીર, વડીલોપાર્જિત મિલ્કત, ઘર
- માતા, મકાન, મંદિર, મન
- કૌટુંબિક માનસિક, સ્ત્રી, વાહન વ. ના સુખ
- સ્થાનિક, ખેતર ને ભૂમિ વિશે
- પ્રાણાયામ - રાજયોગની દૃષ્ટિએ

(5) પાંચમું સ્થાન :- આ સ્થાનને સંતાન સ્થાન કે સુત સ્થાન કહેવાય છે. તે સિવાય

- સંતાનનું સુખ, દુઃખ, સંખ્યા, દેખાવ, રોગ
- બુદ્ધિશક્તિ, વિદ્વતા, લેખન શક્તિ
- સંતાનની ચડતી - પડતી, જહોજલાલી
- તપ, આરાધના, પૂર્વ જન્મની વિગતો
- ચારિત્ર્ય, વિલાસ, સંગીન, કલા વ.
- પ્રત્યાહાર - રાજયોગની દૃષ્ટિએ

(6) છટ્ઠુ સ્થાન :- આ સ્થાનને રોગ અથવા શત્રુ સ્થાન કહેવામાં આવે છે. તે સિવાય :

- રોગો, શત્રુઓ, દર્દો, દુઃખો, વિઘ્નો, કલેશ, ઘા, આઘાતો
- અપમાનો,અપકીર્તિ,કુખ્યાતિ
- કાર્યકરો, નોકર ચાકર

- કુકર્મો, માંદગી, પીડા
- આધિભૌતિક,આધિદૈવિક,આધ્યાત્મિકદુઃખો
- અંતજ્ઞાન,Paranormal અસરો, એલન લિઓ આ સ્થાનને "The most mystical house" કહે છે.
- ધારણા - રાજયોગિની દૃષ્ટિએ

(7) **સાતમું સ્થાન :** આ સ્થાનને પત્ની કે વિવાહ સ્થાન કહેવામાં આવે છે. તે સિવાય

- પ્રેમ, પત્નીના ગુણ, સંખ્યા, પરિણામ
- ભાગીદારી,જાહેરદુશ્મનો
- પ્રવાસ
- વ્યાપાર
- ધ્યાન - રાજયોગિની દૃષ્ટિએ

(8) **આઠમું સ્થાન :-** આ અષ્ટમેશ એ આયુષ્ય કે મૃત્યુ સ્થાન તરીકે ઓળખાય છે. તેસિવાય

- વયનું પ્રમાણ, અનિષ્ટ, અકસ્માત
- મૃત્યુ ક્યાં, કેવી રીતે, ક્યારે, આત્મહત્યા
- વારસો, અચાનક સંપત્તિ, છુપો ભાગ
- સાસરાની સંપત્તિ, પૈસો, વીલ
- સમાધિ - રાજયોગની દૃષ્ટિએ

(8) **નવમું સ્થાન :-** આ સ્થાનને ધર્મ કે ભાગ્ય સ્થાન તરીકે ઓળખવામાં આવે છે.

- દૂરના પ્રવાસો,તીર્થયાત્રા,ધર્મસ્થાનો
- ભાગ્ય, ધર્મ, દાન, ગુરૂ, ભક્તિ
- સ્વપ્નો,અપશુકન
- કાયદો, કોર્ટ, તકરારો
- ધર્મ, તપ, શુભ કર્મ, સ્વાધ્યાય, ધર્મ પ્રચાર,
- કયા પ્રકારનો ગુરૂ કરવો ?
- આત્મ જ્ઞાન - પરમજ્ઞાનની અવસ્થા

(10) દસમું સ્થાન :- આને ઘણા કર્મસ્થાન કે આકાશ ભુવન તરીકે ઓળખે છે. અને તે સિવાય અન્ય વિગતોમાં :

- સરકાર, નીતિ, કર્મ, કીર્તિ, માન, આબરૂ
- રાજ્યલાભ,આબરૂ
- ગત જન્મોના તમારાં કર્મો કેવાં ?
- જીવન, યશ, વિજ્ઞાન, વિદ્યા, અધિકાર

(11) અગિયારમું સ્થાન :- આ લાભ સ્થાન છે. આમાંથી આપણને નીચેની વિગતો મળે છે.

- લાભ, આશા, પરિસ્થિતિ, ઇચ્છા
- મિત્રોનું સુખ, લોભ
- પાપ કે પુણ્યલક્ષ્મીના રસ્તાઓ
- વાસનાનોક્ષય

(12) બારમું સ્થાન :- આ સ્થાનને વ્યય સ્થાન કહેવામાં આવે છે. આમાંથી જીવનની નીચેની વિગતો વિશે માહિતી મળે છે. આ સ્થાનને અંત્ય રંધ્ર એવા બે અન્ય નામો પણ છે.

- આમાં બધા પ્રકારની હાનિ અને વ્યય જોવાય છે, જેમાં દ્રવ્યમાન મુખ્ય છે.
- ખરચ, નુકસાન, દંડ, કેદ, ચોરી, લુંટ દિલગીરી, મુશ્કેલી અદેખાઇ, દુશ્મની આપઘાત, રાષ્ટ્રદ્રોહ,ખૂન,ગુનાઓ
- સંતાનોનુંમરણ
- સાધનાની દૃષ્ટિએ વિદેહી અવસ્થા છે.

આ વિગતો સાથે કેટલીક અંતરદૃષ્ટિ અને અનુભવો ભેળવતાં નીચેના કેટલાક તથ્યો સામે આવે છે. જે માપદંડોની જેમ સાથે રાખવા જેવા છે.

- કુંડળીમાં ત્રણ પ્રકારના સ્થાનો જોવા મળે છે.
  1. સત્વગુણનાં સ્થાનો બે છે. 5 અને 9. જેને ત્રિકોણસ્થાનો પણ કહે છે.
  2. રજોગુણનાં સ્થાનો છે 1, 4, 7 અને 10 - અલબત તેઓ પાપ કે પુણ્ય આપતા નથી, પણ catalytic agent જેવું કામ આવે છે. તે સત્વ કે તમો ગુણને ટેકો આપે છે.
- તમોગુણનાં સ્થાનો 6, 8 અને 12 છે

- દરેક ભુવનમાં ત્રણ પ્રકારના પ્રભાવો જોવા મળે છે. જેમાં રાશિનો, ગ્રહનો અને ભુવનનો પોતાનો હોય છે. આ ત્રણેયને સમજીને અર્થઘટનો વધુ સચોટ આવે છે.
- રાજા ભર્તૃહરી પોતાના "વૈરાગ્ય શતક" નામના જ્ઞાનગ્રંથમાં યોગી કે સાધકના પરિવાર વિશે સરસ રીતે વાત કરે છે. જેના પરથી યોગીની કુંડળી નીચેની રીતે બને.




**ધૈર્ય યસ્ય પિતા ક્ષમાચજનની શાન્તિશ્ચિરમગેહિની**
**સત્યંસૂનુરયં દયાચ ભગિની ભ્રાતા મનઃ સંયમ ॥**
**શય્યા ભૂમિતલં દિશોઅપિવસનં જ્ઞાનામૃતંભોજનમ્ ।**
**અતે યસ્ય કુટુંબિને વદસખે કસ્માતભયં યોગિન ? ॥**

આનો અર્થ એવો થાય છે કે જેના કુટુંબમાં ધૈર્ય પિતા, ક્ષમા માતા, પત્ની ચિર શાંતિ, પુત્ર સત્ય, બહેન દયા, ભાઇ મન-સંયમ, ભૂમિ પથારી, આકાશ વસ્ત્ર અને જ્ઞાનામૃત એ ભોજન હોય તેને શેનો ભય હોય ?

- પારંપારિક આધ્યાત્મશાસ્ત્ર અને યોગશાસ્ત્રમાં ચક્રોનો ખ્યાલ અગત્યનો છે. જ્યોતિષની કુંડળીમાંના ભુવનો સાથે આ ચક્રોનો સમન્વય કરવામાં આવે છે. જે નીચે પ્રમાણે છે.

પ્રથમ સ્થાન → સહસ્ત્રાર ચક્ર (શનિ)
બીજું સ્થાન → વિશુદ્ધ ચક્ર (ચન્દ્ર)
ત્રીજું સ્થાન →
ચોથું સ્થાન → અનાહત ચક્ર (મંગળ)
પાંચમુ સ્થાન →
છઠ્ઠું સ્થાન → મણિપુર ચક્ર (સૂર્ય)
સાતમું સ્થાન → સ્વાધિષ્ઠાન ચક્ર (શુક્ર)
આઠમું સ્થાન → મૂલાધાર ચક્ર (બુધ)

અલબત આ વર્ગીકરણમાં આજ્ઞા ચક્રને સ્થાન નથી તે આશ્ચર્યજનક બાબત છે.

(આધ્યાત્મ - જ્યોતિષ - વિચાર - હ.ને કાટવે)

૯.

# વિશ્વની અન્ય સ્વ-ખોજ પદ્ધતિઓ :

આપણે અગાઉના બધા પ્રકરણોમાં જોયું કે માનવીએ ભય નિવારવા માટે પોતાની આજુબાજુની પરિસરને ઓળખવાનો ભરચક પ્રયત્ન કર્યો, અને 'સ્વ' ને કેન્દ્રમાં રાખ્યો. સ્વને ઓળખવાથી બધું ઓળખાઇ જશે તેવું અચેતનમાં પણ ક્યાંક પડ્યું હશે. તેની આંતરખોજ સતત ચાલુ રહી. બાહ્યખોજ એ તો પ્રતિબિંબ છે, તેની આંતરદશાનું તેની આંતરિક અસ્થિરતા કે અવસ્થતા તેને બાહ્ય દિશામાં ગતિ કરાવે છે. તેણે વિશ્વના બધા ધબકારમાં પોતાનો ધબકાર સાંભળવાનો પ્રયત્ન કર્યો. બ્રહ્માંડભરના ચૈતન્યમાં સ્વ-ચૈતન્યનો વિસ્તાર જોયો. તેણે ગ્રહો - ઉપગ્રહોની આવન -જાવન સાથે પોતાના મિજાજનો ચડાવ-ઉતાર અનુભવ્યો. તેણે નક્ષત્રોની સ્થૂળ અને સૂક્ષ્મ અસરો નોંધી. આ બધામાં નિશ્ચિત અને વિશિષ્ટ સંવાદિતા જોઇ, એક લય જોયો. અરિસામાં ચહેરો જોવો એ તો એક સ્થૂળ કૃત્ય છે અથવા તો પ્રતીકાત્મક છે. બાકી સતત દશ દિશાઓમાં અને અનંત પરિમાણોમાં પોતાને નિરખવો, નોંધવો અને જાણવો એ માણસની આદિમ વૃત્તિ અને પ્રવૃત્તિ છે. આપણું પંચમહાભૂતનું જ્ઞાન આ વૃત્તિને પરિણામે છે.

વિશ્વની બધી જ પ્રાચીન અને અર્વાચીન જ્યોતિષની પરંપરાઓ વ્યક્તિ અને સમષ્ટિને ઓળખવાની પ્રવૃત્તિ છે. સૌ પ્રથમ તો આપણે બે સ્થૂળ દેહ જોયા, એક વ્યક્તિનો અને બીજો સમષ્ટિનો, ત્યારબાદ સૂક્ષ્મ દેહની સમજ આવી. આ બન્નેની કુંડળીઓ જોઇ, મેળવી અને અભ્યાસ કર્યો. વિશ્વની આ કાળની આરપાર જોવાની વિધિ અને પદ્ધતિઓમાં નાના-નાના તફાવતોને બાદ કરતાં ઘણું સામ્ય છે. અત્યારે તેમાંની ઘણી પદ્ધતિઓ નામશેષ બની છે, કેટલીક અધૂરી પદ્ધતિઓ છે અને ઘણી એવી પણ છે, જે અકબંધ છે. જગતભરની અસંખ્ય પદ્ધતિઓ પાછળનું મનોવિજ્ઞાન એટલું જ કે સ્વને ઓળખીએ અને સ્વને વિકસાવીએ. આ આખી વાતને નીચેની રીતે સમજી શકાય.

સ્થૂળ - સૂક્ષ્મ દેહ

વ્યક્તિનો | સમષ્ટિનો

વ્યક્તિ ઓળખવા માટે:- ⟶ | ⟵ સમષ્ટિ ઓળખવા માટે:-

| વ્યક્તિ ઓળખવા માટે | સમષ્ટિ ઓળખવા માટે |
| --- | --- |
| ચહેરો | સૂર્ય |
| સ્વપ્નો - વિચારો | ચંદ્ર |
| રેખાઓ - તલ | ગ્રહો |
| સ્થૂળ - સૂક્ષ્મ શરીર | નક્ષત્રો |
| ઓરા | તારાઓ |
| શુભ - અશુભ સંકેતો | અન્યઆકાશી |
| અન્ય દૈહિક | ઉર્જાઓ |
| ઉર્જાઓ | |

Palmistry
Phrenology

astronomy
astrology

અન્યપદ્ધતિઓ

Tarrots
I ching
Crystal
dowsing
Deja Vu

અહીં જ્યોતિષનો અતિ વિસ્તૃત અર્થ લેવામાં આવ્યો છે. જેમાં વ્યક્તિ અને વિશ્વને જોવું, ઓળખવું, સમજવું, અનુભવવું અને પામવું એવો અર્થ પ્રધાન છે. આ હેતુ પાર પાડવા વિશ્વની બધી જ પ્રજા, જાતિ અને સંસ્કૃતિને પોતાની પદ્ધતિઓ છે. આંતર ખોજ કે સ્વઓળખની યાત્રમાં ઉપયોગી બને તે માટે તેની રૂપરેખાઓ આપણે જોઇએ. જે અત્યંત ચલણમાં છે અને સ્વીકૃત છે. તેવી પદ્ધતિઓ અગાઉ ચર્ચી છે. અન્ય કેટલીકના નામો નીચે પ્રમાણે છે.

1. Numerology - તૂલશાસ્ત્ર
2. Palmistry - હસ્ત સામુદ્રિકશાસ્ત્ર
3. Phrenology - સામુદ્રિક શાસ્ત્ર

4. Tarrots - ટેરોટ
5. I - ching - આઇ - ચિંગ
6. Crystal - ગોળામાં ભવિષ્ય - આરપાર
7. Dowsing - પાણી કળો
8. Deja Vu - દેજાવુ
9. Moon signs - નિરયાન

નિરીક્ષણ દ્વારા :- અ Dreams - સ્વપ્નો

બ moles - તલ

ક witching - શરીરના આંચકા, ખેંચાવું

ડ aura - સૂક્ષ્મહવા - સુવાસ

ઇ Seven -bodies - સપ્ત શરીર

આ બધી રૂપરેખાઓ આપણને એ સમજવામાં કામ લાગશે કે આખરે માનવીએ સ્વને ઓળખવામાં કેટલી જહેમત ઉઠાવી છે. આંતરખોજ દરમ્યાન કેવા કેવા વિસ્તારોમાં તે ભમ્યો છે. ઉપરોક્ત વિષયો પર અનેક સ્વતંત્ર ગ્રંથો પ્રાપ્ય છે. આપણે તેમાંથી માહિતીના બે-ચાર આચમન લેવાના છીએ.

**(1) Numerology : તૂલ શાસ્ત્ર**

અંકો અનેક ભૂમિકાઓ ભજવે છે. તેઓ તથ્યો છે. અને તથ્યો પાછળના રહસ્યો પણ છે. ક્યારેક સ્થૂળ અને ક્યારેક સૂક્ષ્મ તથ્યો અને સત્યોને સ્પર્શે છે. તેમના પર શુભ - અશુભના આક્ષેપો પણ છે. મનુષ્યના આખા જીવન સાથે નાના-મોટા અનેક અંકો જોડાયા કરે છે, પછી તે બાળમંદિરનો પ્રવેશનંબર હોય, ચેક નંબર કે પછી મૃત્યુ પથારીએ હોસ્પીટલનો દર્દી નંબર. ફ્રેન્ક લિન્ડ નામનો એક વિદ્વાન એમ કહે છે કે સૌ પ્રથમ પરમનું અવતરણ ત્રિમૂર્તિ સ્વરૂપે પ્રવૃત્તિ, સ્થિરતા અને લય (activity, stability, rhythm)માં થયું.

પ્રાચીન સંસ્કૃતિઓમાં ખાલ્ડીઅન, હિબ્રુ કાબાલા, હિન્દુ, ઇજિપ્ત, ચીન વગેરે અંકો અને તેના રહસ્યોના ક્ષેત્રમાં ઘણું કામ કર્યું. આને લીધે વરસના દિવસો, મહિના, અઠવાડીઆ, કલાકો વગેરે વિગતો આવી અને પરમના પહેરેદારો જેવા ગ્રહો, ઉપગ્રહો, નક્ષત્રોની વિગતો ધ્યાનમાં આવી. તેમાંથી જ ઝોડીઆક કે રાશિમંડળ કેમ અસ્તિત્વમાં આવ્યું તે આપણે જોઇ ગયા. આપણા જ્ઞાન - ક્ષેત્રની બધી જ શેરીઓ, ગલીઓ અને ખૂણાઓને આપણે અંકો અને પ્રતીકો આપ્યા છે. સમસ્યા તેના અર્થઘટનની છે. ખાસ કરીને તેના ઉકેલની અર્ધી ચાવીઓ ખોવાઇ જાય. ત્યાર પછીની જીવન - ઉર્જાના સાંકળની બધી કડીઓને પોતાનો અંક અને સ્થાન છે. આ કડીઓ એકબીજા સાથે તર્કબદ્ધ અને લયબદ્ધ રીતે જોડાયેલી રહે તે જ આપણી નીતિ, ધર્મ અને અધ્યાત્મ. આપણું જીવન-સુત્ર એકજ

"Thy will be done on earth as it is in heaven"

અસ્તિત્વના અર્થઘટનમાં અંકોનું આધિપત્ય છે, પછી તે એક હોય કે નવ હોય, શૂન્ય કે અનંત હોય. એ અલગ વાત છે કે શૂન્ય અંત કે અંક નથી પણ અનંત છે. જીવન - ઉર્જા એ શાશ્વત છે. તેનો આરંભ કે અંત નથી. તેનો વિસ્તાર પણ અનંત છે. અહીં છે અને ત્યાં નથી એમ પણ નથી. આ વાત સોલમનનું સેંકડો વરસનું પ્રાચીન સાત અણીવાળું સિલ (Seal) બરાબર સમજાવે છે. જેમાં ગ્રહોનો સાધન તરીકે ઉપયોગ કરતી ઉર્જા છે, દિશા છે અને તેના અંકો પણ છે.

આકૃતિ :




ઉર્જા સૂર્ય પરથી ચન્દ્ર પર
ચન્દ્ર પરથી મંગળ પર
મંગળ પરથી બુધ પર
બુધ પરથી ગુરૂ પર
ગુરૂ પરથી શુક્ર પર
શુક્ર પરથી શનિ પર

મંડળ પણ સર્જન અને ઊર્જાનો ઊંડો સંબંધ દર્શાવે છે. તિબેટની પ્રાચીન રહસ્યમય પરંપરાઓ પણ આ સંદર્ભમાં મંડળની ચર્ચા કરે છે. કદાચ તેથી જ લેકસીગ્રામ (Lexigrams) ની દષ્ટિએ Numerology શબ્દમાં magic અને logic બન્ને શબ્દોનો સમાવેશ થયેલ છે. ( આ લેકસીગ્રામ એટલે શબ્દોની આસપાસ અને આરપાર સંતાયેલા અનેક અર્થોને શોધી કાઢવાની એક જબરદસ્ત રહસ્યમય પદ્ધતિ)

અંકોની ઉત્પત્તિનો ઇતિહાસ વાદળો અને ધુમ્મસને કારણે ઝાંખો છે, પણ અંકોની મહત્તા અને રહસ્યમયતા અકબંધ છે. મસ્તી અને મજાની સંસ્કૃતિમાં જ્યારે અંકોની રહસ્યમયતા અને પવિત્રતા ઘોડ દોડ, કેસીનો પત્તાનો જુગાર વગેરેમાં રોળાઇ રહી છે. પાર્લર ગેમમાં હોટ નંબર અને લક્કી નંબર વચ્ચે પવિત્ર અંક ભીંસ અનુભવે છે.આ સમયે તૂલશાસ્ત્ર (numerology) ની સત્વશીલતા અને સચોટતાની વાત કરવી છે. અલબત્ત અત્યારે તો ઘણી સાચી - ખોટી પદ્ધતિઓ ચાલે છે. તેની પાછળના ભૌતિક આશયોને લીધે. મોટાભાગની આ ક્ષેત્રની પ્રતિભાઓ એક જ બારાખડી અને તેના અંકોને પ્રમાણભૂત અને વિશ્વસનિય ગણે છે અને તે છે ખાલ્ડીઅન અને હિબ્રુ કાબાલાની બારાખડી અને તેના અંકો. જ્યોતિષ અને તૂલશાસ્ત્ર એ અવિભાજ્ય અંગો છે.

અંકો પાછળ એક ઉત્કલ્પના એવી છે કે માણસે સૌ પ્રથમ સ્ત્રી, પુરુષ અને બાળકને રજૂ કર્યા ત્રણ લાકડીઓ દ્વારા. જેમાં ઊભી બે લાકડીઓ એ નર - માદા કે પુરુષ - પ્રકૃતિ કે યીન - યાંગ જે ઉપરની બાજુએ એકબીજા સાથે જોડાએલાં છે અને નીચેથી છૂટાં છે. જ્યારે ક્ષિતિજાકારે જોડાયેલી લાકડી નીચેથી બન્નેને જોડે છે તે બાળક છે, ઇશ્વરપુત્ર છે આખરે આ ત્રણેયને જોડતું અને રક્ષણ આપતું વર્તુળ રચ્યું, જે શૂન્યાકારે છે, જે અંક કે અંત નથી પણ અનંત છે.

આકૃતિઃ-




પ્રાચીન તંત્ર પરંપરામાં આ ત્રિકોણ અને વર્તુળ અસંખ્ય યંત્રોના આધારરૂપ પ્રતીકો છે. જે શાશ્વત ઉર્જાને દર્શાવે છે. ઘણા આ આકૃતિને ત્રિપગો માણસ કહે છે. આ ત્રિકોણ એ ત્રિપરિમાણિય બ્રહ્માંડનું પણ પ્રતીક છે. લીન્ડા ગુડમેન એમ કહે છે કે બધાજ એંગ્લો - સેકસન (Anglo - saxcon) અક્ષરો A થી Z સુધીના આ આકાર આધારિત છે. આ વિચાર

ીમણે તેમના "Star signs" માં સરસ રીતે સમજાવ્યો છે.

આખું તૂલ-શાસ્ત્ર સમજવા માટે આપણે બે વાત સમજી લઇએ

1. બારાખડીના અંકો

2. ગ્રહો અને રાશિઓના અંકો

ઉપરોક્ત બન્ને વાત સમજ્યા બાદ અંકો દ્વારા થતું અર્થઘટન સરળ બની જશે. છેલ્લે આ બધાનો અનેક પ્રકારના ભવિષ્ય કથનોમાં કેવો ઉપયોગ છે તે જોશું. અહીં રજૂ થયેલ અંક વ્યવસ્થા સૌથી વધુ પ્રાચીન છે અને એકમાત્ર છે. અન્ય કેટલીક પદ્ધતિઓનો બાદમાં ઉલ્લેખ કરશું.

(1) Chaldean – Hebrew Kabala
numerical alphabet.

| | |
|---|---|
| A — 1 | O—7 |
| B — 2 | P—8 |
| C—3 | Q—1 |
| D—4 | R—2 |
| E—5 | S—3 |
| F—8 | T—4 |
| G—3 | U—6 |
| H—5 | V—6 |
| I—1 | W—6 |
| J—1 | X—5 |
| K—2 | Y—1 |
| L—3 | Z—7 |
| M—4 | |
| N—5 | |

(૨) દરેક રાશિને પોતાનો ગ્રહ છે. જેનો પ્રભાવ રાશિ પર પડે છે, અને દરેક ગ્રહ કોઇ એક અંક સાથે સુસંવાદિત છે. સૌ પ્રથમ તેના અંક આપ્યો છે.

9 ← Aries ← Mars
6 ← Taurus and Libra ← Venus
(now pan - Horus is the ruler of taurus.)
5 ← Gemini - virgo ← Mercury
(Now vulcan is the ruler of virgo)
7 ← pisces ← neptune
8 ← Capricorn ← saturn
4 ← Aquarius ← uranus
3 ← Sagittarius ← Jupiter

2 ← Cancer ← Moon
1 ← Leo ← Sun
0 ← Scorpico ← Pluto

આ બે કોઠાઓ તુલશાસ્ત્રના પાયાઓ છે, જેના પર આખી ઇમારત ઊભી છે. આ સાથે અઠવાડીઆના દિવસોના અંકો નોંધી રાખવા જેવા છે.

| | |
|---|---|
| સોમવાર → 2-7 | મંગળવાર → 9 |
| બુધવાર → 5 | ગુરૂવાર → 3 |
| શુક્રવાર → 6 | શનિવાર → 8 |
| રવિવાર → 1 - 4 | |

ચંદ્ર અને નેપ્ચ્યુન (2-7) અને સૂર્ય - યુરેનસ આ બે બે જોડીઓ વચ્ચે વિશિષ્ટ સંવેદન અને પ્રત્યાયન છે, તેથી તેમના અંકો આમ લખાય છે. આ બધા આંતર સંબંધો અને પ્રભાવનો આધાર એક સિદ્ધાંત પર છે અને રહસ્યમય " Law of vibration" છે. આ બધા વચ્ચે કોઇ synchronicity છે.

ઇતિહાસમાં અસંખ્ય દાખલા મળે છે કે જેમાં અંકોએ અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય. આપણે કેટલાક નમુનાઓ જોઇએ. આ બધી ગણતરીમાં અંગ્રજી બારાખડીનો આધાર લેવાનો હોય છે. આ બધી ઘટનાઓમાં અનેકવિધ રીતે અંકો પ્રાધાન્ય ભોગવે છે.

- જેમ્સ લે દ્વારા અપાયેલા કેટલાક નમુનાઓ રસપ્રદ છે જે તેના ગ્રંથ "How to apply numerology" માં અપાયેલા છે. દા.ત. ગ્રેટ બ્રિટન જોડાયેલું હતું તેવા યુદ્ધો.

| | |
|---|---|
| 1857 | ભારતનોવિપ્લવ |
| 1 | શાંતિ. એક વર્ષ પછી ઉમેરો |
| 1858 | |
| 1 | |
| 8 | આ વરસ ઉમેરો |
| 5 | |
| 8 | |
| 1880 | ઇજિપ્તનુંયુદ્ધ |
| 1 | શાંતિ. એક વર્ષ પછી - ઉમેરો |
| 1891 | |
| 1 | |
| 8 | |
| 1 | |
| 1899 | બોઅરયુદ્ધ |

| | |
|---|---|
| 3 | શાંતિ. ત્રણ વર્ષ પછી - ઉમેરો |
| 1902 | |
| 1 | |
| 9 | આ વરસ ઉમેરો |
| 0 | |
| 2 | |
| 1914 | પ્રથમવિશ્વયુદ્ધ |
| 5 | શાંતિ. પાંચ વર્ષ પછી ઉમેરો |
| 1919 | |
| 1 | |
| 9 | આ વરસ ઉમેરો |
| 1 | |
| 9 | |
| 1939 | દ્વિતિયવિશ્વયુદ્ધ |
| 6 | શાંતિ. છ વર્ષ પછી ઉમેરો |
| 1945 | |

આ ક્રમમાં 1964માં યુદ્ધ થાય અને તે ભારત - ચીન વચ્ચે થયેલું. આવો વ્યક્તિગત કિસ્સો હિટલરનો પણ જેમ્સ લે આપે છે. જેના પરથી અંકોની રહસ્યમય Peroodicity અને recurrence દેખાય છે.

| | |
|---|---|
| 1889 | હિટલરનોજન્મ |
| 1 | |
| 8 | આ વરસ ઉમેરો |
| 8 | |
| 9 | |
| 1915 | "Mein Kampf" |
| 1 | આત્મકથા |
| 9 | |
| 1 | આ વરસ ઉમેરો |
| 5 | |
| 1931 | નાઝીસ્વપ્નનો જન્મ |
| 1 | |
| 9 | આ વરસ ઉમેરો |
| 3 | |
| 1 | |
| 1955 | હિટલરનુંમૃત્યુ |

હિટલરનો જન્મ 20-4-1889 = 32

હવે

| | | |
|---|---|---|
| 20-4-1889 | = | 32 |
| 32 | → | કુલ |
| 20 | → | તારીખ |
| 04 | → | મહિનો |
| 1945 | → | મૃત્યુ |

આ અંગે જેમ્સ લે એક ક્રાંતિકારી કથન કરે છે કે સરમુખત્યારોના જીવનની તમામ મહત્ત્વની ઘટનાઓ સાથે '૨' અંક સતત હાજર છે. એટલે કે અંક બે અને સરમુખત્યારો વચ્ચે કોઇ Occult સહસંબંધ છે. ત્રણ સરમુખત્યારોના જીવનમાં "૨"નો અંક દેખાય છે. તેમાં હિટલર, નેપોલિઅન બોનાપાર્ટ અને સ્ટાલિન છે.

દા.ત.હિટલર

જન્મ તારીખ → 20

નાઝીની પ્રથમ મિટિંગ → 24-11-1920 = 20 = 2

જર્મન બંધારણના હિટલરના શપથ → 22-2-1932

ચાર વાર 'બે'

હિટલર ચાન્સેલર બન્યો → 30-1-1933 = 20 = 2

જર્મની નાઝી રાજ્ય બન્યું → 1-12-1933 = 20 = 2

રહાઇનલેન્ડ જીતવા - લોકાર્નો ટ્રીટી ફગાવી → 7-3-1936 = 29

હિટલરનો વિએનામાં પ્રવેશ વિજેતા તરીકે → 14-3-1938 = 29 = 11 = 2

ઝેકોસ્લોવાકીઆ પર વિજય શરૂ → 13-3-1939 = 29 = 11 = 2

લિથુઆનીઆ પર વિજય કરાર → 22-3-1939 = 29 = 11 = 2

એક આશ્ચર્ય એ પણ છે કે ઇટાલિ અને જર્મની વચ્ચે લશ્કરી મૈત્રી કરાર "22" તારીખે થયેલો તે સિવાય

| Adolf | Hitler |
|---|---|
| 14636 | 892359 |
| 20 | 36 |

36 + 20 = 56 = 11 = 2

તેવી જ રીતે

Na Polean
51 763565 = 38 = 11 = 2

Bonaparte
265171925 = 38 = 11 == 2
Benito
255926 = 29 = 11 == 2
આ શબ્દ દ્વારા જ મુસોલિની ઓળખાતો અને ઓળખાય છે. જેની જન્મ તારીખ છે.

29-7-1883 = 38 = 11 = 2

તેવી જ રીતે સરમુખત્યાર સ્ટાલિનની જન્મતારીખમાં પણ પેલો સરમુખત્યાર બે દેખાય છે.

2-1-1880 = 20 = 2

આવું જ દૃષ્ટાંત બ્રિટનના રાજવી જ્યોર્જ પાંચમાના જીવનમાં સતત દેખાતા આઠ અને બે નું છે. આવા કિસ્સામાં યોગાનુયોગ શબ્દ નાનો પડે છે. જેમ્સ લે એક એવું દૃષ્ટાંત આપે છે. જે જાણ્યા બાદ આપણું મગજ આંચકો અનુભવે છે. તે છે સેન્ટ લુઇ અને રાજા લુઇ 16 વચ્ચેની સમાન જીવન ઘટનાક્રમ. બન્ને વચ્ચે 539 વરસનો ગાળો અને બધી જ જીવનની ઘટનાઓમાં આ 539 વરસનો ગાળો દેખાય છે. દા. ત.

જન્મ 1215 + 539 = 1754 જન્મ

| સંત લુઇ | રાજા લુઇ - 16 |
|---|---|
| 23-4-1215 જન્મ | 23-8-1754 જન્મ |
| 1225 - બેન Isabel નો જન્મ | 1764 - બેન Elizabeth નો જન્મ |
| 1226 - પિતાનું મૃત્યુ | 1765 - નાની વયે સત્તા |
| 1231 - લગ્ન | 1770-લગ્ન |
| 1235 - બહુમતિ | 1774 - સત્તા |
| 1243 - હેનરી ત્રણ સાથે શાંતિ કરાર | 1782 - જ્યોર્જ ત્રણ સાથે શાંતિ કરાર |
| 1249 - પૂર્વનો રાજા એક રાજદૂતને ખ્રિસ્તી બનવા મોકલે છે. | 1788 -પૂર્વનો રાજા એક રાજદૂત મોકલે છે. |
| 1250 - કેદમાં | 1789 - કેદમાં |
| 1250 - મુક્ત | 1789 - મુક્ત |
| 1254 - જેકોબીઅન બને છે. | 1793 - જકોબીઅનને શરણે જાય છે. |

ઉપરોક્ત દૃષ્ટાંતમાં નામો અને અંકો પણ સમાન છે અને બધી જ ઘટનાઓ વચ્ચે 539 વરસનો ગાળો છે.

આ તબક્કે એક સ્પષ્ટતા જરૂરી છે કે જેમ્સ લેની બારાખડી અને અંકોની ગોઠવણી કાબાલા અંકોથી જુદી છે. ઉપરોક્ત બધાં દૃષ્ટાંતોમાં આધાર જેમ્સ લેનો છે. બન્ને અંક વ્યવસ્થા નીચે આપી છે. લીન્ડા ગુડમેન અને કિરો (કાઉન્ટ લુઇ હેમન) શુદ્ધ કાબાલા અંકો વાપરે છે.

કેન્દ્રિત ઊર્જા છે. એક જ અંકમાં બનતી એક જ પ્રકારની ઘટના સતત બન્યા કરે તેને
રે અંક ઊર્જાવાન બની જાય છે અને પાછળથી અનેક લોકો આ ઘટનાની સમજ કેળવે
તેથી સમજની ઊર્જા તેમાં ભળે છે. આજે તો એવા ઘણા અંકો છે જે અત્યંત ઊર્જામય
દા. ત. 4, 7, 8, 9 વગેરે આ ઉર્જા ગુરુત્વાકર્ષણ જેમ પણ વર્તે છે. તેને લીધે ઘટનાને
ા અને ગતિ મળે છે. આ પદ્ધતિ, તર્ક અને મનોવિજ્ઞાનની સમજ કેળવવા થોડા સાદા
યમો સમજવાના છે. જે નીચે પ્રમાણે છે.

બ્રહ્માંડભરની કોઈપણ વસ્તુ કે વ્યક્તિ, સજીવ કે નિર્જીવનો અંગ્રેજી સ્પેલિંગ લખવાનો અને તેનું ચાલ્ડીઅન - હિબ્રુ કાબાલા પદ્ધતિ દ્વારા અક્ષર મૂલ્ય મેળવવાનું જે બારાખડી અગાઉ આપી છે. તેના દ્વારા બે પ્રકારના અંકો મળશે.

Single number

Compound or double number

આ બન્ને અંકોને પોતાના અર્થઘટનો છે. જે આ પ્રકરણના અંતમાં આપ્યા છે. જે
ાબ્દો દ્વારા વિસ્તૃત અર્થઘટન કરવાનું હોય છે. આ અર્થઘટન વખતે બન્ને અંકોના પ્રકારની
વ્યાખ્યા સમજી લ્યો. જે Exoteric અને esoteric દૃષ્ટિઓ આપશે.

1. (એકી અંક-) **Single number :-** તે વ્યક્તિ કે વ્યક્તિત્વનો અંક છે તેના દ્વારા અન્યની દૃષ્ટિએ વ્યક્તિ કે વસ્તુ શું છે. તેનો ખ્યાલ આવે છે. આના દ્વારા વસ્તુ કે વ્યક્તિની શારીરિક કે ભૌતિક રૂપરેખા મળી આવે છે. આને root કે individuality number પણ કહે છે.
2. (જોડીઆ અંક) **Compound number :-** આમાં વ્યક્તિનું ગત જન્મોનું, ગત કર્મોનું ન દૃષ્ટિગોચર થાય તેવું રહસ્યમય પાસું છૂપાયેલું હોય છે. બધી અસરો કે પ્રભાવો પાછલા જન્મને જોડે છે અને કેન્દ્રિત બનીને અસર આપે છે. આખરે આપણે પત્તાં નાખતા જુગારી નથી, પણ પત્તાં છીએ અને જુગારી તો કોઇ અન્ય છે. કર્મો અને જન્મોના પ્રભાવ પ્રમાણે અંકો આવીને આપણા ખભા પર બેસે છે, આજુબાજુ ગોઠવાય છે અને છેલ્લા શ્વાસ સુધી સાથે રહે છે અને ધબકે છે. આમાં આધ્યાત્મિકતા, ધાર્મિકતા અને રહસ્યમયતા ઘુંટાય છે.

આ બન્ને વાતને એક દૃષ્ટાંત દ્વારા સમજીએ. વિશ્વવિખ્યાત એવા શ્રી ટાગોરનું દૃષ્ટાંત લઇએ.

| | |
|---|---|
| R A B I N D R A N A T H | T A G O R E |
| 2 1 2 1 5 4 2 1  5 1 4 5 | 4 1 3 7 2 5 |
| = 33 | = 22 |

33 → Compound number

3 + 3 = 6 → Single number

જ્યારે તેમની અટકનો

Compound number → 22

Single number → 4

આપણે માત્ર નામના અંકોનું વિશ્લેષણ કરીએ. જેના પરથી તૂલશાસ્ત્રની પ્રસ્તુતતા અને સચોટતા સમજાશે.

Single → Compound → 33

તૂલશાસ્ત્ર નીચે પ્રમાણે અર્થઘટન આપે છે. (શ્રી ટાગોરનું)

૩૩ એટલે :- આ વ્યક્તિનું જીવન મૌલિકતા, સર્જનાત્મકતા અને પ્રેમથી ભરચક હશે. તેનું જીવન સુસંવાદિત હશે. તેને અસંખ્ય પ્રેમ - સંબંધો હશે. તેને અતિ પ્રતિષ્ઠા સંપન્ન વ્યક્તિઓ સાથે સંબંધ હશે. તેના કલા, સમજ અને પ્રતિભાને લીધે આર્થિક રીતે સમૃદ્ધ હશે. પ્રચંડ ચુંબકત્વ ધરાવતું વ્યક્તિત્વ. સમગ્ર જીવન રોમાન્સ, પ્રેમ અને સુખમાં વિતશે.

**6 એટલે :-** આ અંક સૌન્દર્યના દેવ શુક્ર સાથે સંવાદિત છે. વિનસ એટલે સૌન્દર્યની સામ્રાજ્ઞી. આ અંકવાળી વ્યક્તિ સ્ત્રૈણતા અને કરુણતા તરફ ઝુકાવવાળી હોય છે. સંબંધોમાંથી અતિ સમૃદ્ધ એવો પ્રેમ પામનારા. તેઓના પ્રેમમાં આદર્શવાદ વધુ અને ઈન્દ્રિયવાદ ઓછો છે. તેઓ અત્યંત સંવેદનશીલ છે. કલા, સંગીત અને સાહિત્ય પ્રત્યેની જબરી અભિરુચિ અને અભિયોગ્યતા. તેઓ તમામ પ્રકારની સમૃદ્ધિના શોખીન અને મકાન-ઘર ની સમૃદ્ધિ ધરાવનારા. તેઓને વારસામાં પણ સમૃદ્ધિ મળે છે. જબરા પ્રકૃતિ પ્રેમી અને સૌન્દર્યને તમામ સ્તરે અને ક્ષેત્રે ચાહનારા અને પૂજનારા અતિ પ્રચંડ તર્ક અને અનિવાર્ય સ્મિત ધરાવનારા.

આ બન્ને અર્થઘટન વાંચીએ ત્યારે પણ શ્રી ટાગોર દેખાય તેટલું સ્પષ્ટ છે.

6 → વિનસ → પ્રેમ = ટાગોર

સ્થળ - કાળના અભાવે અન્ય પ્રતિભાઓ ના અર્થઘટનો આપી શકાય તેમ નથી પણ સામે અનેકના અંકો લખાયેલા પડ્યા છે. તે દેવાની લાલચ છે. દા.ત.

| | | |
|---|---|---|
| શ્રી આદિ શંકર | → | 1 |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ | → | 7 |
| શ્રી રમણ મહર્ષિ | → | 4 |
| શ્રી અરવિંદ | → | 8 |
| શ્રી વિનોબા | → | 4 |

શ્રીવિવેકાનંદ → 1

શ્રીજિદ્દુક્રિષ્ણમૂર્તિ → 7

શ્રીરજનીશ → 9

આ બધા અંકો પછી અન્ય કેટલાક પ્રશ્નો થશે. તેના જવાબો માટે નીચેના અન્ય નિયમ પણ નજરમાં રાખવા જેવા છે.

- જે વ્યક્તિ કે વસ્તુનું નામ વધારે પ્રચલિત હોય તે નામના અંકો મેળવવા. જે નામનો ઉપયોગ વધારે થતો હોય તેના સ્પંદનો વધારે મજબૂત હોય છે. તેમાં ઉર્જા વધારે કેન્દ્રિત થયેલી હોય છે.
- અંક 9 માટે કોઇ અક્ષર નથી. તેનું પરંપરાગત અને પ્રાચીન કારણ એ છે કે તે પરમ અને શાશ્વત ઊર્જાનું રહસ્યમય નામ છે, અંક છે.
- કર્મોના પરિણામો સાવ નિવારી શકાતા નથી પણ સભાનતાથી સંયમિત કરી શકાય છે. તેને દિશા આપી શકાય છે. તેની ગતિ ધીમી પાડી શકાય છે. શેના દ્વારા ? તો awareness દ્વારા.
- 9 નો અંક આરંભ અને અંત બન્ને છે. તે આલ્ફા અને ઓમેગા એવા બન્ને બિંદુઓને જોડે છે.
- આ બધા અંકો અચેતન આકાશને ઇથરના આકાશ એમ બન્ને પર કાયમી છાપ પાડે છે. આ દ્વારા તેનો કાયમી પ્રભાવ આપે છે. તેથી જ એમ કહેવામાં આવે છે કે તમારી સહી કે નામ સતત બોલાય અને સતત લખાયા કરે તેટલો પ્રભાવ વધારે. દુકાનનું નામ હોય તો કાર્ડ, જાહેરાત, ચોપાનીઆ દ્વારા પણ
- ઘણા પોતાના નામોમાં સ્વર કે વ્યંજનના નાનકડા ફેરફારો દ્વારા વિશિષ્ટ અને નસીબવંતા ફેરફારો મેળવતા હોય છે. તેથી જ શાસ્ત્ર એમ કહે છે કે નામના અંક કરતા જન્મ તારીખનો અંક વધુ અગત્યનો અને શક્તિશાળી હોય છે. આ અર્થમાં પણ પ્રિય રવીન્દ્રનાથ ટાગોરની જન્મ તારીખ અતિ નસીબવંતા અંક વાળી છે.

7 — 5 — 1861

અરે, તેની સાલનો અંક પણ જ્ઞાન થાય છે.

1 + 8 + 6 + 1 = 16    1 + 6 = 7

આ 9 અત્યંત પ્રભાવશાળી અને સત્વશીલ અંક છે. દા.ત. શ્રીરામકૃષ્ણ પરમહંસની જન્મતારીખ

18 —9—1836

તો બધાનો અંક 9 થાય છે.

તારીખ 1 + 8 = 9

મહિનો 9

સાલ 1 + 8 + 36 = 18 1 + 8 = 9

જ્યારે શ્રી રામકૃષ્ણના નામનો અંક 7 થાય છે અને કલકત્તાનો પણ 7. આ કલકત્તાનો સાત અંક શ્રી ટાગોરમાં પણ પ્રભાવશાળી રહ્યો છે.

- અટક, ખિતાબો, તખ્ખલુસો કે એવા વધારાઓના અંકો એ સહાયકારી છે. તેને લીધે પ્રબળતામાં વધ-ઘટ થાય છે. આ સંદર્ભમાં આધુનિક સમયના બુદ્ધ શ્રી જે. ક્રિષ્ણમૂર્તિનું દ્દષ્ટાંત તપાસવા જેવું છે.

| Jiddu | Krishnamurti |
|---|---|
| 11446 | 221355146241 |
| 16 | 36 |

1 + 6 = 7

3 + 6 = 9

પાછો 7 + 9 = 16 1 + 6 = 7

- આમ તો અંકોનો અભ્યાસ આપણી શક્યતાઓ, ક્ષમતાઓ અને નિર્બળતાઓનો અભ્યાસછે.
- નામ અને અટકના અંકોનો સરવાળો Single Key number અને compound keynumber. આપે છે. અગાઉ જે. ક્રિષ્ણમૂર્તિના દ્રષ્ટાંતમાં જોયું જેમાં

16 + 36 = 52 Compound Key number છે. અને

5 + 2 = 7 Single key number છે.

એક આશ્ચર્ય એ પણ છે કે સમકાલીન સંગઠનોમાં Occult વિજ્ઞાનમાં સૌથી વધુ સંશોધનો અને અભ્યાસો થિઓસોફિસ્ટોએ કર્યા અને જે. ક્રિષ્ણમૂર્તિ એક અવસ્થાએ થિઓસોફિસ્ટ હતા. તેની એક અદ્‌ભુત વાસરિકામાં તેણે નોંધ્યુ છે કે "દર સાતમું દરીયાઇ મોજું મોટું હોય છે." આવી અંકોની વાતો હચમચાવી નાખનારી હોય છે.

- તૂલ - શાસ્ત્રમાં કોઇ લકી નંબર હોતા નથી. બધા કર્માંકો હોય છે.
- 4 અને 8 ના અંકોમાં સૌથી વધુ ક્ષમતા અને શક્યતા છે - સતત દેખાવની તેથી જ તેમને "numbers of Fate" કહયા છે.
- ચાલ્ડીઅન પરંપરા મહિનાના નામનો અંક ગણતી નથી પણ તેનો ક્રમિક અંક ગણતરીમાં લે છે એટલે કે માર્ચનો 3 અને જુનનો 6 એ રીતે.
- એક નિયમ "rule zebra" તરીકે ઓળખાય છે. જેમાં તારીખ, મહિનો અને સાલનો સરવાળો કરવાનો હોય છે અને અસરો જોવાની હોય છે. અલબત આમાં બધા અંકોનો

સરવાળો કરવાનો નથી. બધા અંકોના (જન્મ તારીખ, મહિનો અને સાલના) Single Key numebr નો સરવાળો કરવાનો હોય છે.

દા. ત. શ્રી રજનીશજી (ઓશો) ની તારીખ :-

11—12—1931

તો તેમાં rule zebra દ્વારા નીચે પ્રમાણે ગણી શકાય છે.

12 ડિસેમ્બરબારમોમહિનો

11 તારીખ

1931 સાલ

આબધાના Single keynumber નીચે પ્રમાણે થશે.

12 = 1 + 2 = 3
11 = 1 + 1 = 2
1 + 9 + 3 + 1 = 14 1 + 4 = 5
3 + 2 + 5 = 10 Compound key number
1 Single key number

- પરંપરાગતતૂલશાસ્ત્રમાં "Compatible" અંકોની વાત (અમુક અંકો અમુક અંક સાથે મેચ થાય) પર અતિ આધાર ન રાખવો, તેમ કહે છે, તે બહુ વિશ્વસનીય પદ્ધતિ નથી.
- બ્રહ્માંડ પરની દરેક વસ્તુ અને વ્યક્તિને પોતાનો અંક છે.
- ઘણીવાર Positive અને negative એવા બે શબ્દપ્રયોગ આવે છે. જેનો હકારાત્મક અને નકારાત્મક એવો અર્થ લેવાનો નથી પણ :
  Positive : શારીરિક અને શક્તિશાળી (હકારાત્મક) પાસાઓ અને ગુણો
  negative : માનસિક પાસાઓ અને (નકારાત્મક) ગુણો.
- Compound number એ પેલો કર્મો દ્વારા સર્જાતો રહસ્યમય ઊર્જાનો પ્રવાહ છે, જે વ્યક્તિનો ઉપયોગ સાધન તરીકે કરે છે.
- Single number ને ઘણા Fadic કે individuality number તરીકે પણ ઓળખે છે.
- 1 થી 9 પાંચ વખત વપરાય ત્યારે 9 X 5 = 45 આવે છે ત્યારે તેમાં રહસ્યમય 7 ઉમેરવામાં આવે છે જેથી અંક 52 બને છે. જે વરસના 52 અઠવાડીઆનો અંક છે. આખરે આ 52 X 7 એટલે 364 દિવસ તે બધા 365 મો દિવસ વરસનો ઉત્સવ દિવસ રાખતા. આ 365ના પાછા 12 રાશિના વિભાગો પણ પડે છે. કેવી જબરદસ્ત પ્રજા હશે !
- જીવનમાં જ્યાં અને જ્યારે અંકો સાથે કામ પાડવાનું આવે અને પસંદગીની તક હોય ત્યાં અને ત્યારે જન્મ તારીખ અને નામના અંકો સાથે સુસંવાદિત અંકો મેળવવા. જેને vibration કે resonance જેવા શબ્દો દ્વારા સમજાવી શકાય.

- કિરો એમ માને છે કે :
  જન્મ તારીખનો અંક વ્યક્તિગત વિગતો માટે, મહિનાનો અંક સામાન્ય વિગતો માટે, સાલનો અંક વ્યક્તિ પાછળના કર્મોના પ્રવાહ અને તીવ્રતાની વિગતો. તેમની પ્રમાણે અંકો અંગે બે તત્વજ્ઞાન અસ્તિત્વ ધરાવે છે. પ્રાચીન ચાલ્ડીઅનનું અને ત્યારબાદ પાઇથાગોરસનું. અલબત ઘણી વિગતો કાળના પ્રવાહમાં ખોવાઇ ગઇ, કારણકે પ્રાચીન ખ્રિસ્તી ચર્ચ આવી Occult વિગતોને "work of the devil" ગણતાહતા.

આ વિગતો દ્વારા આપણી સ્વની અને અન્યની ખોજ વધુ સ્પષ્ટ અને સુરેખ બને છે. આ જ્ઞાન અને માહિતીની ક્ષિતિજો પણ અતિ વિસ્તૃત છે. દા.ત. જીવનમાં આપણી આસપાસ પથરાયેલાં સ્થળો, રસ્તાઓ મકાનો, શેરીઓ, વાહનો, શાળા - કોલેજો, ફોન, બેન્કના ખાતાઓ વગેરેના અંકો તપાસીએ. આપણી સાથે અનેક સ્તરે અને ક્ષેત્રોમાં જોડાએલી વ્યક્તિના અંકો તપાસીએ. બધા અંકોના પ્રભાવ નજરમાં રાખીએ. તેમાંથી જ્ઞાન અને ડહાપણ બન્ને આવશે. આ દ્વારા રંગો અને રોગો વિશે પણ જાણકારી મેળવી શકાય છે. આ બધી વિગતો જીવતરને દિશા આપે છે અને વિકાસને ગતિ આપે છે.

હવે આપણે બન્ને અંકોની વ્યાખ્યાઓ અને તેનાં લક્ષણો જોઇએ. અલબત તેની વિસ્તૃત ચર્ચા કરવાને બદલે આપણે લક્ષણો દર્શાવતા શબ્દો પર જ ધ્યાન કેન્દ્રિત કરીશું. જે અંકની વિશિષ્ટતા દર્શાવવા માટે પૂરતા હશે. પ્રાચીન લખાણો, ટેરોટ (Tarot) ચાલ્ડીઅન - હિબ્રુ કાબાલા વર્ણનોમાંથી આ શબ્દો લેવામાં આવ્યા છે. અર્થઘટન વ્યક્તિલક્ષી પણ હોઈ શકે, પણ પ્રાચીન રૂપરેખાના આધારે શબ્દો લેવામાં આવે તો અર્થઘટન વધુ વિશ્વસનીય બને. અતિ પ્રાચીન ચાલ્ડીઅન પ્રજા આવી અનેક રહસ્યમય કલા અને પદ્ધતિઓમાં નિષ્ણાત હતી. તે વારસો હિબ્રુ - કાબાલા ના હાથમાં આવ્યો. આજે તો ઘણી વિગતો નષ્ટ થઈ છે. છતાં તે એટલી જ અસરકારક પદ્ધતિ રહી છે.

(1) અંક - ૧

- શ્રેષ્ઠતા કે ગૌરવનો ભાવ
- બાળકો પ્રત્યે લગાવ
- અતિ હુંફાળા અને સ્નેહાળ
- અજાણ્યા સાથે ઓછું ભળનારા
- સર્જનશીલ અને જનકલ્યાણકારી
- નિયામક અને સંગઠનકાર
- મૌલિક શોધક, સંકલ્પવાન
- સ્વતંત્રતા પ્રેમી અને અતિ ઉર્જાવાન

- વિવેચન કે ટીકા ખાસ ગમતા નથી.
- સત્તા અને મહત્વાકાંક્ષાની પ્રબળભાવના
- પ્રેમ અને સન્માન શોધનારા
- શક્તિશાળી, હિંમતવાન
- ઓછું પણ સચોટ બોલનારા
- શરણાગતી ન લે તેવા મક્કમ
- પ્રામાણિક,અત્યંતવફાદાર
- બૌદ્ધિક – હૃદયની ભાવના ઓછી સમજનારા
- સબળ કાર્યકરો,જન્મજાતનેતાઓ

ક્યારેક તે લોકો :-

- અભિમાની
- સ્વાર્થી,સ્વકેન્દ્રી
- બિનજરૂરીસંવેદનશીલ
- આક્રમક,જક્કી,માલિકીભાવવાળા
- આધિપત્યધરાવનારા,મિથ્યાભિમાની
- તકવાદી
- અતિઉડાઉ

(2) અંક - ૨ :-

- પ્રત્યાઘાતી,સંવેદનશીલ
- મૈત્રીભર્યા,કૌટુંબિક
- આસાનીથીસમજીશકાયતેવા
- આગતા – સ્વાગતા કરે તેવા
- સુખ – સગવડ ગમે
- આત્મબલિદાનનીભાવનાવાળા
- સ્વપ્નશીલ,કલ્પનાશીલ
- રૂઢિવાદી,શંકાશીલ

- સપાટીપરબદલનારા
- અંદરથી વધુ સ્થિર અને શાંત
- રંગીનમિજાજ,કલાકાર
- અજાણભયથીડરનારા
- રહસ્યમયીઅંતસ્ફૂરણાવાળા

ક્યારેક તેઓ :-

- સ્ત્રૈણ અને નિષ્ક્રિય
- અસ્થિર અને અધીરા
- શરમાળ,સ્વભાવની ભરતી ઓટ અનુભવનારા હોય છે.
- અત્યંત શંકાશીલ અને ભયભીત
- જુગાર અને તકો ગમે નહિ.
- અતિશયસલામતીનીચિંતારાખનાર
- અતિશયવિસંગતવ્યક્તિત્વ
- વ્યવહારુપણાનોઅભાવ

(3) અંક ૩ :-

- પ્રત્યાયનઅનેઅભિવ્યક્તિનામાણસો
- ખેલદીલઅનેસમૃદ્ધહાસ્યવૃત્તિવાળા
- અભિનેતા,કલાકાર,તત્વજ્ઞાનનુંમિશ્રણ
- આશાવાદીઅનેઉદાર
- બધી વસ્તુઓ અને વ્યક્તિઓ પ્રત્યે આનંદી વલણ
- અન્યને ખુશ રાખવા અને ખુશ થવું, તે જીવનમંત્ર ગણનારા
- સુખ અને મજા શોધનારા
- દીર્ઘદ્દષ્ટા અને સ્વાતંત્ર્ય પ્રેમી
- ગતિ અને પ્રવાસના શોખીન
- સામાજિકઅનેધર્મપ્રેમી
- આદર્શવાદી,ઉચ્ચકેળવણીલેનાર

- બધા ક્ષેત્રોમાં અંતિમ સત્યના આગ્રહી
- જેની સાથે છેતરપિંડી કે જૂઠાણું ન ચાલે
- જેમને સતત કશાકની શોધ છે.
- શાશ્વતવિદ્યા-શોધક,જ્ઞાન શોધક
- આક્ષેપવાદીઅથવાનાસ્તિક
- પ્રાણીપ્રેમ
- સમાજના પછાત અને શોષિત પ્રત્યે પ્રેમ
- ગંભીર કેઅસામાન્ય સ્વપ્નો,હેતુઓ અને મહત્વાકાંક્ષાવાળા
- અન્યને હાથમાં રાખી શકે તેવા
- વ્યવસ્થા અને શિસ્તના આગ્રહી
- અંતરાત્માવાળા

કયારેક તેઓ :-

- બિનજવાબદાર
- અવ્યવહારુ
- સરમુખત્યારજેવા
- અતિશયોક્તિનીટેવવાળા
- દેખાડાનીવૃત્તિ
- અન્યનોઆત્મવિશ્વાસતોડેતેવા
- ક્યારે અટકવું તે ન ખબર હોય તેવા
- મિથ્યાભિમાની
- દંભી,ઉડાઉ,સ્વકેન્દ્રી

(4) અંક - ૪

- પદ્ધતિઅનુસરનારા,વ્યવસ્થિત
- ભરોસાપાત્રવ્યવસ્થિત
- એક જ ટેવને અનુસરનારા
- વલણો નિશ્ચિત હોય તેવા

- હિચકિચાહટ વગરના
- વફાદાર, મહેનતુ, ઉત્સાહી
- ધૈર્યવાન, શાંત, સહિષ્ણુ
- સુરેખ ને વિકસિત વ્યક્તિત્વવાળા
- વિચારો અને આદર્શોમાં અતિ આધુનિક
- બિન પરંપરાગત આચાર અને વાણી
- સાચી મૈત્રી કરનારા
- વર્ગભેદ, જાતિભેદમાં ન માનનારા
- જીવો અને જીવવા દો ના સિદ્ધાંતોમાં માનનારા
- આદેશો અને નિયમો સામે મૂળથી જ બળવાખોર
- સામાજિક સુધારકો

<u>ક્યારેક તેઓ :-</u>

- ડંખીલા, ખોટી રીતે સંવેદનશીલ
- એકલવાયા, ઉદાસ, નિરાશ
- બહુ ઓછા મિત્રો
- મિત્રોને પણ તેમની સાચી ઓળખાણ ન હોય તેવા
- દરેક માટે કોયડા જેવા
- વાણી, વિચાર, આચાર આઘાત પમાડે તેવા
- પરિસ્થિતિ સાથે પરિવર્તન ન પામનારા
- કલ્પનાઓમાં જીવનારા

(5) અંક - ૫ :-

- બહુમુખી પ્રતિભાઓ
- સમૃદ્ધ હાસ્યવૃત્તિ
- તથ્યો અને સત્યો ઝડપથી સમજનારા
- પરિભ્રમણ કરતું સાહસિક મન
- ફળદ્રુપ વિચારોવાળું મગજ

- અતિશયગતિવાળુંમન
- જીવંત,ઉર્જાવાનમગજ
- સતતપરિવર્તનપામનારા
- સ્વતંત્રમન અને હૃદય ધરાવનારા
- દેશ્યો અને મિત્રો બદલાવતા રહેનારા
- એક જ વસ્તુને કાયમ વળગનારા -- સ્વતંત્રતાને
- ગતિ, ખોજ, પ્રવાસ ને ચાહનારા
- રહસ્ય ન સંતાડી શકે તેવા
- સતતબોલનારા,લખનારા
- હાસ્યને બદલે તથ્યો - સત્યોથી આકર્ષનારા
- અનુભવો અને સિદ્ધિ ઝંખનારા
- ભૂલકણા ખરા પણ દગાખોર નહિ
- સૂઝવાળાઅનેપ્રતિભાવાન
- બુદ્ધિશાળીઅનેપ્રત્યાયનનાહોશિયાર
- આકર્ષકરીતભાતવાળા
- ક્ષતિઓ અને ભૂલો તરત જ જોઇ શકનાર
- અતિવિવેચનશીલઅનેતેજસ્વી
- સતર્ક,ઉત્સાહી,આનંદી
- અતિન્દ્રિયઅનેપરામનોવિજ્ઞાનમાંરસલેનાર
- અતિસ્થિતિસ્થાપકદૃષ્ટિકોણધરાવનારા
- બધી જ બાબતોમાં પ્રવાહી કે અસ્થિર
- આસાનીથીમિત્રોબની જનાર
- આઘાતમાંથીઝડપથીબહારનીકળનાર

<u>ક્યારેક તેઓ :-</u>

- ખિન્નમનોવિકૃતિમાંચાલ્યાજનાર
- ઉતાવળા, ચીડીઆ, ગુસ્સે થઈ જાય તેવા

- ઓછા બુદ્ધિશાળીઓ સાથે ઝડપથી ગુસ્સે થઈ જનારા
- અતિશય થાકસાથે જીવનારા
- વધારેપડતા ટીકાખોર
- અસ્થિરતાને ઉત્તેજના શોધનારા
- સ્થિરતાનોઅભાવ
- કૃત્રિમ,છીછરા

(6) અંક ૬ :-

- શાંતિપ્રેમી,નિરાંતજીવના
- ભરોસાપાત્રસ્થિર
- સલામત અને આસાન જીવન પસંદ કરનારા
- સંઘર્ષોનિવારનારા
- દૈનિક ને શાંત જીવનથી રાજી
- ઘર અને સલામતી ઝંખનારા
- ખૂબ જ સરસ સ્મૃતિશક્તિ
- કરુણાવાનઅનેભક્તિભાવવાળોસ્વભાવ
- સ્ત્રૈણગુણો ધરાવનારા
- કુટુંબજીવનનાપ્રસંશકો
- કલાત્મકવલણોધરાવનારા
- પ્રેક્ષકો કે શ્રોતા શોધનારા
- સમૃદ્ધિઅનેસગવડોનાશોખીન
- વ્યક્તિત્વમાંચુંબકધરાવનારા
- આદર્શઅનેરંગીનતાનાસમન્વયવાળો પ્રેમકરનારા
- સૌન્દર્યનાકદરદાન,સમન્વયવાદી
- ફરજ પાલન કરનારા
- પ્રતિભા, ક્ષમતા, વારસા દ્વારા સંપત્તિ મેળવનારા
- પ્રકૃતિપ્રેમી

<u>ક્યારેક તેઓ :-</u>

- ઇર્ષ્યાળુમાલિકીભાવ
- ન ગમે તેવા
- કુરૂપતા ન સહન કરે તેવા
- બિનજરૂરીચિંતાકરનારા
- દીર્ઘદ્દષ્ટિનોઅભાવ
- વર્તમાનમાંઅતિવ્યસ્ત
- એકલા કામ ન કરી શકે તેવી, ગુરૂતાગ્રંથિથી પીડાનારા
- અજાણ્યા સાથે તાણ અનુભવે
- સગવડખાતરઆત્મવિકાસજતોકરનારા

(7) અંક : ૭

- તેજસ્વીઅનેપ્રજ્ઞાવાન
- અસામાન્યઅનુભવોથાય
- અતિવિકસિતમન અને આત્મા
- સપાટીનીઆરપારજોઇશકનારા
- ફળદાયીકર્મોધરાવનારા
- શાંત,નિરપેક્ષ,ચિંતનશીલ
- વિવેકીઅનેસહિષ્ણુ
- વિચારક,તત્વજ્ઞાની,ધ્યાની
- પ્રેરણાઅનેઅંતરસ્ફૂરણાનાચમકારા
- સ્થિર અને વેધક આંખો
- વફાદાર,આદર્શવાદી
- તર્કસંગત
- વહેલા સ્થિર થનાર, ઘરનું ગૌરવ કરનારા
- સેવા - સુશ્રુષાની કરુણા ધરાવનાર
- સમૃદ્ધ આંતર જીવન જીવનાર

- સ્વતંત્રતા પ્રેમી અને મૌન રાખનાર
- આધ્યાત્મિકતામાં ઝબકનારા
- આદર્શનાસ્વપ્નાજોનાર
- પાયાનું કામ કરનારા
- નવા સૈત્યો દૂરથી જોનારા
- વિશ્વભરનુંજ્ઞાનધરાવનારા
- ભૌતિકદૃષ્ટિકોણનોઅભાવ
- વિશ્વ પ્રવાસનીઝંખના કરનાર
- સ્વધર્મ રચનાર અને પાળનાર
- રહસ્યવાદ તરફનું વલણ કે અસામાન્ય સ્વપ્નો જોનાર
- ચમત્કાર કે શ્રદ્ધાથી સાજા કરનાર
- સમગ્ર આધિભૌતિકક્ષેત્રમાં રસ લેનાર
- આધ્યાત્મિકમહત્વાકાંક્ષા
- વેદના પ્રત્યે પ્રજ્ઞાપૂર્ણ દૃષ્ટિ

<u>નકારાત્મક રીતે ક્યારેક તેઓ :-</u>

- એકાકી,સ્વપ્નો જ જોયા કરનારા
- અહંકારી
- માત્રજ્ઞાનનાશોધક

(8) અંક ૮ :-

- અન્યમાટેસર્જાયેલા
- નસીબમાંઆવેલબોજંઉચકનારા
- સિદ્ધિઅનેસફળતામેળવનારા
- શિસ્તનાભારેઆગ્રહી
- નવીનતા કે પરિવર્તન તરફ શંકા રાખનાર
- માત્ર પ્રયત્નોથી પ્રાપ્ત કરનાર
- વિશાળવૈયક્તિકઉર્જાધરાવનાર

- નસીબઆધારિતમહત્ત્વનીભૂમિકાભજવનારા
- દેખાવમાં ઠંડા લાગે
- શોષિત પ્રત્યે અપાર અનુકંપા જીવનમાં મોટી સફળતા કે નિષ્ફળતા મેળવનાર
- મોટા બલિદાનો આપે, શરમાળ અને ઓછું બોલનારા
- ક્યાંક પહોંચવાની પ્રબળ ઝંખના
- જન્મજાતફરજનિષ્ઠાઅનેજવાબદારીભર્યુંવર્તન
- સૂક્ષ્મહાસ્યવૃત્તિ
- પ્રસંગે સપાટી પર દેખાનારા
- પ્રબળ આંતરિક શક્તિ
- પ્રેમાળ મિત્રો અને જાની દૂશ્મનો બનાવનારા

**નકારાત્મક દૃષ્ટિએ તેઓ ક્યારેક :-**

- ન સમજાનારા કે ગેરસમજૂતિના ભોગ બનનારા
- હૃદયથીએકલા
- નસીબનાભોગબનનારા
- ચહેરા પર ગ્લાનિ અને નિરાશા
- અધીરાઅનેપ્રત્યાઘાતી
- વિનાશકારી
- નિરર્થક

(9) અંક ૯ :-

- હિંમતવાનઅનેઆક્રમક
- ભૌતિક રીતે સફળ
- શક્તિશાળીઅનેમહત્ત્વાકાંક્ષી
- સક્રિય, જીવંત, ઉચ્ચ સત્વ ધરાવનારા
- હાજરજવાબી
- આદેશદેનારા
- ઘણા જ તંદુરસ્ત

- નિર્ભય અને વિશાળ હૃદયના
- સશક્તઅભિવ્યક્તિ
- નિર્ણાયકકેસંકલ્પવાન દૃષ્ટિબિંદુઓ
- સમાધાનકારીવલણનોઅભાવ
- સર્વસ્વ સ્વીકારનાર કે સમર્પણ કરનાર
- ક્ષમાવાન હૃદય, ડહાપણ ધરાવતું મન
- જીવન આખું લડત આપનાર
- જીવન દ્વારા શિક્ષણ મેળવનારા
- દુશ્મનો પ્રત્યે આળા
- સમયનીઆરપારજોનાર
- સંકુલતાઓ,અભાવ,સરળ
- અન્યનીભૂલોને માફીઆપનાર
- સફળ રીતે સંસ્થા ચલાવી શકનારા
- સ્નેહ અને કરુણા ખાતર ઘસાનારા

<u>ક્યારેક તેઓ :-</u>

- સંઘર્ષ ને ઝઘડાઓમાં વ્યસ્ત રહેનારા
- વાણીઅને વર્તનમાં પ્રત્યાઘાતી
- અકસ્માતનોભોગબનનારા
- જક્કીમનોવૃત્તિ
- ધીમી વ્યક્તિ તરફ ગુસ્સો
- અન્યની ભૂલો તરફ ટીકાત્મક વલણ
- મિત્રો તરફથી ઓછો આદર પામનારા
- મિથ્યાભિમાની
- આત્મવિશ્વાસનોઅભાવ
- આધિપત્યજમાવનારા,સરમુખત્યારો
- ઈર્ષ્યાળુ

આ સાથે જ સીંગલ અંકો સમાપ્ત થાય છે અને કંપાઉન્ડ અંકો શરૂ થાય છે.

**અંક 10**

આને "નસીબ ચક્ર" કહે છે. ચડતી - પડતી, સન્માન - અપમાન શ્રદ્ધા અને આત્મવિશ્વાસ કોઇપણ સ્વપ્ન સાકાર કરે. ઊર્જાવાન અને ક્ષમતાવાન અંક

**અંક 11**

રહસ્યવાદીઓ માટે આ રહસ્યવાદી અંક છે. અશુભ અંક છે. ગર્ભિત ભય અને દગાની ચેતવણી આપે છે. બે વિરોધી ઊર્જાઓ અને ઇચ્છાઓ સૂચવે છે, અને આખરી ત્રીજી ઉર્જા કે ઇચ્છા જીતે છે.

**અંક 12**

મનની ચિંતા અને ઉદ્વેગ સૂચવે છે. અન્યની યોજનામાં બલિ થવાની ચેતવણી આપે છે. બધી પરિસ્થિતિમાં સભાન રહેવાની સૂચના આપે છે. ઉકેલ માટે આંતરખોજ કરો. આ સમય કેળવણીની પ્રક્રિયાનો છે.

**અંક 13**

અશુભ નથી. અસંખ્ય ફેરફારોનો અંક છે. સત્તા અને વિનાશનો અંક છે. અજાણી સત્તાનો ભય સર્જે છે. ઊર્જાનો શુભ ઉપયોગ કરો. નહિતર વિનાશ સર્જાશે. આ પ્રતિભાનો અંક છે. સંશોધકો અને ક્રાંતિનો અંક છે.

**અંક 14**

પ્રાકૃતિક આફતો સૂચવે છે. ગતિ સૂચવે છે આર્થિક લાભની પ્રવૃત્તિ માટે શુભ અંક છે પણ જોખમ અને ભય તેમાં પણ છે. અન્ય સાથે કોઇપણ માધ્યમ દ્વારા પ્રત્યાયન સૂચવે છે. અન્યને ન સાંભળવા, માત્ર અંતરાત્માને સાંભળવો.

**અંક 15**

આ અંક જાદુ, રહસ્યવાદી મહત્ત્વ સૂચવે છે. અલબત્ત શુદ્ધ અને ઉચ્ચ પ્રકારનો આ રહસ્યવાદ નથી. અલબત્ત અંક શુભ છે. કલા - સાહિત્ય માટે સારો અંક શુભ છે. આનો સ્વભાવ નાટકીય છે. અંક સાથે અનેક શુભ શક્યતાઓ અને ક્ષમતાઓ જોડાયેલી છે.

**અંક 16**

અશુભ અને અકસ્માત અંગે ચેતવણી આપતો શુભ અંક છે. કોઇનું પ્રચંડ પતન સૂચવે છે. સત્તાધારીની પતનની કે નસીબના ફટકાની શકયતા વધારે. દા.ત. અબ્રાહમ લિંકનને 16 થતો હતો.

### અંક 17

આ અંક શુભ, પ્રેમ, પ્રકાશ, અધ્યાત્મ વગેરે સૂચવે છે. અતિ પવિત્ર અંક છે. તે શાંતિ અને સ્વસ્થતાનો અંક છે. તેના નામની પ્રતિષ્ઠા અમર બનશે તેવું પણ સૂચન કરે છે.

### અંક 18

આ અંકનું અર્થઘટન મુશ્કેલ ગણાય છે. આ અંક અધ્યાત્મને ગળી જતો ભૌતિકવાદ સૂચવે છે. સામાજિક ઉથલપાથલ, યુદ્ધો, ક્રાંતિ, દગો, છેતરપિંડી વગેરે સૂચવે છે. તે સિવાય પંચમહાભૂત તત્ત્વોનો અકસ્માત સૂચવે છે. બધા જ વ્યવહારમાં અતિ સંભાળ લેવાની જરૂર છે.

### અંક 19

આ અંક અતિ શુભ, ફાયદાકારક અને ભવિષ્યનો આશાવાદ સૂચવે છે. તેથી જ તેને સૂર્ય કહ્યો છે. બધા જ વ્યવહારમાં સુખની ખાતરી આપે છે.

### અંક 20

આ જાગૃતિ અને સભાનતાનો અંક છે, જેમાં વ્યક્તિ ઊર્ધ્વ ગતિ પામે છે. નવો હેતુ, ધ્યેય, આયોજનનું સૂચન કરે છે. જે આધ્યાત્મિક પરિમાણ વિકસાવવાથી પામી શકાય છે. વિશાળહેતુનુંઆહ્‌વાનકરેછે.ધીરજઅનિવાર્યશરતછે.બદલાહટલાવવાનીક્ષમતાવાળો અંક છે.

### અંક 21

આ અંકસિદ્ધિ,સમૃદ્ધિ, પ્રતિષ્ઠા અને વિકાસનો છે. લાંબી લડત પછીનો વિજય સૂચવે છે. ગમે તેવી પરિસ્થિતિ બાદ ગત કર્મોનો સારો બદલો મળે છે – અંતે વિજય સ્વરૂપે.

### અંક 22

આ ચેતવણીનો અંક છે. જે ભ્રમ અને વિભ્રમ સૂચવે છે. એક ભલો માણસ જે ભ્રમ અને સ્વપ્નમાં જીવે છે, અને ક્યારેક ભય વચ્ચે જાગી જાય છે. આ અંક ભૂલ ભરેલો નિર્ણય સૂચવે છે. વ્યક્તિએ સજાગ રહેવાની જરૂર છે. આધ્યાત્મિક આળસ ખંખેરવાની અતિ જરૂર છે.

### અંક 23

ભવિષ્યનાસંદર્ભમાંસફળતાનીખાતરીઆપતોઅંક.આ વ્યક્તિને ઉચ્ચ દરજ્જાની વ્યક્તિ દ્વારા રક્ષણ પણ મળે. આ તેને અગાઉના કર્મોનો બદલો મળે છે. નસીબવંતો અંક.

### અંક 24

ભવિષ્યના કાર્યના આયોજનમાં સફળતાની ખાતરી આપતો અંક. પ્રેમ દ્વારા કે વિજાતીય મિત્ર દ્વારા કાંઇક પ્રાપ્તિ, રોમાન્સ કે કલા દ્વારા સિદ્ધિ, સ્વાર્થ કે આનંદમાં અંધ

બનીને અભિમાન ન કરવું. બધા ક્ષેત્રમાં અતિ નિવારવું.

### અંક 25

વ્યક્તિ અને વસ્તુના નિરીક્ષણમાંથી પ્રાપ્ત થતી અનુભવની દૃષ્ટિનો લાભ પ્રાપ્ત થાય. અતિ નસીબવંતો અંક નથી, કારણ પ્રાપ્તિ અનેક આકરા સંઘર્ષો અને પરીક્ષાઓ બાદ વિવેક અને આધ્યાત્મિક ડહાપણ પણ આવે છે.

### અંક 26

સંબંધો, અટકળો, ભાગીદારી, સંઘો, ખોટી સલાહો દ્વારા આવતી આફતોની એંધાણી આપે છે. મહત્ત્વાકાંક્ષા કે ભવિષ્યના આયોજનમાં પછડાટ આપે. ભવિષ્ય માટે બચાવો નહીતર નિરાશ થશો.

### અંક 27

આ અંક સત્તા, રૂઆબ અને આદેશની ખાતરી આપે છે. સર્જનાત્મક બુદ્ધિના ફાયદાઓ મળશે. નસીબવંતો અંક ગણાય છે.

### અંક 28

આ અંક વિરોધાભાસ દર્શાવે છે. ઘણી ક્ષમતાઓ અને શકયતાઓ કયારેક હોય છે. અને ઓચિંતા ચાલી જાય છે. અન્ય પર વિશ્વાસને કારણે, વિરોધ અથવા વ્યાપારમાં સ્પર્ધાને કારણે અથવા કાયદાને કારણે ઘણું ગુમાવવું પડે. એક જ યાત્રા અનેક વખત કરવી પડે.

### અંક 29

આ કમનસીબ અંક છે. આ કમનસીબી અનિશ્ચિતતા, દગો, છેતરપિંડી, અજ્ઞાત ભય, ખોટા મિત્રો, વિજાતિય મિત્રો વગેરેને લીધે આવે છે. અગાઉના અનેક જન્મોનો કર્મોનો બોજો આ વ્યક્તિ પર છે. આની સામે શ્રદ્ધા, આત્મવિશ્વાસ, ઉર્જા અને આશાવાદી બની રહો.

### અંક 30

અન્ય કરતા આત્મનિરીક્ષણ અને ચિંતન મનનમાં બૌદ્ધિક રીતે ચડીઆતો અંક છે. આ વ્યક્તિ ભૌતિક બાબતો પ્રત્યે અનાસક્ત છે. વિચાર એ તેમનું બંધારણ છે. તેઓ એકાંતપ્રિય છે. સામાજિક ઉત્સવો એ તેમની ગમતી જગ્યાઓ નથી.

### અંક 31

અગાઉના 30 કરતા પણ વધારે એકાંતપ્રિય અંક છે. દુન્યવી રીતે સદનસીબ અને સફળ નંબર નથી. શાંતિ અને એકાંત માટે દુન્યવી સફળતા પણ નકારે. ટોળામાં પણ એકાંતના ગીતો ગાનારો.

## અંક 32

રાષ્ટ્ર અથવા પ્રજા સાથે જોડાતો. આ અંક અતિ ચમત્કારિક શક્તિ ધરાવે છે. સ્વ-અભિપ્રાયને વળગી રહે તો અંક નસીબવંતો બની રહે. નહીંતર અન્યની મૂર્ખાઇઓ તેના આયોજનને નષ્ટ કરી શકે. અતિ પ્રભાવશાળી વાચા, પ્રત્યાયન શ્રેષ્ઠ કરી શકે.

## અંક 33

આ અંકમાં સ્વ-ઊર્જા નથી, તેથી 24 જેવો જ અર્થ ધરાવે છે. અલબત મૌલિકતા, પ્રેમ, સર્જનાત્મકતાની શાંત ઊર્જા છે. તેઓ સરસ માણસો છે.

અંક 34 નો 25 જેવો જ અર્થ છે.

અંક 35 ને 26 જેવો જ અર્થ છે.

અંક 36 ને 27 જેવો જ અર્થ છે.

## અંક 37

પ્રેમમાં સરસ અને સદનસીબ મૈત્રીની શક્યતા છે. ગમે તેની સાથેના વિજાતીય સંબંધો ફાયદાકારક છે. સંબંધોમાં ઘણી પ્રાપ્તિની શક્યતાઓ છે.

અંક 38 નો 11 અને 29 જેવો જ અર્થ છે.

અંક 39 નો 30 જેવો જ અર્થ છે.

અંક 40 નો 31 જેવો જ અર્થ છે.

અંક 41 નો 32 જેવો જ અર્થ છે.

અંક 42 નો 24 જેવો જ અર્થ છે.

## અંક 43

આ કમનસીબ અંક છે. જે અનેક ચડતીપડતી, સંઘર્ષો, નિષ્ફળતાઓ વગેરે સૂચવે છે. સૂચવે છે. અનેક પ્રકારની હતાશાઓની ચેતવણી આપે છે.

અંક 44નો અર્થ 26 જેવો જ થાય છે.

અંક 45 નો અર્થ 27 જેવો જ થાય છે.

અંક 46 નો અર્થ 28 જેવો જ થાય છે.

અંક 48 નો અર્થ 29 જેવો જ થાય છે.

અંક 48 નો અર્થ 30 જેવો જ થાય છે.

અંક 49 નો અર્થ 31 જેવો જ થાય છે.

અંક 50 નો અર્થ 32 જેવો જ થાય છે.

## અંક 51

આ અંક અત્યંત ઊર્જાવાન યોદ્ધા છે. આમાં ઘણો વિકાસ સૂચવે છે. કોઇ પણ પ્રકારના નેતા માટે અતિ નસીબવંતો અંક છે. અલબત જીવનમાં હિંસાની અનેક શક્યતાઓ છે.

## અંક 52

આનો અર્થ અંક 43 જેવો જ થાય છે. ઘણીવાર એમ બને છે કે અંકની સંખ્યા 52 થી વધારે થાય છે. તેવે સમયે નીચેનો કોઠો કામે લગાડવો.

53 - સિંગલ 8 → કંપાઉન્ડ નહીં

54 - સિંગલ 9 → કંપાઉન્ડ નહીં

55 - સિંગલ 1 → કંપાઉન્ડ કિ. અંક - 10

56 - સિંગલ 2 → કંપાઉન્ડ કિ. અંક - 11

57 - સિંગલ 3 → કંપાઉન્ડ કિ. અંક - 12

58 - સિંગલ 4 → કંપાઉન્ડ કિ. અંક - 13

અલબત પ્રાચીનો એમ કહેતા કે જેનો કંપાઉન્ડ કિ અંક 52 થી વધી જાય ત્યારે તેનો અર્થ એ કે તેનો કર્મોનો બોજો (મોટા ભાગનો) ચૂકવાઇ ગયો છે.

આ તૂલશાસ્ત્રના ઉપયોગની ક્ષિતિજો આજે તો ખૂબ વિસ્તરી છે અને આગળ પણ અનંત સુધીની શક્યતાઓ છે. દા.ત.

- વ્યક્તિ, વસ્તુ, દુકાન, ફેકટરી, કારખાના, કંપની વગેરેના નામોના અંકો અગાઉથી વિચારીને કે જરૂરી ફેરફારો કરી વધુ લાભ લઇ શકાય
- વૈયક્તિક જીવનમાં સતત દેખાતાં કે આજુબાજુ ઘૂમરાતાં અંકોનું નિરીક્ષણ કરીને અર્થઘટન કરી શકાય.
- નસીબવંતા અંકો, દિવસ, મહીનો, વરસ વિસ્તાર, રંગ વગેરેની માહિતી મેળવીને વિશિષ્ટ ફાયદાઓ લઇ શકાય.
- રંગો અને રોગો, સંગીત અને અંકોનો સમન્વય કરી વધુ તંદુરસ્ત અને સત્વશીલ જીવન વિતાવી શકાય.
- કઇ શેરી, ગલી, વિસ્તાર, રસ્તો અને શહેર નસીબવંતુ છે તે જાણી શકાય.

આ બધું સચોટ અને સફળ બનાવવા માટે એક અંકોની વિગતવાળી યાદી જેમાં વ્યક્તિની બધી જ વિગતોના અંકો તૈયાર હોય તેવી બનાવવી જોઇએ. અન્ય એક સરસ રસ્તો એ છે કે વિશ્વની પાંચ -દશ જબરદસ્ત પ્રતિભાની વિગતો લઇને તેને મૂલવવી જોઇએ.

## 2. ટેરોટ :- (Tarrot)

સ્વ-ખોજની પ્રાચીન પદ્ધતિઓ તરફ જોઇએ તો એમ લાગે છે કે સ્વ-ખોજ એ માનવીની આદિમ-વૃત્તિ છેઅથવા તો મૂળવૃત્તિ છે. આધુનિક સમયમાં સ્વ-ખોજ વધુ સૂક્ષ્મ બની છે. અથવા તો પ્રવિધિઓ બદલાણી છે. બાકી 'સ્વ'ના બધાંજ તત્ત્વો, સ્વરૂપો, લક્ષણો અને પરિમાણો સમયના ત્રણેય પરીપ્રેક્ષ્યમાં (ભૂત-વર્તમાન અને ભવિષ્ય) જોઇ લેવા તેવી મનોવૃત્તિ બ્રહ્માંડ પર દેખાનારા દરેક માનવીની હોય જ છે.

પ્રાચીન પદ્ધતિઓમાં અનેક પ્રતીકો અને રહસ્યોવાળી સૌથી સચોટ પદ્ધતિ ટેરોટની છે. તેના શોધકો અને સ્થાપકો વિશે અનિશ્ચિતતા પ્રવર્તે છે. વિશ્વના અસંખ્ય occult કે mystical સાહિત્યમાં ટેરોટ અતિ લોકપ્રિય છે અને અતિ રહસ્યમય પણ છે. એલેક્ઝાન્ડ્રીઆના સૌથી પ્રાચીન અને સૌથી વધુ સમૃદ્ધ એવા ગ્રંથાલયમાંથી આપણને પેપીરસ મળી આવે છે. તેમાં 78 અન્ય ટેબ્લેટસ પણ મળી આવે છે. જે ઇજિપ્તની હિરોગ્લીફીક પ્રતો છે, એમ દંતકથા કહે છે. માટી અને લાકડા પર જોવા મળતી આ સંજ્ઞાઓ અને પ્રતીકોમાં જ આ રહસ્યમય ભવિષ્ય ભાખતી પદ્ધતિના મૂળ છૂપાયેલા છે. આના ચિત્રો અને અંકો ધાતુ, ચામડા, માટી અને પૂંઠા પર લખેલા જોવા મળે છે આની શરૂઆત ઇજિપ્તમાં થઇ એમ કહેવાય છે. ઘણા એમ માને છે, જિપ્સીઓએ કરી. અલબત્ત પત્તાના કાર્ડના સ્વરૂપે 14મી સદીથી યુરોપમાં દેખા દીધા. આમાં ઇજિપ્ત અને પર્શીઆની અસર દેખાય છે. આના ચિત્રોમાં ધર્મ, તત્ત્વજ્ઞાન, રહસ્યવાદ, ખગોળ વગેરે જેવા અનેક વિષયો દેખાય છે. સૌથી વધુ ઉપયોગ સ્પેનીશ જિપ્સીઓએ કર્યો છે. જે રમવામાં અને ભવિષ્યવાણી માટે એમ બે ઉપયોગ કરતા. આજે તો ટેરોટ ને પાર્લર ગેમ (Parlour game) તરીકે પણ લેવામાં આવે છે. આજે પશ્ચિમની કરીઆણાની દુકાનોમાં પણ આવા કાર્ડઝ મળે છે. પણ ટેરોટ જેવા ઘણા પ્રકારો મળે છે. આપણે જે ગંભીર હેતુ માટે વાત કરીએ છીએ તેવા સૌથી પ્રાચીન પદ્ધતિ અનુસરતા કાર્ડઝ ને "Tarrot of Marseilles" કહેવામાં આવે છે. આપણે આ ટેરોટના બાહ્ય સ્વરૂપને સૌ પ્રથમ સમજીએ. ત્યારબાદ તેના હૃદયમાં પ્રવેશીનેઆંતરિકસ્વરૂપઓળખીશું.

બાહ્ય રીતે આ અન્ય પત્તાંની જોડ જેવા જ છે. સંખ્યા થોડી વધારે છે. એક અર્થમાં ટેરોટના 3 ભાગ પડે છે.

1. 14-14 પત્તાંની ચાર હરોળ જેમાં રાજા, રાણી, ગુલામ એવા દરબારી પાત્રો છે. જે દરેકમાં હોય છે. 14 X 4 = 56 આને minor arcana પણ કહે છે.
2. 21 અન્ય કાર્ડઝ જેમાં 1 થી 21 અંકો પણ આપવામાં આવ્યા છે. આમાં અનેકવિધ રહસ્યમય ચિત્રો છે. જેનું અર્થઘટન કરવાનું હોય છે. આને major arcana કહે છે.

3. એક કાર્ડ છે જેનો અંક '0' છે. જે બન્નેને જોડતી કડી છે. તેને "The Fool" કહેવામાં આવે છે.

આ બધામાં મેજર આરકાના સૌથી વધુ વ્યક્તિલક્ષી વિભાગ છે. જેમાં અર્થોના અસંખ્ય સ્તરો છે. પેલા ડુંગળીના પડની જેમ એક પછી એક ઉખેળવાના અને સમજવાના. ક્યારેક એકાદ અંતરસ્ફૂરણાનો ચમકારો તો ક્યારેક તર્ક દ્વારા, ગણિત દ્વારા કે રહસ્યમય મનોવિજ્ઞાન દ્વારા. જ્યારે કોઇ અંગે અર્થઘટન કરી રહ્યા હોઇએ ત્યારે કાર્ડ અને ભવિષ્યવેતા વચ્ચે તાદાત્મ્ય સર્જાય છે. જેને આપણે Synchronicity પણ કહી શકીએ. આવું જ વાતાવરણ કે અભિગમ ચાઇનીઝ પદ્ધતિ આઇ-ચિંગમાં જરૂરી છે. આ પરા-મનોવિજ્ઞાનનો વિસ્તાર છે. ક્યારેક આકાશી દૃષ્ટિ કે સમજનો ચમકારો સડસડાટ મગજમાં પ્રવેશી જાય છે. અને વ્યક્તિ અર્થઘટન પામી જાય છે. સૌ પ્રથમ મેજર આરકાનાનીનીસંખ્યાનાબેપ્રાચીનઅર્થઘટનોજોઇએ.

1. ત્રિકોણની ત્રણ બાજુ એટલે 7 X 3 = 21 વચ્ચે બિંદુ એટલે "0" એટલે "ધ ફૂલ" ચોરસની ચારબાજુ એટલે 14 X 4 = 56

આકૃતિ



આકૃતિ :



આ બન્ને આકૃતિઓ સાથે વિશ્વભરના વિષયો અને તેની દૃષ્ટિઓ જોડી શકાય. આ અર્થમાં ટેરોટ એ "Philosophical abacuss" છે. એક મશીન છે, જે અર્થોનું ઉત્પાદન કરે છે. એવી દૃષ્ટિ આપે છે જે આકૃતિઓ, પ્રતીકો, સંજ્ઞાઓ વગેરે દ્વારા સમજાવી શકાય છે. પણ શબ્દો નાના પડે છે. ટેરોટ એક વ્યવસ્થા કે તંત્ર (System) છે, જે અર્થઘટનો આપે છે. આમાં પ્રાચીન પ્રજાઓના (કાબાલા જેવી) આલ્કેમી (alchemy), મેજીક (Magic) અને એસ્ટ્રોલોજી(Astrology) વગેરે જેવા વિષયો સંકળાયેલા છે. ઘણા એમ માને છે કે પ્રાચીન હરમેટીક વિજ્ઞાન (Hermetic) નું આ સાર-સંકલન છે. ટૂંકમાં ટેરોટ એ વ્યષ્ટિ અને સમષ્ટિના સંબંધો અને સંદર્ભોનો અભ્યાસ કરતું વિજ્ઞાન છે. પ્રાચીન કાળમાં માણસનો ખુલ્લે ખુલ્લો અભ્યાસ અનેકવિધ વિવાદોને કારણે શક્ય ન હતો. શોધકો ભયભીત હતા. તેથીજ આલ્કેમી, મેજીક અને એસ્ટ્રોલોજીની અન્ય પરિભાષાઓ દ્વારા માણસનો અભ્યાસ થવા લાગ્યો. આ અર્થમાં આલ્કેમી આધિભૌતિક ધાતુશાસ્ત્ર છે જે પ્રાણીમાંથી માનવ બનાવે છે. અને શબ્દો વાપરે છે.

કાબાલાઓનો ઇશ્વર "જિઓવાહ"નું ઉચ્ચારણ હિબ્રુમાં ચાર અક્ષરો દ્વારા થાય છે. Yod, he, vau અને He આ ચારનો અનુક્રમે અર્થ નીચે પ્રમાણે થાય છે.

Yod → શરૂઆત કે સક્રિયતાનો સિદ્ધાંત

he → નિષ્ક્રિયતાનો કે જડતાનો સિદ્ધાંત

Vau → સ્થિરતા કે સ્વરૂપનો સિદ્ધાંત

He → પરિણામ કે ઊર્જાનો સિદ્ધાંત

આ વાતને ગ્રીક રહસ્યવાદી "Tetragrammaton" અથવા ચાર અક્ષરનો દિવ્ય શબ્દ તરીકે ઓળખે છે. આ ચાર અન્ય પ્રાચીન વિષયોમાં પણ દેખાય છે.

1. આલ્કેમીમાં → અગ્નિ, જલ, વાયુ અને પૃથ્વી તરીકે.
2. મેજીકમાં → આત્મા કે રૂહના ચાર પ્રકાર તરીકે

અગ્નિમાં → elves

જલમાં → water-spirit

વાયુમાં → sylphs

પૃથ્વી પર → gnomes

3. એસ્ટ્રોલોજીમાં→ ચાર દિશાઓ કે માનવીના ચાર પ્રકાર તરીકે

બળદ, સિંહ, ગરુડ, માનવી - આ ચારના મિશ્રણને ઇજિપ્તવાસીઓ સ્ફિંક્સ કહે છે. ઉપરોક્ત ચાર વિષયોનો સમન્વય ટેરોટમાં થએલો છે. આ ચારનો અંક કાર્ડઝમાં આવે છે. જેને આપણે લાલ, ફૂલી, કાળી અને ચરકટ કહીએ છીએ. 14 X 4 = 56. અંગ્રેજીમાં તેને wans, cups, swords અને pentacles કહે છે. આ દરેક એક તત્ત્વ, એક રૂહ કે આત્મા, એક દિશા કે માનવીનો પ્રકાર અને એક પ્રાણીનો સમાવેશ કરે છે.

તેવી જ રીતે દરેક 14ના સેટમાં

રાજા એટલે અગ્નિ તત્ત્વ (King)

રાણી એટલે જલ તત્ત્વ (Queen)

ગુલામ એટલે વાયુ તત્ત્વ (knight)

પૃથ્વી તત્ત્વ (Knave)

આવી જ રીતે એક્કો = અગ્નિ

દૂડી = જલ

તીડી = વાયુ

ચોક્કો = પૃથ્વી

આ ક્રમ સતત ફરી - ફરી આવ્યા કરે. આ અર્થોના વરસાદમાં અર્થઘટન આગળ વધે છે. કાળો રંગ (wands and swords) એટલે સક્રિયતા, ઊર્જા, શરૂઆત, ઇચ્છા, સંકલ્પ. લાલ રંગ (Cups and pentacles) એટલે નિષ્ક્રિયતા અને જડતા. આવી જ રીતે

wans and cups = Good

Cups and pentacles = Evil

આ રીતે 56 કાર્ડઝ શુભ - અશુભ, સક્રિય - નિષ્ક્રિય, વગેરે સૂચિતાર્થો આપે છે. અગાઉના અર્થઘટનો બરાબર સમજાયા હોય, તો બે મિનિટ આંખો બંધ કરીને તેને આત્મસાત કરી લો નહીંતર સ્વસ્થ ચિત્તે ફરીવાર વાંચો.

હવે આપણે 'મેજર આરકાના'માં પ્રવેશીએ. આ 22 કાર્ડઝને બે પ્રકારના અર્થો છે. એક અંકોના અને બીજી સંજ્ઞાઓ અને પ્રતીકોના. આ બન્ને માટે અસંખ્ય પુસ્તકો પ્રાપ્ય છે. જેમાંનામોટાભાગના "cheap Fantasy and pseudo - mysticism" નાવર્ગીકરણમાં આવે તેવા છે. જે શ્રેષ્ઠ અર્થઘટનો છે. તે Eliphas Levi ના "Transcendental Magic

its doctrine and ritual" જ્યારે osward wirth અને A waite અન્ય લેખકો છે. સામાન્ય રૂપરેખા માટે ઓસ્પેન્સ્કીનો એક લેખ "The symbolism of the tarot" અવશ્ય જોવો જોઇએ. એચ. પી. બ્લાવાટસ્કી ના ગ્રંથો "Secret Doctrine" અને "Isis unveiled" માં પણ હરમેટીક અને મેસોનિક રહસ્યવાદ સાથે આ અંગે વાતો છે. આ લેખકોમાં ડો. પાયુ પણ એક દુર્લભ નામ છે. બધાના અર્થઘટનોમાં વૈવિધ્ય છે અને સત્ય પણ છે કારણ કે ઓસવાલ્ડ વીર્થ કહે છે "symbols are precisely intended to awaken ideas sleeping in our consciousness" પ્રતીકો સ્થિતિસ્થાપક છે તેથી અર્થઘટનોમાં આકાશ જેવડી સ્વતંત્રતા છે. સાથોસાથ સંદિગ્ધતા પણ એટલી જ છે. શબ્દો કરતા તેની શક્યતા અને ક્ષમતા વધારે તે સર્વ સ્વીકૃત સત્ય છે. બધા જ અંશતઃ સત્યથી રાજી છે કારણકે પૂર્ણતઃ સત્ય શબ્દ દેહે અભિવ્યક્ત થઇ શકે તે અશક્ય છે. એ રીતે પ્રતીકો એ પસંદગી નથી પણ લાચારી છે. સૌ પ્રથમ કાર્ડઝના અંકો અને પ્રતીકોનો ક્રમ જોઇએ.

1. The juggler
2. The priestess
3. The empress
4. The emperor
5. The Hierophant
6. Temptation
7. The Chariot.
8. Justice
9. The Hermit
10. The Wheel of Fortune
11. Strength
12. The hanged man
13. Death
14. Temperance (Time)
15. The Devil
16. The Tower
17. The star
18. The moon
19. The sun

20. The Day of the judgement
21. The world
0 The Fool

આ બધા કાર્ડઝનો સ્વતંત્ર અને વ્યક્તિગત અર્થ તો છે જ, પણ તે બધાને અનેક વિધ રીતે જોડવામાં આવે તો પણ તેના અનેક અર્થો નીકળે છે. એક દૃષ્ટાંત જોઈએ, આ રીત ઓપેન્સ્કીએસૂચવીછે.

1 — 0
2 — 21
3 — 20
4 — 19
5 — 18
6 — 17
7 — 16
8 — 15
9 — 14
10 — 13
11 — 12

ઉપરોક્ત જોડીઓનું અર્થઘટન નીચે પ્રમાણે થશે.

(1) **1 - 0 :-**

**જગલર અને ફૂલ :-** એટલે બે છેડા, બે ધ્રૂવ, સમષ્ટિ અને વ્યક્તિ, આરંભ અને અંત, સર્વ શક્તિમાન અને નિર્બળ.

(2) **2 - 21 :-**

**હાઈ પ્રિસ્ટેસ અને વર્લ્ડ :-** પરમ જ્ઞાન અને જગત, સમયની પાર અને સમયના વર્તુળનીઅંદર.

(3) **3 - 20 :-**

**એમ્પ્રેસ અને ડે ઓવ ધ જજમેન્ટ :-** પ્રકૃતિ અને અંતિમ દિવસ, પછીની શરૂઆત, પ્રકૃતિ અને ફરી ફરીને જીવિત થવું.

(4) **4 - 19 :-**

**એમ્પરર અને સન :-** ચાર તત્ત્વો અને સૂર્ય, આંતરિક તત્ત્વ અને બાહ્ય સ્વરૂપ, નિરાકારઅનેસાકાર,અનભિવ્યકતઅનેઅભિવ્યક્ત

(5) **5 - 18 :-**

**હેરોફન્ટ અને મુન :-** ધર્મ અને ખગોળ, બે વિરોધી સિદ્ધાંતો.

(6) **6 - 17 :-**
ટેમ્પ્ટેશન અને સ્ટાર :- વ્યક્તિની સંવેદના અને પ્રકૃતિની સંવેદના, વ્યક્તિનું જીવન અને સમષ્ટિનું જીવન.

(7) **7 - 16 :-**
ચેરીઅટ અને ટાવર :- જાદુઈ અપૂર્ણ જ્ઞાન અને છીછરું ઊર્ધ્વીકરણ કે પતનની તૈયારી, ગતિ અને સ્થિરતા એમ પણ કહી શકાય.

(8) **8 - 15 :-**
જસ્ટીસ અને ડેવીલ, સત્ય અને અસત્ય, શુભ અને અશુભ

(9) **9 - 14 :-**
હરમીટ અને ટાઇમ, સાધક અને સાધ્ય, જ્ઞાન - ડહાપણ અને ધીરજ, પ્રક્રિયા અને પરિણામ

(10) **10 - 13 :-**
વ્હીલ ઓવ ફોર્ચ્યુન અને ડેથ :- જીવન અને મૃત્યુ, ગતિ - જીવંતતા અને સ્થિરતા - મૃત્યુ.

(11) **11 - 12 :-**
સ્ટ્રેંથ અને હેન્ગ્ડ મેન :- શક્તિ અને બલિદાન કે શહીદી, બલિદાન જેટલું મોટું તેટલી શક્તિ વધારે, બધું જ બલિદાન આપે તે સર્વશક્તિમાન બની જાય છે.

આ એક દૃષ્ટાંત છે. એક દૃષ્ટિ છે. આમાં ઘણા 7-7 ની ત્રણ જોડીઓ બનાવે છે. ભારતીય પરંપરાને અનુરૂપ ચિત્રોના અર્થઘટન પણ કરી શકાય. ઘણા મેજર આરકાના ને પણ ઇશ્વર, બ્રહ્માંડ અને મનુષ્યમાં વિભાજીત કરે છે. અને અર્થોને નવી ક્ષિતિજો મળે છે. આમાં ક્રમનો અંક અગત્યનો નથી ગણ્યો પણ પ્રતીકો અને સંજ્ઞા પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું છે. જે નીચે પ્રમાણે છે.

(1) **મનુષ્યમાં :-** 1, 0, 6, 15, 7, 9, 12
જગલર - મેજીસીઅન - માનવતા - સુપરમેન
ફૂલ - વ્યક્તિ
ટેમ્પ્ટેશન - પ્રેમ
ડેવીલ - મેનકાઇન્ડ - અશુભ - પતન
ચેરીઅટ - ભ્રામક ગતિ કે શોધ
હરમીટ - સાચી ખોજ
હેન્ગ્ડ મેન - બલિદાન, અંતિમ પ્રાપ્તિ

આ રીતે, આ જ્ઞાન એ માનવીની યાત્રા છે, ગતિ છે, આ સાત ચહેરાઓ છે. આ

તબક્કાઓછે.

(2) **બ્રહ્માંડમાં :-** 19, 18, 17, 16, 20, 10, 13

સન

મૂન

સ્ટાર

ટાવર-લાઇનીંગ

રીસરેક્સન ઓવ ધ ડેડ - જજમેન્ટ

વ્હીલ ઓવ ફોર્ચ્યુન - જીવન

ડેથ - મૃત્યુ

આ વિચારો અને અનુભૂતિઓનું સૂક્ષ્મ જગત છે.

(3) **ઇશ્વરમાં :-** 2, 3, 4, 5, 14, 11, 8

હાઇ પ્રિસ્ટેસ - જ્ઞાન

એમ્પ્રેસ-સર્જનાત્મક શક્તિ

એમ્પરરર - ચાર તત્ત્વો

હેરા ફ્ન્ટ - ધર્મ

ટાઇમ - શાશ્વતી

સ્ટ્રેન્થ - પ્રેમ, એકતા, અનંતતા

સત્ય - અંત, પાયાનો

આ બધા પરમના લક્ષણો કે ગુણો છે. આખરી મુકામની આ બધી પ્રાપ્તિ છે. હવે આ દૃષ્ટાંતો દ્વારા જે દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે તેમાં પેલા ત્રિકોણ, ચોરસ અને બિંદુની વાત સ્પષ્ટ બને. ભવિષ્યવાણી માટે અનેક પદ્ધતિઓ અસ્તિત્વમાં હતી અને આજે પણ છે. ટેરોટ સાથે પણ અનેક રીતો જોડાયેલી છે. શ્રેષ્ઠ રીત તો એ છે જેમાં જોનાર અને કાર્ડઝ વચ્ચે કશુંક રહસ્યમય અનુસંધાન થાય, કોઇ મનોવૈજ્ઞાનિક તાદાત્મ્ય અનુભવાય, અર્થ કે સમજનો કોઇ ચમકારો થાય. તથ્યો અને વિગતો પડ્યા રહેશે, અને કોઇ પરમ સત્ય પ્રગટ થશે. આ ટેરોટમાં અંકો, ચિત્રો, પ્રતીકો એ બધા તો બારણા પરના ટકોરા છે. તર્ક અને ગણિત એ મીજાગરા છે. પ્રવેશ તો અંતસ્ફૂરણા દ્વારા જ થાય છે. એકાદ કાર્ડ સામે રાખો અને ધ્યાનમાં પ્રવેશી જાઓ. સમયની ત્રણ ડેલીઓ ખુલ્લી થશે. બધું સ્પષ્ટ દેખાશે. આ હેતુસર જ દરેક કાર્ડની સૂક્ષ્મ વિગતો આપવાની ઇચ્છા થતી નથી. તમે જ જુઓ અને તમે જ પામો.

## 3. સામુદ્રિક વિજ્ઞાન-હસ્ત રેખા શાસ્ત્ર :-

વિશ્વભરમાં કે સમગ્ર બ્રહ્માંડ પર બધી જ ભૌતિક વસ્તુઓ અને વ્યક્તિઓએ પરમનું સર્જન છે. અને બધી જ વ્યક્તિઓ અને વસ્તુઓ પર તેના હસ્તાક્ષરો છે. વ્યક્તિ અને

સમષ્ટિ એ બન્ને પર તેણે દોરેલા નકશાઓ છે અને લખેલી વિગતો છે. સવાલ તેને ઓળખી શકે અને અર્થો પામી શકે તેવી પ્રતિભાનો છે. વિશ્વની બધી જ સંસ્કૃતિઓએ આને ઉકેલવાના પ્રયાસો કર્યા છે. વ્યક્તિગત રીતે પણ અસંખ્ય લોકોએ સમગ્ર બ્રહ્માંડમાં પથરાએલી આ વિગતો એકઠી કરવાનો પ્રયત્ન કર્યો છે. શરીર પર અંકાયેલી વિશિષ્ટ સંજ્ઞાઓ, રેખાઓ, પ્રતીકો વગેરેને સમજવાનો આયાસ કર્યો છે. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય એમ બન્ને દેશોમાં આ શાસ્ત્ર ઘણું વિકસ્યું છે. આ આખા શાસ્ત્રનો આધાર તંત્રની સમજ જેવો જ છે કે જેને સાદા શબ્દોમાં પિંડે તે બ્રહ્માંડે એમ કહી શકાય. તંત્ર આ દૃષ્ટિને Microscopic - Macroscopic કહે છે.

પ્રાચીન પૌર્વાત્ય પરંપરામાં આ સામુદ્રિક વિજ્ઞાનમાં પારંગત એવા નામોની લાંબી યાદી "પવન સંહિતા"માં આપી છે. જેમાંના કેટલાક નામો આ પ્રમાણે છે. : સૂર્ય, વ્યાસ, પરાશર કાત્યાયન ગર્ગ, ગૌતમ ભારદ્વાજ, ભૃગુ, અત્રિ, કશ્યપ, બૃહસ્પતિ. આ સામુદ્રિક શાસ્ત્ર એટલે માણસની આકૃતિ પરથી તેને ઓળખવો. માનવીના કપાળ, હાથ અને પગ પર અસંખ્ય રેખાઓ હોય છે. જે આખા જીવનની બ્લ્યુ - પ્રિન્ટ હોય છે. જેના આધારે જીવનનું ચણતર અને ઘડતર થાય છે. જ્યોતિષમાં જેમ ફલિત, ગણિત અને હોરા હોય છે તેવી જ રીતે જ્યોતિષાંગ એટલે કે સામુદ્રિક વિજ્ઞાનમાં કપાળ, હાથ અને પગની રેખા અને આકૃતિઓછે.

આ તબક્કે બે સ્પષ્ટતાઓ કરી દઉં કે Chiromancy અને physiognomy ના આધારોમાં થોડો તફાવત છે.

**Chiromancy :-** જેમાં રેખાઓ આધાર છે.

**physiognomy :-** જેમાં ચહેરાનો આકાર અને દેખાવ આધાર છે.

આની શરૂઆત ભારતથી થઇ અને આજે તો વિશ્વના બધાજ ખૂણામાં પ્રસરી ગયેલ છે. આ શાસ્ત્રે માનવ શરીરને અનેક વિભાગોમાં વિભાજીત કર્યું છે. દા.ત.

- સાત્વિક,રાજસિક,તામસિક
- ઉત્તમ,મધ્યમ,અધમ
- સ્ત્રી-પુરુષ

વિવિધ ગ્રંથોમાં આવા અનેક વર્ગીકરણો આવે છે. આખરે બધાનો આશય એક જ કે માનવીને વધુ ને વધુ પરિમાણોથી ઓળખવો. પરમના શ્રેષ્ઠ સર્જનનો વધુમાં વધુ સાક્ષાત્કાર કરવો. આ વર્ગીકરણમાં નીચેના સાત વિસ્તારો દૃષ્ટિમાં રાખવા જોઇએ. આ દૃષ્ટિબિંદુ પરંપરાગત શાસ્ત્રનું છે.

1. માનવશરીરના પાંચ દીર્ઘ અંગ:-
બાહુ, નેત્ર, નખ, નાસિકાં, મનુ

2. માનવશરીરના ચાર હ્રસ્વ અંગ:-
ગ્રીવા, પ્રજનન, પૃષ્ઠ, જાંઘ

3. માનવશરીરના પાંચસૂક્ષ્મઅંગઃ-
આંગળી, દાંત, કેશ, નખ, ત્વચા, પર્વ

4. માનવશરીરના છ ઉન્નત અંગ:-
કટિબંધ, વક્ષ: ઘ્રાણ, સ્કંધ, લલાટ, કક્ષા

5. માનવશરીરના સાત રક્ત અંગ:-
હાથ, પગ, નેત્ર, નખ, તાળવું, જીભ હોઠ

6. માનવશરીરના ત્રણ વિસ્તૃત અંગો:-
હૃદય, શિર, લલાટ

7. માનવશરીરના ત્રણ અન્ય ગંભીર લક્ષણો:-
સ્વર, સત્વ, નાભિ

આ પૌર્વાત્ય પરંપરાગતની સામે પાશ્ચાત્ય પરંપરાઓ અને અન્ય આધુનિક દષ્ટિબિંદુઓ વધુ વિસ્તર્યા છે. તેઓ નીચેના વિસ્તારોની સૂક્ષ્મ વિગતો નોંધ્યા બાદ વ્યક્તિ વિશે અભિપ્રાય બાંધે છે.

| | | | |
|---|---|---|---|
| ઉંચાઈ | કેશ | માથું | કપાળ |
| ભ્રમર | આંખ | નાક | કાન |
| ચહેરો | ગાલ | હોઠ | દાંત |
| | જીભ | | છાતી |
| અવાજ | તાળવું. | બાહ | ખભાઓ |
| હાથ | પેટ | | આંગળા-અંગુઠો |
| | જાંઘ | | |
| પગ | પગનાનખ | | |

આ વિગતોમાં પણ સ્ત્રી - પુરુષના અન્ય ભેદોની વિગતો પણ તપાસવી જોઇએ. ત્યારબાદવિશ્વસનીયઅભિપ્રાયઅપાય.

ઉપરોક્ત જાણકારી હોવા છતાં પ્રાતઃકાળથી મધ્યાહ્‌ન દરમ્યાન જ જોવો જોઇએ અને રવિ, સોમ, બુધ, ગુરૂ, શુક્રવાર સિવાય ન જોવાય. આ બધામાં પણ હસ્ત નક્ષત્ર હોવું જોઇએ. આ પવિત્રતા એટલે રાખવાની કે આંગળીઓમાં પંચાગુલી દેવીનો નિવાસ હોય છે. આ અર્થમાં જ "સર્વ ખલ્વિદં બ્રહ્મ" કે "ઇશાવાસ્યમ ઇદમ્ સર્વમ્" એ અસ્તિત્વગત બને છે અને

.ૌદ્ધિક નથી રહેતું. આ રીતે હસ્ત રેખાઓ જોવી જોઈએ. અન્યનો હાથ જોતાં પહેલા .ોતાનો હાથ અનેક વિધિઓ દ્વારા સિદ્ધ કરવો જોઇએ.

હસ્તરેખા વિજ્ઞાન માટે નીચેની વિગતો અને વિસ્તારો અતિ સૂક્ષ્મ નજરે તપાસવા .ોઇએ. આ તપાસ પર જ બધા પ્રકારના કથનોની સચોટતાનો આધાર છે. તે અંગો નીચે .માણે છે.

1. હાથનાપ્રકાર
2. આંગળી-અંગુઠા
3. હાથમાંગ્રહોનુંસ્થાન
4. હસ્તરેખાનાપ્રકાર
5. હસ્ત પર અન્ય ચિહ્નો

ઉપરોક્તવિસ્તારોનેવિગતેજોઇએ.

1. **સાત પ્રકારના હાથ :-** અલબત અસ્તિત્વમાં તો જેટલી વસ્તી છે એટલા પ્રકારના હાથ હશે. આ સાતનો અંક તો સામાન્યીકરણનું પરિણામ છે.

અ : **સમકોણ :-** આ પ્રકારનો હાથ કાંડા બાજુએથી અને આંગળીઓના ઉદ્ભવસ્થાનેથી ચોરસ હોય છે. તે સિવાય આંગળીઓના છેડાઓ પણ ચોરસ આકાર સર્જે છે - તેની વિશિષ્ટ લંબાઇને કારણે.

બ. : **ચમસાકાર (spatulate)** :- આ પ્રકારના હાથમાં કાંડા પાસેથી આંગળી વાંકી, વળેલી હોય અને થોડી જાડી હોય છે. હથેળી પાસેથી હાથ અણીદાર લાગે છે.

ક : **દાર્શનિક (Philosophic)** :- આ પ્રકારનો હાથ લાંબો, સુંદર વળાંકદાર અને વચ્ચેથી સહેજ નમેલો હોય છે. પાતળી આંગળીઓ અને લાંબા નખ હોય છે.

ડ : **કલાકાર (Artistic conical)** :- આ પ્રકારના હાથની લંબાઇ - પહોળાઇ સરખી હોય છે અને ઉપરની તરફ પાતળી અને મૂળ પાસે ભરાવદાર અને મોટી હોય છે.

ઇ : **નિકૃષ્ટ (Elementary)** :- આ પ્રકારનો હાથ જરૂર કરતા વધારે જાડો, અને ભદ્દા આકારનો હોય છે. ટૂંકી અને વિચિત્ર આંગળીઓ છે. નખો ટૂંકા અને રેખાઓ ઓછી, અંગુઠો પણ કાંડા સાથે વિચિત્ર રીતે જોડાયેલો હોય છે.

ફ : **આદર્શવાદી : (Idealistic or psychical)** :- આ પ્રકારનો હાથ ભાગ્યેજ જોવા મળતો સુંદર પણ કમનસીબ હાથ છે. આમાં હાથ સુંદર અને લાંબો હોય છે. ઉપર તરફની આંગળીઓ વધારે પાતળી હોય છે, અણીદાર અને

નાજુક હોય છે. નખો લાંબા હોય છે. આંગળી ઉપરથી ક્રમશઃ મોટી થતી જાય છે.

ગ **મિશ્ર (mixed) :-** આ પ્રકારના હાથમાં તેના નામ પ્રમાણે બધાજ છૂટાછવાયાથોનાં લક્ષણો જોવા મળે છે. બધા પ્રકારના હાથોની નાની મોટી વિગતો જોવા મળે છે.

આંગળીઓની ઉંડી વિગતોમાં પૂર્વની પરંપરા ઉતરી છે, તો હાથોની વિગતોમાં પશ્ચિમ. આંગળી અને અંગુઠાના આશરે તેર લક્ષણો નોંધવામાં આવ્યા છે.

2. **આંગળી - અંગુઠા :-** આ પ્રાથમિક તબક્કે આપણે સ્ત્રી અને પુરુષ એવા વિભાગો પાડતા નથી. માત્ર લક્ષણોનો અભ્યાસ કરીએ છીએ.

અ. લાંબા, પાતળા, અણીદાર અને મૃદુ આંગળાવાળી વ્યક્તિ નસીબદાર હોય છે.

બ. અંગુઠો જ્યારે પાતળો અને ગાંઠવાળો, વચ્ચે નબળો અને છેડે ગંઠાયેલો હોય તો વ્યક્તિ લુચ્ચી.

ક. આંગળા ટૂંકા, નાના અને પહોળા અને પાછળના ભાગમાં વાળ હોય તો વ્યક્તિ કમનસીબ

ડ. આંતરખોજીને અંગુઠો સ્થિતિસ્થાપક અને આંગળીઓ નાજુક અને અણીદાર હોય છે.

ઇ. અણીદાર અને પાતળી આંગળીઓ આવેગપૂર્ણ જીવન સૂચવે છે.

ફ. આંગળીઓ વાંકી ચૂંકી અને બંધ કરો ત્યારે પ્રકાશ પ્રવેશી શકે તેવી જગ્યા રહેતી હોય તો સંઘર્ષપૂર્ણ જીવન સૂચવે છે.

ગ. પ્રથમ અને દ્વિતીય આંગળી લાંબી અને અણીદાર હોય અને ત્રીજી અને ચોથી લાંબી હોય ત્યારે જુગારી અને જોખમી વૃત્તિ સૂચવે છે.

ઘ. આંગળી અને અંગુઠા ટૂંકા અને જાડા હોય તો જીદ્દી પ્રકારનો સ્વભાવ હોય છે.

ચ. ત્રીજી અને ચોથી આંગળી વળાંક ધરાવતી અને નાની હોય અને અંગુઠો નાનો અને નબળો હોય-તો તેનો સંકલ્પ પણ નબળો હોય છે.

છ. અંગુઠો નાનો અને આંગળીઓ અણીદાર હોય છે ત્યારે પ્રામાણિકતા, હોંશિઆરી, વફાદારી અને જીવદયા વધારે હોય છે.

જ. અંગુઠો ટૂંકો અને આંગળાઓ ચોરસ હોય તો વ્યક્તિ ટીકાખોર હોય છે.

ટ. અંગુઠો પહોળો અને આંગળાઓ ચોરસ હોય તો વ્યક્તિ ઝઘડાખોર અને ગુસ્સાવાળી હોય છે.

ક. જો આંગળાઓ વાંકા, નાના, ખરબચડા અને એક સરખા કે સપ્રમાણ ન હોય

ત્યારે વ્યક્તિ કમનસીબ હોય છે.

આ વિગતો લંબાવી શકાય છે. પણ ખરી સમજ એ છે કે વિજ્ઞાન કરતાં પણ આમાં સામાન્યીકરણ કરવાની અભ્યાસપૂર્ણ અને નિરીક્ષકની દૃષ્ટિ હોય તો વધુ સચોટતા આવે છે.

3. **હાથમાં ગ્રહોનું સ્થાન :-** શરીર સાથે ગ્રહો અને રાશિઓને જોડવામાં આવ્યા છે. હજારો વરસોથી શરીરની વ્યાધિ, દુઃખ - દર્દ ને ગ્રહો અને રાશિઓની હલન ચલન સાથે સંબંધ છે. આ વિદ્યાને પેરાસેલ્સસ "Medicina adepta" કહેતો. આજે તો આખું Medical astrology નામનું એક વિજ્ઞાન આના આધાર પર જ વિકસ્યું છે. જે તંદુરસ્તી અને માંદગીનો અભ્યાસ કરે છે. દા.ત. પુરુષની તંદુરસ્તીનો આધાર સૂર્ય છે અને સ્ત્રીનો ચંદ્ર છે. આ વાત હઠયોગ પણ અલગ સ્વરૂપે સ્વીકારે છે. કુંડળીની દૃષ્ટિઓ જોઇએ તો ચોથું, છઠ્ઠું અને આઠમું સ્થાન આ જીવન, રોગ અને મૃત્યુ વિશે વાત કરે છે. આ શાસ્ત્ર તો રાશિઓની પાંચ પ્રકારની અસરો નોંધે છે.

1. શરીરના બાહ્ય ભાગો પર
2. શરીરના આંતરિક ભાગો પર
3. હાડકાંના બંધારણ પર
4. રાશિ - તત્ત્વની શરીર - તત્ત્વ પર
5. શરીરના બંધારણને લગતી અસરો

આ બધી અત્યંત રસપ્રદ વિગતો અને સત્યો આપણને દૂર લઇ જાય તે પહેલાં આપણે પાછા ફરીએ. અત્યારે તો આપણે એટલું જ તથ્ય સ્વીકારીએ કે હાથમાં અને રેખાઓમાં દરેક ગ્રહ અને રાશિનું આધિપત્ય હોય છે.

ગ્રહસ્થાનને તેથી પર્વત કે mounts એવો શબ્દ આપવામાં આવે છે. ગર્ભધારણ સમયથી માંડીને જન્મ સમય સુધી વિવિધ ગ્રહો પોતાની અસરો electro-magnetic અને chemical reactions સર્જે છે. જે પિંડના બંધારણ અને પ્રવાહી (Fluid) ને અસર કરે છે. સમાગમ સમયે નીચેની સંયુક્ત અસરો હોય છે.



આ સંયોગ પુરુષ - પ્રકૃતિ, યીન - યાંગ, આકાશ - પૃથ્વી, પ્રજ્ઞા - પારામિતા વગેરે નામથી ઓળખી શકાય છે.ત્યારબાદ

૩ જો મહિનો - ગુરૂ

૪ થો મહિનો - શનિ

૫ મો મહિનો - બુધ

૬ ઠ્ઠો મહિનો - મંગળ

૭ મો મહિનો - ચન્દ્ર

૮ મો મહિનો - કેતુ

૯ મો મહિનો - રાહુ

આ વાત પર્વતના સ્થાનના સંદર્ભમાં સમજીએ. આંગળીઓ નીચે ઉપર ઉઠેલો કે વિકસિતથએલોભાગ mount છે.

દા.ત.

તર્જની નીચે → ગુરૂ

મધ્યમા નીચે → શનિ

અનામિકા નીચે → સૂર્ય

ટચલી નીચે → બુધ

ટચલી નીચેનો વિસ્તાર → મંગળ - ચંદ્ર

તર્જનીનીચેનોવિસ્તાર → મંગળ - શુક્ર

અંગુઠાનીચેનોવિસ્તાર →

ઉપરોક્તમાહિતીના સંદર્ભમાં નીચેના અર્થઘટનો થાય છે.

**1. મંગળ સ્થાન :-**

- ભાઇ - મિત્ર - શત્રુ
- અકસ્માત - રોગ - કષ્ટ - મૃત્યુ

**2. ગુરૂ સ્થાન :-**

- અભિમાન - કિર્તિ
- ભોગ - વિલાસ - શાસન
- વિદ્યાભ્યાસ - હોદ્દો - બુદ્ધિ
- જ્ઞાન - વૈરાગ્ય - સંન્યાસ

- આત્મોન્નતિ

3. શનિ સ્થાન :-

- કલા - કૌશલ્ય - પ્રાવિણ્ય
- વિકાસ - ઉન્નતિ - પદ
- ખર્ચ - કાયદો - પતન

4. સૂર્ય સ્થાન :-

- પ્રિય - સરળતા
- વિદ્યા - યશ - પ્રજ્ઞા - તેજસ્વિતા
- માનસિક રૂગ્ણતા - દેવાળું

5 બુધ સ્થાન :-

- સંતાન - વિવાહ
- પ્રેમ - પ્રજ્ઞા - નીતિ - સુખ
- જ્ઞાન - એકાંત
- વ્યસન - દુર્ગુણો - ગાંડપણ
- આત્માસંબંધી

6. ચંદ્ર સ્થાન :-

- વિશ્વાસી
- કાર્યકુશળ - ધનાઢ્ય
- શાંત
- આત્મઘાતી - તરંગી
- દુ:ખી - ઉદાસ - રોગી

7. શુક્ર સ્થાન :-

- શારીરિકતાકાત
- ખુશી - નિરોગી - ઉન્નતિ
- પ્રેમ - ઇચ્છાપૂર્તિ
- વ્યભિચારી - લંપટ
- અસફળ - નિરાશ

ઉપરોક્ત વિગતોમાં ટૂંકા શબ્દોમાં સારી અને નબળી બન્ને બાજુઓ નોંધી છે. આનો આધાર રેખાઓ પર અને તેની ઉપર જોવા મળતા નિશાનો પર છે.

દા.ત. સીધી રેખા - શુભ

આડી રેખા - અશુભ

નિશાનો - ચિહ્નો -જો રેખા વિકૃત કરે તો અશુભ

**(4) હસ્ત રેખાના પ્રકારો :-**

આપણે અગાઉ અંકોના રહસ્યો જોયા. અહીં પણ તેનો ચમત્કાર જુઓ. જેવી રીતે સાત ગ્રહસ્થાન છે તેવી જ રીતે હાથમાં મુખ્ય સાત રેખાઓ છે.

1. જીવનરેખા (Life line)
2. મસ્તિષ્ક રેખા (Head line)
3. હૃદય રેખા (Heart line)
4. ભાગ્યરેખા (Fate line)
5. સૂર્ય રેખા (Fortune line)
6. સ્વાસ્થ્ય રેખા (Health line)
7. બુધ રેખા (Intuition line)

આ સાત રેખા સિવાય પણ અન્ય રેખાઓ બનતી અને ભૂંસાતી હોય છે. જે નાની રેખાઓ નીકળે છે તે મોટી રેખાઓની શાખા હોય છે. જ્યારે સમય, તંદુરસ્તી, સુખ, શાંતિ અને પ્રસન્નતાનો હોય છે ત્યારે રેખાઓ સુરેખ અને સ્પષ્ટ હોય છે. અન્ય નબળા સમયે રેખાઓ ઝાંખી, નબળી અને વિકૃત હોય છે. એક વિચાર એવો પણ છે કે કર્મોની તીવ્રતા પર રેખાઓની સ્પષ્ટતા અને સુરેખતાઓનો આધાર છે. આ રેખાઓ તો પ્રતિનિધિત્વ કરે છે. તેઓ પ્રતીકાત્મક રીતે તેમની પાછળ રહેલી ઇચ્છાશક્તિ, વિચારશકિત વગેરેનું સૂચન કરે છે. આ મુખ્ય રેખાઓની વિગતો અને અર્થો ટૂંકમાં જોઇ લઇએ, એક રૂપરેખા સ્વરૂપે.

**1. જીવનરેખા :-**

સૌથી મહત્ત્વની રેખા જેના આધારે રોગ, સુખ, દુ:ખ, મૃત્યુ, આયુષ્ય વગેરે જાણી શકાય છે. આ પૌર્વાત્યો માટે પિતૃ કે કુલ રેખા છે. તો પાશ્ચાત્યો માટે જીવનરેખા છે. જીવનની અસંખ્ય મહત્ત્વની ઘટના સ્પષ્ટ રીતે દર્શાવી દે છે. જો આ રેખાઓના આરંભમાં કે અંતમાં સર્પાકારે વળાંક હોય અથવા તેને છેદનારી અન્ય રેખાઓ હોય તો અશુભ બનવાની શક્યતા વધારે છે. આયુષ્ય માટે, આ રેખા જે શુભ સ્થાનેથી નીકળી હોય ત્યાંથી સપ્તવર્ષીય માપદંડ લાગુ પાડવાનો રિવાજ મોટાભાગનાએ સ્વીકાર્યો છે. જેને રહસ્યમયી ભાષામાં "Septenary Law" કહે છે.

2. મસ્તિષ્કરેખા :-

આને અનેક નામોથી ઓળખીએ છીએ. વિચાર, બુદ્ધિ, પ્રજ્ઞા, જ્ઞાન, ધારણા, કવિત્વ, લેખન એવી અસંખ્ય બૌદ્ધિક શક્તિઓનો આધાર આ રેખા પર છે. હાથના મધ્ય ભાગમાં જોવા મળે છે. આ સિવાય એક અગત્યની બાબત એ છે કે તે ત્રણ સ્થાનોને સ્પર્શે છે. જેના નામ મંગળ, ગુરૂ અને જીવન રેખાને સીધી અને સ્પષ્ટ મસ્તિષ્કરેખા અસંખ્ય વિધેયાત્મક ગુણો આપે છે. જે માનસશક્તિ સાથે જોડાયેલા છે. જો તે અલગ અને વિકૃત હોય તો વ્યક્તિ અનેક પ્રકારની અપૂર્ણતાથી પીડાતો હોય છે.

3. હૃદયરેખા :-

ચાર ગ્રહોની ચાર આંગળીઓ નીચે તેનું સ્થાન છે અને મસ્તિષ્કરેખાની સમાંતરે તે હોય છે. આને સ્નેહ કે પ્રેમ રેખા કહેવી જોઇએ, કારણકે જો તે સ્પષ્ટ અને સુરેખ હોય તો વ્યક્તિનો પ્રેમ સાચો, નિષ્ઠાવાન અને ગંભીર હોય છે. જો રેખા મસ્તિષ્કરેખા તરફ નમેલી હોય તો સ્નેહમાર્ગમાં અનેક અવરોધો, ચિંતા, નિરાશાઓ આવે છે. જો રેખા અનેક જગ્યાએથી તૂટેલી હોય તો સ્નેહ કમજોર અને નિરર્થક બને છે. પરિણામ વગરનો બને છે અને આખરે ઉદાસીનતા લાવે છે. આના દ્વારા પણ જન્મ અને આયુષ્યનો ખ્યાલ આવે છે. અલબત આના સોળ અલગ અલગ પ્રકાર છે. હૃદયરેખા અને જીવનરેખા બન્ને એકબીજા સાથે તાત્વિક રીતે જોડાયેલા છે.

4. ભાગ્યરેખા :-

આનો આરંભ મણિબંધમાં થાય છે અને અંત શનિ વિસ્તારમાં આવે છે. આના પરથી જીવનની સ્થિતિનો ખ્યાલ આવે છે. જીવનમાં સુખ-શાંતિ છે કે નહીં તે આ રેખા નક્કી કરશે. ભૌતિક વિગતોનો ખ્યાલ આના પરથી આવે છે.

5. સ્વાસ્થ્યરેખા :-

આ રેખાની હાજરી જ તંદુરસ્તીનો અભાવ સૂચવે છે. જો હોય તો આનો આરંભ જીવનરેખા પાસે થાય છે. અને અંત બુધ વિસ્તારમાં આવે છે. આ રેખાનું અન્ય રેખા સાથેનું જોડાણ કે સમાંતર ચાલવું એ વિવિધ રોગોનું હોવું સૂચવે છે. દા.ત. ભાગ્યરેખા સાથે ભળે તો પટના દર્દો, મસ્તિષ્ક રેખાને મળે તો હૃદય રોગ. આમ તો આ રેખા ન હોય તો ઉત્તમ પણ એક અપવાદ તરીકે જો આ રેખા બુધના વિસ્તાર સુધી જાય તો સ્વાસ્થ્ય સારું રહે છે. તેમ નોંધવામાં આવ્યું છે.

6. સૂર્ય રેખા :-

આ રેખાને ચોક્ક પ્રભાવને કારણે ઘણીવાર Apollo line પણ કહેવામાં આવે છે. આનો આરંભ મણિબંધમાં અને અંત સૂર્ય વિસ્તારમાં આવે છે. સુરેખ હોય તો સૂર્ય જેવી તેજસ્વી સફળતા મળે છે અને જીવન ઉર્જાથી ભરી દે છે. રેખા પર કોઇ પ્રતીક, ચિહ્ન કે

વિકૃતિ હોય તો પ્રતિષ્ઠા હાનિ શક્ય છે.

7. બુધરેખા - પૂર્વચિંતારેખા :-

ઘણીવાર આને દૈવી રેખા પણ કહે છે. આ રેખાનો આરંભ ચન્દ્ર વિસ્તારમાં અને ચન્દ્રકારે અંત બુધ વિસ્તારમાં આવે છે. આ વ્યક્તિ કાળ કે સમયની આરપાર જોવાની ક્ષમતા ધરાવે છે. આવી વ્યક્તિ આધ્યાત્મિક કે અતિ માનસ શક્તિ ધરાવનારી હોય છે. ઘણીવાર પરમ યોગીઓના હાથમાં આવી રેખાઓ જોવા મળે છે.

આ સિવાય અન્ય કેટલીક રેખાઓ નીચે પ્રમાણે છે.

- ગુરૂ રેખા : (Solomon's ring) : ગુરૂ - સ્થાન પર ચન્દ્રકાર હોય છે, જે આધ્યાત્મિક શક્તિ - વિકાસનું કારણ બને છે.
- વિવાહ - સંતાન રેખા :-
- યાત્રા રેખા :-
- વ્યસનની રેખા :-
- ભાઇ - બહેન રેખા :-
- અભિલાષા રેખા :-
- શુક્ર રેખા :- (The girdle of venus) : આ રેખા શનિથી બુધ વચ્ચે હૃદયરેખા ઉપર ચન્દ્રાકારબનાવે છે.
- શત્રુ રેખા :-
- મણિબંધ રેખા :- (The magic Bracelet) આ રેખા પરથી વ્યક્તિનું ધન, ધર્મ, જીવન, મરણ વગેરેની ખબર પડે છે.

આ બધી રેખાઓના સંદર્ભમાં એક સિદ્ધાંત યાદ રાખવા જેવો છે અને તે એ કે જે મુખ્ય રેખામાંથી અન્ય કોઇ રેખા શાખા સ્વરૂપે નીકળે તેને પ્રભાવકારી રેખા (Influence line કહે છે. પ્રભાવનું વર્ષ સપ્તવાર્ષિક ક્રમમાં હોય છે. આ માટે અન્ય ચિહ્નો પણ હોય છે જે પોતાનો પ્રભાવ પાડતા હોય છે. આ ચિહ્નો રેખાઓ ઉપર અથવા વિવિધ ગ્રહોના વિસ્તાર પર જોવા મળે છે. આ ચિહ્નો નીચે પ્રમાણે છે.

- The Star
- The chained line
- The forqed line
- The Feathered line
- The island
- The barred line

- The broken line
- The square
- The spot or point
- The cross
- The circle
- The Triangle
- The Grille

આ સિવાય પણ હાથમાં અન્ય રેખાઓ વગેરે જોવા મળે છે. જેનું પરંપરા અને વિવેકના સમન્વય દ્વારા અર્થઘટન કરી શકાય. આ શક્તિ વધારવા માટે કાલજ્ઞાન મંત્ર પણ આવે છે. આ મંત્ર પર સાધના કરવાથી આ સિદ્ધમંત્ર બને છે. તે સિવાય ખરાબ પ્રભાવો દૂર કરવા માટે સામુદ્રિક શ્રાપ મોચન મંત્ર આવે છે. પરંપરાગત પૌર્વાત્ય મતોમાં આ વિગતો વિસ્તારથી દર્શાવવામાં આવી હોય છે.

પ્રાચીન વિદ્વાનોની સૂક્ષ્મ નજરમાં અનેક નાની વિગતોમાં અંતદષ્ટિથી પ્રવેશવાની સૂઝ હતી. દા.ત. આંગળીઓ અને નખોમાં તેઓએ જબરો અભ્યાસ કર્યો હતો. આંગળી અને નખનો રંગ, આકાર, કદ વ. જાણવું એ જબરદસ્ત સિદ્ધિ ગણાય. આ માટે શાસ્ત્રનું ગણિત, તર્ક અને વિજ્ઞાન આવડવું જોઇએ અને તેની સાથે સમાંતરે અંતર સ્ફૂરણા કે અતિન્દ્રિય ક્ષમતા ભળે તો ચમત્કારિક પરિણામો આવતા હોય છે. બાકી આંગળીઓમાં તિથિ, લગ્ન, રાશિ, ગ્રહ વગેરેની કલ્પના પણ અઘરી છે. તેના બદલે જીવનનું અર્થઘટન તેના આધારે કરવું તે તો ચમત્કાર ગણાય દા.ત.

- આંગળીઓ ઉપર તિથિઓ :-

  કનિષ્ઠમાં ૧, ૬, ૧૧

  અનામિકામાં ૨, ૭, ૧૨

  મધ્યમામાં ૩, ૫, ૧૩

  તર્જનીમાં ૪, ૯, ૧૪

  અંગુઠામાં ૮, ૧૦, ૧૫, ૩૦

- ચાર આંગળીઓ પર બાર રાશિઓ
- આંગળીઓ સાથે દિશાઓને જોડવામાં આવી છે.

  તર્જની - પૂર્વ

  મધ્યમા - ઉત્તર

  અનામિકા-દક્ષિણ

કનિષ્ઠ - પશ્ચિમ

અંગુઠો - મધ્ય - દિશા

આવો સહસંબંધ જોવા માટે સમગ્રનું દર્શન જોઇએ. પ્રાચીન સંસ્કૃતિઓમાં આવું દર્શન જોવા મળતું. આખરે એક વાતનું પુનરાવર્તન કરવાની ઇચ્છા થાય છે અને તે એ કે આ બધી જ પદ્ધતિનો આશય સ્વની ખોજ હતો. જાતને ઓળખી લેવાનો હતો.

## ૪. આઇ - ચિંગ :- (I-Ching)

વિશ્વની કઇ પદ્ધતિ સૌથી વધુ પ્રાચીન એ અંગે પણ સ્પર્ધા છે. ચીનની જ્યોતિષ પદ્ધતિ, આ સ્પર્ધાનો અત્યંત સબળો ઉમેદવાર છે. એ અલગ વાત છે કે તેને પણ સસ્તી પાર્લર ગેમ બનાવી નાખવામાં આવી છે. પ્રાચીન ચીનના તાઓ (પંથી કે વાદી ન લખવું જોઇએ) આ પદ્ધતિના શોધનારા ગણાય છે. આ તાઓ આજે તો એક જબરદસ્ત આંદોલન છે. જેની ગતિ મૌન છે. સમગ્ર બૌદ્ધિકો અને આધ્યાત્મવાદીઓ આ તાઓ પરંપરાથી પરિચિત છે. તેનું બધું શ્રેય ઓશો નામની એક પ્રચંડ પ્રતિભાને જાય છે. અલબત પશ્ચિમના દેશોમાં તેના જેવા અન્ય વિચારકોનો પણ એમાં ફાળો છે. આઇ-ચિંગની મનોવૈજ્ઞાનિક ઊંડાઇને કારણે આત્મ-ખોજના યાત્રીઓ માટે આનો અનુભવ આત્મ-પ્રકાશનો અનુભવ બની રહે છે. નિર્ણયના અભાવથી પીડાનારા લોકો માટે એકાંતમાં થતી આ વિધિ સંકલ્પનું કારણ બની જાય છે. આના દ્વારા વ્યક્તિ નિષ્ક્રિયતામાંથી સક્રિયતામાં પ્રવેશે છે. અનિર્ણયાત્મક અવસ્થા એ તનાવપૂર્ણ અને નિષ્ક્રિય અવસ્થા છે. આ આઇ-ચિંગ દ્વારા લીધેલો નિર્ણય કે સંકલ્પ એ compulsive act બની જાય છે. વિચારના જગતમાંથી આચાર-જગતમાં આ પ્રવેશે છે. આખરે તાઓ એટલે માર્ગ, કેડી રસ્તો, યાત્રા વ. ઘણુંબધુ. તેની નિશાની છે ॥ જે પ્રવેશ સૂચવે છે. અસંખ્ય માર્ગોમાંથી પસંદ કરાયેલો આ માર્ગ છે. પરમ શૂન્યમાંથી આકાર લેતું જગત આવે છે. આ માર્ગ પર અનંત શક્યતાઓ ધરાવે છે. આ તારાઓમાંજ માનવચૈતન્યના અસંખ્ય અનુભવો છૂપાએલા છે. આમાં પદાર્થથી માંડીને પ્રજ્ઞા સુધીની બધીજ અવસ્થાઓની સંભવિતતાઓ છે. બધી જ ભૂમિકાઓ છે. પુરુષ છે.- પ્રકૃતિ કે યીન - યાંગ કે શિવ-શક્તિ એવા અનેક ધ્રુવો છે.

સૌથી મોટી સમસ્યા છે. માર્ગ શોધવાની. આંતરયાત્રા કે બાહ્ય યાત્રા એ ગૌણ બાબત છે. સૌથી અગત્યની અવસ્થા છે માર્ગ-પસંદગીની. આઇ - ચિંગ પદ્ધતિ એ માર્ગ પસંદગી માટે ઉપયોગમાં લેવા આવતી પદ્ધતિ છે. દિશા મળે એટલે ગતિ આપોઆપ આવી જાય છે. આમાં આવતા ષટકોણો (Hexagram) દ્વારા પ્રશ્ન પૂછનાર ખોજીનો તાઓ મળે છે ત્યારબાદ એક જ વસ્તુ બાકી રહે છે. અને તે છે. યાત્રા ... યાત્રા... યાત્રા

તાત્ત્વિક અને તાર્કિક દૃષ્ટિએ દરેકની સામે અનંત માર્ગો છે. પણ યાત્રી એક જ છે. ક્ષણ એક જ છે, તેથી માર્ગ પણ એક જોઇશે જ એક નક્કર અનુભવ જોઇએ એક કરોડ

વિચારોની ગૂંચમાંથી બહાર આવવા માટે. તેવી જ રીતે એક સમયે એક યાત્રીને ચાલવા માટે એક જ માર્ગ જોઇએ. જેને The TAO કહેવામાં આવે છે. અસંખ્ય યાત્રીઓના પ્રયત્ન અને ભૂલનું સામાન્યીકરણ કરીને તેમાંથી ચોસઠ મુખ્ય માર્ગો સ્થાપવામાં આવ્યા છે. આ ચોસઠ એ માર્ગો છે, જેના પર પરમ અને અંતિમ યાત્રા શક્ય છે. આ ચોસઠમાં માનવીની મુખ્ય સંવેદનાઓથી માંડીને બુદ્ધત્વના અનુભવોનો સમાવેશ થાય છે. આ ચોસઠ દ્વારા જે સમગ્રતા વ્યક્ત થાય છે અને પ્રતિનિધિત્વ પામે છે તે જ ટેરોટમાં કાર્ડ દ્વારા, જ્યોતિષમાં રાશિ, ગ્રહ અને નક્ષત્ર દ્વારા વ્યક્ત થાય છે, સામુદ્રિકમાં અંગોના આકારો દ્વારા અને હસ્તરેખામાં રેખાઓ અને માઉન્ટસ દ્વારા વ્યક્ત થાય છે. આ બધા દ્વારા કાળ ઉકેલાય છે. ઋતુઓ પરખાય છે, સંવેદનાની ચડ-ઉતર સમજાય છે, માનવ ચેતનાના તથ્યો અને સત્યો પકડાય છે, અને પરમ ચૈતન્યની અંતિમ વાસ્તવિકતાઓ પમાય છે કે આત્મસાત્ થાય છે.

એક અતિ મહત્ત્વની વાત એ છે કે આ ષટકોણોનું નિર્ણાયક બળ એ નાના લાકડાના ટુકડાઓ કે ઉછળતો સિક્કો નથી પણ વ્યક્તિની અંદર સત્વરૂપે રહેલું યિન-યાંગ કે પૌરુષ કે - સ્ત્રૈણ ઊર્જા છે. આના પ્રતીકો :-

યિન → ---- બે તૂટેલી રેખાઓ

યાંગ → ---- એક અતૂટ રેખા

આને લંબરૂપ (vertical) ભાતમાં છ ના જૂથમાં સમજવાની છે. આ યીન - યાંગ એ બે ઊર્જા ધ્રુવો છે. જેને અન્ય ખ્યાલો સાથે અસંખ્ય રીતે સરખાવી શકાય તેમ છે. દા.ત

પૂર્વ - પશ્ચિમ

ધન - ઋણ

નર - માદા વ.

આના દ્વારા વિશ્વની પરિવર્તનશીલતા અને પરિવર્તનક્ષમતા સૂચવવામાં આવે છે. તેથી જ આઇ - ચિંગને "The Book of Changes " કહેવામાં આવે છે. એક પરિસ્થિતિ દ્વારા આપણે આ વાતને બરાબર સમજીએ. દા.ત.

તમારી પાસે એક પ્રશ્ન છે,

એક કોયડો છે,

એક સમસ્યા છે,

એક ખ્યાલ છે.

આ પ્રશ્ન કે કોયડો તમારી અંદર છે અને તમે તેના ઉકેલ કે ઉત્તરને શોધી રહ્યા છો જે તમારી અંદર છે. આ સમસ્યા - ઉકેલ

કોયડો - ઉત્તર

ખ્યાલ - સંવેદના

આવા દ્વૈતો તમારી અંદર જ છે. અને તે બન્નેને એકમાં જ સમાવે છે તાઓ. આ તાઓ બધા જ વિરોધાભાસોનો સમાવેશ પોતાની અંદર કરે છે. આ તાઓ જ સમસ્યા અને ઉકેલ એમ બંનેનો સમાવેશ કરી લે છે. જે ષટ્કોણો કે હેકઝાગ્રામ દ્વારા પ્રગટ થાય છે. આ Yarrow stic (આમ તો Yarrow એક ઉગ્ર સુવાસ અને તૂરા સ્વાદવાળો બારમાસી છોડ છે) કે સિક્કો જ્યારે ઉછાળવામાં આવે છે ત્યારે તેની પાછળ તાઓની જ ઊર્જા છે, જે ઉકેલ લાવે છે. જવાબ કે ઉકેલ જાણે કે હૈયામાં હતો અને હોઠ પર આવતા વાર લાગી તેવું લાગશે. સિક્કો ઉછાળવામાં સાંઇઠ સેકન્ડઝ થાય છે. અને યેરો સ્ટીકસમાં કદાચ અર્ધો કલાક થી કલાક થાય. દર વખતે આવેલા ઉત્તરો નોંધી લેવાના હોય છે. આ સમય ધ્યાનનો છે. આ સમય પરમ સાથે તાદાત્મ્યનો છે. આ સમય અંતઃ સ્ફૂરણાનો છે. આ સમય યોગ કે સાયુજ્યનો છે. કારણકે બધા જ દ્વૈતો જેવા કે :

| | |
|---|---|
| light — dark | પ્રકાશ-અંધકાર |
| Positive — negative | ધન - ઋણ |
| masculine — Feminine | પૌરુષ-સ્ત્રૈણ |
| active — passive | સક્રિય-નિષ્ક્રિય |

વગેરે ઓગળી રહ્યા છે. બધું એકાકાર બની રહ્યું છે. સમસ્યા - ઉકેલ નજીક આવી જાય છે. આ પ્રક્રિયા ધીરજ અને ખંત દ્વારા આગળ વધારવાની છે. આ વિધિ સાધના - આરાધના જેવી પવિત્ર છે. આમાં શ્રદ્ધા એ તેની સફળતાની પ્રસ્તાવના છે. પૂજાને યોગ્ય એકાંત જરૂરી છે. જો ચિત્ત અસ્વસ્થ હોય તો વિધિ અને પરિણામ નિરર્થક બને છે. વ્યક્તિ સ્વસ્થ, કેન્દ્રસ્થ, ધ્યાનસ્થ અને મૌનસ્થ હોય તે તેની અગત્યની શરત છે. સમસ્યા અને ઉકેલને જોડતી કડી આ વિધિ અને પદ્ધત્તિ પરની શ્રદ્ધા છે. આને divination (divine પરથી આવેલો શબ્દ છે.) એટલે કે દેવાતાઇ ઉપાય વડે અજ્ઞાત કે ભવિષ્યની વસ્તુ જાણવાની વિધિ તેને કારણે જ કહે છે.

આના 64 ષટ્કોણો કે hexagrams છે. જેમાં માનવજીવનના અનંત અનુભવોના અર્થઘટનની શકયતા છે. અલબત તેના પ્રાચીન અર્થઘટનોમાં પ્રાચીન ચીની સંસ્કૃતિ, ધર્મ, સમાજ, ચિંતન વગેરેની તાઓથી કોન્ફ્યુશીઅસ સુધીની અસરો છે. મેન્ડેરીન રાજાઓ અને તેના સમસ્યા - ઉકેલો પણ આમાં પ્રતિબિંબિત થાય છે. અલબત આજે તો અસંખ્ય દૃષ્ટિકોણોવાળા અર્થઘટનો કે ભાષ્યો મળે છે. જેની પાછળ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય એવા અસંખ્ય વિદ્વાનોના ભાષ્યો છે. એક સરસ ભાષ્ય સામ રેફલરનું (Sam Reifler) છે. આપણી સમજ, સંસ્કૃતિ, મૂલ્યો, ચિંતન, દર્શન વગેરેના નિચોડ રૂપે આપણું પોતાનું એક ભાષ્ય રચી શકાય. જેના સર્જન માટે એક જ શરત છે કે તે બુદ્ધિની પેદાશ ન હોવી જોઇએ. તે ધ્યાનનું પરિણામ હોવું જોઇએ. તેની પાછળ વ્યક્તિની અંતરસ્ફૂરણા, દર્શન, તર્ક વગેરેનો સમન્વય થવો જોઈએ. ભવિષ્યકથન કરનારે પણ ધ્યાની હોવું અનિવાર્ય છે.

હવે આપણે સાદી ભાષામાં આઇ-ચિંગની વિધિ સમજી લઇએ. સૌ પ્રથમ એક અ

મહત્ત્વની વાત કે આઇ-ચિંગ ભવિષ્યકથનમાં બે પદ્ધતિઓ સૌથી વધુ ઉપયોગમાં લેવામાં આવે છે.

(1) Yarrow - stick oracle.

(2) The coin oracle

આ બન્નેને આપણે સમજીએ. આ બન્ને વિધિઓ માટે અનેક સ્થાનિક અને આંતરરાષ્ટ્રિય રીતો છે. કેટલીક અત્યંત સરળ છે. તો કેટલીક અતિ સંકુલ છે. આપણો હેતુ અહીં આ પદ્ધતિની આંટીઘૂંટીને સમજાવાનો નથી પણ વિશ્વમાં પ્રાપ્ય સ્વ-ખોજની અનેક-વિધ પદ્ધતિને થોડીક ઓળખવાનો છે. આપણે માત્ર રૂપરેખા સમજવાના છીએ.

**(1) The coin oracle :- સિક્કા ભવિષ્ય**

આમાં ત્રણ સિક્કાઓ હોય છે. અને તેમને એક સાથે ઉછાળવાના હોય છે. દરેક વખતે ઉછાળેલા સિક્કાઓ ષટ્કોણની એક લીટી દર્શાવે છે. જેમાં નીચેથી ઉપર તરફની ગતિ હોય છે. આપણે જેમ સિક્કાની બન્ને બાજુઓ કિંગ અને ક્રોસ કે હેડઝ અને ટેઇદઝ હોય છે તેવી જ રીતે ચીની સિક્કાઓમાં એકબાજુ છાપેલી અને બીજી બાજુ કોરી હોય છે. આઇ - ચિંગમાં તેનું મૂલ્ય નીચે પ્રમાણે ગણવાનું હોય છે.

- છાપેલી બાજુ :- 2
- કોરી બાજુ :- 3

આપણી જેવા સિક્કા હોય તો

- હેડઝ :- 3
- ટેઇલ્ઝ :- 2

ઉછાળ્યા બાદ ત્રણ સિક્કાનો સરવાળો કરવાનો હોય છે. એક ષટ્કોણ માટે છ વખત સિક્કાઓ ઉછાળવાના હોય છે.

**(2) Yarrow stick oracle :- યેરો - સ્ટીકનું ભવિષ્ય**

આમાં પચાસ સળીઓ હોય છે. બધી સળીઓની લંબાઈ એક સરખી કરવાની હોય છે. બાકી તેમનો આકાર, કદ, રંગ વગેરે જેમનું તેમ રહેવા દેવામાં આવે છે. ત્યારબાદ :-

સૌ પ્રથમ ડાબા હાથમાં સળીઓનો જથ્થો રાખવાનો અને તેમાંથી જમણા હાથે એક સળી કાઢીને અલગ મૂકી દેવાની ત્યારબાદ સમગ્ર જથ્થાને બે વિભાગમાં વહેંચી દેવાના. જે ઉબળક વિભાગ છે. સાવ સરખા ભાગ નથી. ત્યારબાદ ડાબા [illegible] જમણા હાથે વારા ફરતી વિશિષ્ટ રીતે આંગળીઓમાં લેતા જવાની અને અલગ મૂક[illegible] પદ્ધતિએ બન્ને વિભાજીત ઢગલામાં થોડી - થોડી સળીઓ બાકી રહે [illegible] ામાં [illegible] સળીઓનો સરવાળો કરવાનો અને હેકઝાગ્રામમાં [illegible]થી [illegible]

8 થી 9 સળી = 2

4 થી 5 સળી = 3

સરવાળાઓ નીચે પ્રમાણે બનશે.

3 X 3 = 9

2 + 3 X 2 = 8

2 + 2 + 3 = 7

2 + 2 + 2 = 6

આ સરવાળાઓ લીટીની (યીન કે યાંગ) રીતે નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

9 = ---- ----- (યાંગ લીટી ગતિમાં)

8 = ---- ---- (યીન લીટી)

7 = ---------- (યાંગ લીટી)

6 = ---- X ---- (યીન લીટી ગતીમાં)

આ વિધિ છ વાર કરો ત્યારે એક - એક લીટીનો (ષટ્કોણ માટે છ વાર) અર્થ મળતો જાય છે. આ વિધિ ખૂબ સમય લે છે. તેથી સવાર કે રાત્રીનો સાવ અંગત અને એકાંતભર્યો સમય આને માટે અનુકૂળ છે.

આ સરવાળાઓ લખતા જવાના હોય છે. અને ત્યારબાદ તેના પરથી અર્થઘટન કરવાનું હોય છે. આ અર્થઘટન માં આઇ-ચિંગ (પરંપરાગત) નીચેની રીત અજમાવે છે.

- અર્થ
- કામ
- મોક્ષ

આવા ત્રણ મુખ્ય મૂલ્યો કે સિદ્ધાંતોના વિશાળ પરિપ્રેક્ષ્યોમાં અર્થઘટનો આકાર લે છે. દા.ત.

અર્થ એટલે સમાજના સંદર્ભમાં તેના ભૌતિક વ્યવહારો, સંબંધો, લેવડ-દેવડ વગેરે ટૂંકમાં વસ્તુ અને વ્યક્તિ વચ્ચેનો પ્રત્યાયન વિસ્તાર.

કામ એટલે મૈત્રી, પ્રેમ, જાતિયતા વગેરે સ્નેહના શારીરિકથી માંડીને દિવ્ય સુધીના બધાપરિમાણો.

મોક્ષ એટલે મુક્તિ. આમાં પરમની યાત્રા અને પ્રાપ્તિ સુધીનો વિસ્તાર આવી જાય છે.

આ પરિમાણો અને પરિપ્રેક્ષ્યો એ વ્યક્તિલક્ષી છે. તેમાં અનેક પરિવર્તનો શક્ય છે:

આ અર્થઘટનનો વિસ્તાર સ્થિતિસ્થાપક છે. તેથી આમાં અનંત દૃષ્ટિકોણોનો સમાવેશ શક્ય છે.

આઇ - ચિંગની ઉત્ક્રાંતિ પાછળ એક રસપ્રદ ઇતિહાસ છે. પ્રાચીન સમયમાં ચીની લોકો કાચબાની પીઠને તેમાં તિરાડો પડી જાય ત્યાં સુધી તેને શેકતા અને ત્યારબાદ તે તિરાડોની સંખ્યા ગણીને તેઓ ભવિષ્યવાણી કરતા. તેમાંથી યીન - યાંગ રેખાઓની દૃષ્ટિ આવી. જેનો સામાન્ય અર્થ એવો થાય છે કે :

——————————હા

——————————ના

આમાં સુધારાઓ થતા ગયા અને અર્થઘટનનો વિસ્તાર વધતો ગયો..દા.ત.

——————————હા

——————————

—————— ——————ના

——————————

——————————

—————— —————— હા .... પણ

—————— —————— ના .... પણ

——————————

ત્યારબાદ તેમાં એમાં એક રેખાનો ઉમેરો થયો અને ટ્રાયાગ્રામ આવ્યા. તેમાંથી આઠ નવા અર્થો મળી આવ્યા. જે નીચે પ્રમાણે છે.

- સ્વર્ગ
- પૃથ્વી
- ગડગડાટ-ઝબકારા
- જલ-ઊંડાઇ
- પર્વત
- વાયુ-જંગલ
- અગ્નિ - સૂર્ય
- કળણ - ધુમ્મસ

આખરે હેક્ઝાગ્રામ શું છે? તો જવાબ છે - ટ્રાયાગ્રામની જોડીઓ. આ હેક્ઝાગ્રામમાં અર્થનું સત્વ ટ્રાયાગ્રામનું છે. એક દૃષ્ટાંત દ્વારા આ વાત સમજીએ. એક ભવિષ્યવાણી

(Oracle) આમ દર્શાવવામાં આવી છે.

Lee Fire

આનો અર્થ થાય છે. સૂર્ય નીચે

સૂર્ય ઉપર

Oracle

"Fire on Fire.

The superior man refines

his brilliance;

his light can be seen

From near and Far"

—

Be firm

success

without obstruction.

Auspicious

if you cultivate your docility.

આ ભવિષ્યવાણીને અનેક અર્થોમાં આકાર આપી શકાય છે. પરંપરાગત અર્થોમાં ટ્રાયાગ્રામના અર્થઘટનો કોઠા સ્વરૂપે આપ્યા છે. જેને સતત જોતા રહેવાથી સ્મૃતિમાં ગોઠવાઇ જાય છે.

### તત્ત્વોનું અર્થઘટન

| ક્રમ | વિષય | પર્વત | વાયુ-જંગલ | અગ્નિ-સૂર્ય | કળણ-ધુમ્મસ |
|---|---|---|---|---|---|
| 1. | લક્ષણો | તમસ<br>પૂર્ણતા<br>અનિવાર્યતા<br>નમ્રતા<br>સજ્જતા | તૂટકતા<br>ઔપચારિકતા<br>પવિત્રતા<br>પરિવર્તનશીલતા<br>સૂક્ષ્મતા | પ્રબુદ્ધતા<br>સ્પષ્ટતા<br>હુંફ<br>સમાજ<br>પ્રત્યાયન | આનંદ<br>મજા<br>જાદુ<br>વિનાશ<br>જાતિયતા |
| 2. | પારિવારિક | નાનો પુત્ર | મોટી પુત્રી | મધ્યમ પુત્રી | નાની દિકરી |
| 3. | પ્રાણીજગત | કૂતરો | બિલાડી | પંખી | ઘેંટુ |
| 4. | શારીરિક | હાથ | જાંઘ | આંખ | મોઢું |
| 5. | તત્ત્વો | પથ્થર | વાયુ | અગ્નિ | માંસ |
| 6. | રંગ | લીલો | સફેદ | પીળો | ભૂરો |
| 7. | ઋતુ | વસંતશરૂઆત | ઉનાળો-શરૂઆત | ઉનાળો | પાનખર |
| 8. | દિશા | ઉત્તરપૂર્વ | દક્ષિણપૂર્વ | દક્ષિણ | પશ્ચિમ |

## તત્ત્વોનું અર્થઘટન

| ક્રમ | વિષય | સ્વર્ગ | પૃથ્વી | ગડગડાટ-ઝબકારો | જલ-ઉડાઇ |
|---|---|---|---|---|---|
| 1. | લક્ષણો | પ્રેરણા<br>સત્તા<br>આક્રમકતા<br>સંપૂર્ણતા<br>સ્વસ્થતા | વફાદારી<br>સમર્પણ<br>દાનવીરતા<br>સ્વરક્ષણ<br>સાયુજયતા | પ્રત્યાઘાતી<br>ઉશ્કેરણીજનક<br>પ્રયોગશીલતા<br>જુસ્સો<br>પ્રભાવ | ભય<br>શ્રમ<br>સ્થિતિસ્થાપકતા<br>ઉદાસી<br>વિસ્તૃતતા |
| 2. | પારિવારિક | પિતા | માતા | મોટો પુત્ર | મધ્યમ પુત્ર |
| 3. | પ્રાણીજગત | ઘોડો | ગાય | રાક્ષસ | ભૂંડ |
| 4. | શારીરિક | માથું | ચક્રો | પગ | કાન |
| 5. | તત્ત્વો | ધાતુ | ભૂમિ | ઘાસ | લાકડું |
| 6. | રંગ | જાંબુડીઓ | કાળો | કેસરી | લાલ |
| 7. | ઋતુ | શિયાળો-શરૂઆત | પાનખર | વસંત | શિયાળો |
| 8. | દિશા | ઉત્તર-પશ્ચિમ | દક્ષિણ-પશ્ચિમ | પૂર્વ | ઉત્તર |

પ્રાચીન પદ્ધત્તિઓ જ્યારે નામશેષ થઈ રહી છે ત્યારે આઇ -ચિંગ અને ટેરોટ તેમાં અપવાદ છે. એ દુઃખની વાત છે કે બન્નેનો ઉપયોગ સારો નથી રહ્યો. બન્નેનો પાર્લર ગેમ તરીકે ઉપયોગ થઈ રહ્યો છે. આ ચિંતાનો વિષય છે. પૌર્વાત્ય કે પાશ્ચાત્ય બન્ને પરંપરાઓમાં તેનો વ્યાપારી ઉપયોગ વધ્યાની ચિંતા છે. ભારતીય જ્યોતિષની અનેક પદ્ધત્તિઓ પણ આજે તો લગ્ન, વેવિશાળ, દુકાનના ઉદ્‌ઘાટન મુહૂર્તો, નાની-મોટી વસ્તુઓની ખરીદીના ચોઘડીઆમાં ઉપયોગ થાય છે. આ સાથે એક અન્ય બાબત એ પણ છે કે આનો ઉપયોગ કરવા માટે એ ધ્યાની અને અંતસ્ફૂરિત પ્રતિભાઓ પણ નથી રહી. તેથી તેના ધાર્યા પરિણામો નથી આવતા. અહીં ચોસઠ પ્રતીકો અને અર્થઘટનો આપવા શક્ય નથી, પણ Reference Hexagram chart આપી રહ્યો છું. જે આઠ મૂળભૂત ટ્રાયાગ્રામના અર્થો દ્વારા બધું જ પારદર્શક જોઇ શકાય તેવું બની જાય છે.

| ટ્રાયાગ્રામ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | 1 | 11 | 34 | 5 | 26 | 9 | 14 | 43 |
| | 1 | 2 | 16 | 8 | 23 | 20 | 35 | 45 |
| | 25 | 24 | 51 | 3 | 27 | 42 | 21 | 17 |
| | 6 | 7 | 40 | 29 | 4 | 59 | 64 | 47 |
| | 33 | 15 | 62 | 39 | 52 | 53 | 56 | 31 |
| | 44 | 46 | 32 | 48 | 18 | 57 | 50 | 28 |
| | 13 | 36 | 55 | 63 | 22 | 37 | 30 | 49 |
| | 10 | 19 | 54 | 60 | 41 | 61 | 38 | 58 |

આ પદ્ધતિ તો એવી છે કે પેરો સ્ટીક ઉછળી કે સિક્કાઓ ખખડ્યા અને તરત જ ચીની વિદ્વાનો તેના ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ સાથે ત્રણ કાળની વિગતોના માલિકો તમને ભવિષ્યની વાતો કરવા લાગશે.

## ૫. ચન્દ્ર સંજ્ઞાઓ (Moon signs)

ચન્દ્રને પોતાના ભૌતિકશાસ્ત્રીય રહસ્યો છે. પણ તેથી વધુ રસપ્રદ તેના આધ્યાત્મિક રહસ્યો છે. માનવજાતિના ચિત્તનું કેન્દ્ર તે આદિમ કાળથી છે. બ્રહ્માંડ પરની બધી જ વસ્તુઓ એકબીજાને પ્રભાવિત કરે છે. ચન્દ્રનો સૌથી મોટો પ્રભાવ સમુદ્ર પર પડે છે. અને હવે એક તથ્ય સ્વીકારવામાં આવ્યું છે કે સમુદ્રમાં મીઠા અને પાણીનું જે પ્રમાણ છે લગભગ તેવું જ પ્રમાણ (પાણી-મીઠું) માનવદેહમાં છે. તેથી ચન્દ્ર - સમુદ્ર અને માનવમાં સમાંતરે અમુક પરિવર્તનો આવે છે. લેટીનમાં ચન્દ્ર માટે Luna શબ્દ વપરાય છે. અને તેના પરથી જ અંગ્રેજીમાં Lunatic (પાગલ) શબ્દ આવ્યો. હિન્દીમાં પાગલને 'ચાંદમારા' પણ કહે છે. આજે તો ભૌતિકશાસ્ત્ર synchronicity એવો શબ્દ વાપરે છે જેના ઘણા અર્થો છે. જેનો ભાવ સમ સંવેદના, સમસામાયિકતા, વગેરે થાય છે. એકમથી પૂનમની યાત્રા ચન્દ્રની અને તેની સાથે જ અંતર આકાશમાં એક અન્ય રહસ્યમય ચન્દ્રની ચેતનામાં ધીરે ધીરે પરિવર્તન આવે છે. પૂનમને દિવસે માનવ ચિત્ત શિખર અનુભવે છે. તેથી જ તે દિવસે વિશ્વમાં પાગલો અને પ્રબુદ્ધોની સંખ્યા વધારે હોય છે. જ્યારે બુદ્ધત્વ ઉતરે છે ત્યારે મોટાભાગે રાત્રી હોય છે. કદાચ બીજમાંથી વૃક્ષ બનવાની બધી જ ઘટનાઓ અંધકારમાં બનતી હશે. લાઓત્સુ, બુદ્ધ, મહાવીર વગેરે રાત્રીના સમયે પ્રજ્ઞા પામ્યા. શા માટે ?

આ માટે આપણે સૂર્ય અને ચન્દ્રનો ભેદ સમજવો પડશે. સૂર્ય એ પૌરુષ ઊર્જા છે જ્યારે ચન્દ્ર એ સ્ત્રૈણ ઊર્જા છે. સૂર્યમાં આક્રમણ, હિંસા, તીખાપણું અને સામ્રાજ્યવાદીપણું છે, જ્યારે ચન્દ્રમાં સૌમ્યતા, પ્રેમપૂર્ણતા, સંવેદનશીલતા, મૃદુતા વગેરે છે. સ્ત્રૈણ ચિત્તમાં સમર્પણ અને ધૈર્ય છે અને બુદ્ધત્વ એ અતિ સંવેદનશીલ ઘટના છે. સૂર્યનો પ્રકાશ પોતાનો છે. જ્યારે ચન્દ્ર તો ઉછીના પ્રકાશને પોતાનો બનાવીને તેને સૌમ્ય બનાવે છે. જેવી રીતે માનવીય જગતમાં પુરુષની કામ-ઊર્જા કરુણાપૂર્ણ પ્રેમ બનાવી દે છે, સ્ત્રી, તેવી રીતે સૂર્યની હિંસક અને બાળનારી ઉર્જાને ચન્દ્ર શીતળ બનાવે છે. તેમ આને ભારતીય પરંપરાગત મનોવિજ્ઞાને માનવીય પ્રકૃતિના બે પ્રકારો કહ્યા છે.

1. સૂર્ય પ્રકૃતિ મનુષ્ય:- આક્રમક, હિંસક અને બહિર્મુખી.
2. ચન્દ્ર પ્રકૃતિ મનુષ્ય :- સૌમ્ય, સંવેદનશીલ, અને બિન આક્રમક અને અંર્તમુખી

આ પ્રકારોને વધુ વિસ્તૃત રીતે સમજી શકાય તેમ છે, પણ અહીં તે અપ્રસ્તુત છે અલબત આ પ્રકારો દૈહિક નથી પણ મનોવૈજ્ઞાનિક છે. તંત્ર, યોગ અને તાઓવાદી પૌર્વાત્ય પરંપરાઓ આને સ્વીકારે છે. ચન્દ્રને મૃત્યુનું કેન્દ્ર પણ કેટલાક શાસ્ત્રો ગણે છે. જીવનમાં કે

અસ્તિત્વમાં બે પ્રકારની સમજ છે. 1. Exoteric
2. esoteric

આમાંની esoteric પરંપરા એ ચન્દ્ર સાથે જોડાયેલી છે કદાચ તેથી જ તેના યોગસૂત્રમાં એમ કહેતા હરી ॥ ચન્દ્રે તારા વ્યૂહ જ્ઞાનં ॥ અથવા તો ચન્દ્ર પર સંયમ સાધવાથીતારામંડળનો(આંતરિક-બાહ્ય)વ્યૂહઅનેજ્ઞાનપ્રાપ્તથાયછે.આપણાઆંતરિક ચક્રો પણ ચન્દ્ર જેવું જ ઉર્જાની બદલાહટનું કામ કરે છે. આધ્યાત્મિક સંદર્ભમાં ગુરૂ પણ આવું જ કામ કરે છે. જે ઊર્જા સીધી સ્વીકારવી અઘરી છે તેની બદલાહટનું કામ ગુરૂ કરે છે. તેથી જ ઓશો આ વાત સરસ રીતે સમજાવે છે. કે ચન્દ્ર એ ગુરૂનું પ્રતીક છે. આ સંદર્ભમાં ઓશોના વિચારો અદ્‌ભુત છે.

"ચાંદ કે આધ્યાત્મિક રહસ્યો" શીર્ષક નીચે સંગ્રહાયેલા છે.

ભારતની જ્યોતિષવિદ્યામાં સૂર્ય અને ચન્દ્ર બન્નેનો યોગ્ય મૂલ્ય આપવામાં આવે છે. છતાં તેજસ્વિતાને કારણે અને પ્રચંડ ઊર્જાને કારણે સૂર્યનું આધિપત્ય વધારે જોવા મળે છે. તે પ્રભાવ જગતની આક્રમક, મહત્ત્વાકાંક્ષી, હિંસક અને જલદ મનોવૃત્તિમાં જોવા મળે છે. દબાવ, તનાવ અને ચિંતાના યુગમાં ચન્દ્ર સાથેનો સચેતન સંપર્ક છૂટી જવાને કારણે અનેક સમસ્યાઓ આવી છે. આપણા આવેગો, લાગણીઓ, વિચારો, તરંગો વગેરે આપણા કાબુમાં નથી. આપણી માનસિક ક્ષણો અને ઋતુઓને આપણે ઓળખતાં નથી. આપણા સંબંધોને સમજતા નથી અને તે બધા તૂટતા જાય છે, અતિ પ્રિય છૂટતા જાય છે. આપણા વ્યાવસાયિક અને વ્યાવહારિક સંબંધોમાં પણ માલિકી કે આધિપત્ય જોવા મળે છે. આખા જગત પર જાણે કે હિંસક અને આક્રમણકારી સૂર્ય - પ્રકૃતિ પથરાતી જાય છે. આપણે આપણેથી જ અજાણ્યા બન્યા છીએ. તેથી ઉપાય પણ કરી શકતા નથી. આપણી સાંવેગિક અને મનોવૈજ્ઞાનિક જરૂરીઆતો, ઇચ્છાઓ અને હેતુઓ પર ચન્દ્રનો પ્રચંડ પ્રભાવ હોય છે. તે તથ્ય આપણે ભૂલી ગયા છીએ. આપણી અનેક પ્રકારની ઋતુઓ માપતા આપણે શિખ્યા છીએ પણ emotional and psychological wealther નું કથન અને માપન આપણે ભૂલી ગયા છીએ. આપણા સમાયોજનમાં ચન્દ્રનો અગત્યનો હિસ્સો છે. તેને નકારી શકાય તેમ નથી. ચન્દ્રની અવગણના આપણને અત્યંત મોંઘી પડે છે. દિવસ, સપ્તાહ, મહીનો, વરસ અને જીવન એમ સમયના બધા જ એકમોમાં ચન્દ્રનું સ્થાન જાણીને તેનો લાભ લેવો જોઇએ.

સમકાલીન સમયમાં ફરીવાર ક્ષેત્રજ્ઞો ચન્દ્રમાં રસ લેવા લાગ્યા છે. વિદ્વાનોના અનેક રસપ્રદ ગ્રંથો પણ દેખાવા લાગ્યા છે. આ વિષયમાં એક પુસ્તક "Moon signs : The Key to your inner life" સરસ છે. Donna cunningham નામની વિદ્વાન સ્ત્રીએ લખ્યું છે. આ વિષયમાં રસ હોય તેણે વાંચવા જેવું છે.

આ ચન્દ્ર વિશેનું જ્ઞાન આપણી ખૂટતી કડી છે. તેના વગર જ્યોતિષનું જ્ઞાન અધૂરું છે.

જન્મ સમયે તે કયા ગ્રહમાં હતો તે વાત અસંખ્ય વસ્તુઓને પ્રભાવો જાણવા માટે અતિ મહત્ત્વની છે. વૃશ્ચિક, મકર અને મીન રાશિમાં તેનો પ્રભાવ સૂર્યને પણ અતિક્રમી જાય છે. આપણા અચેતન મન અને તેની પ્રવૃત્તિઓની વિગતો ચન્દ્રના સ્થાન આધારિત હોય છે. વ્યક્તિની સ્થાન આધારિત હોય છે. વ્યક્તિની બધી સમસ્યાઓનું કારણ તેણે તેની લાગણીઓ, જરૂરીઆતો અને અચેતન મન તરફ સેવેલ દુર્લક્ષ્ય હોય છે. આ બધા સાથે મૂળવૃત્તિને ઓછી આંકવી એ પણ મહત્ત્વનું કારણ છે. ટૂંકમાં ચન્દ્રને ઓછો આંકવો એ જ કારણ છે. ચન્દ્ર પ્રકૃતિવાળા સમાન છે. દા.ત. કર્ક તો Moon child જ ગણાય. તે સિવાય એકમ અને પૂનમને દિવસે જન્મેલા બધા જ ચન્દ્રના પ્રચંડ પ્રભાવ નીચે આવે છે. એક વાત રાખવા જેવી છે કે ચન્દ્ર એટલે બધું નકારાત્મક એમ નહિ. વ્યક્તિની સાંવેગિક ઋતુઓ કે હવામાન જેને ડોના કનિંગહામ "emotional weather" કહે છે. તેનો સંપૂર્ણ આધાર ચન્દ્ર પર છે. પ્રાચીન સમયથી ચન્દ્ર ને માનવની ચેતનાની ભરતી-ઓટનું પ્રતીક તેથી જ ગણવામાં આવ્યું છે.

જ્યારે આધુનિક સમયમાં અસંખ્ય પ્રયોગો એ વાત પુરવાર કરે છે કે ચન્દ્ર, માનવી, વનસ્પતિ અને પ્રાણીજગત વચ્ચે શાશ્વત એવો આંતરિક સંબંધ છે. અંગ્રેજી શબ્દ month એ પરથી જ ઉતરી આવેલો શબ્દ છે, તેથી જ મૂળ અમેરિકી પ્રજા બધા જ મહીનાઓના નામ સાથે moon શબ્દ જોડતી દા.ત.

જાન્યુઆરી - વુલ્ફ મૂન

એપ્રીલ - પીન્ક મૂન

જુલાઇ - થન્ડર મૂન

આમ તો બાળજન્મ અને તે માટેની ફળદ્રૂપતા સાથે ચન્દ્રને અત્યંત ઊંડો સંબંધ છે. ખેતીમાં વાવવું અને લણવું એ બન્ને ચન્દ્રના કાર્યક્ષેત્રો છે. મચ્છીમારી ક્યારે કરવી તે માહિતી પણ ચન્દ્ર આધારિત છે. પ્રકૃતિની બધી જ સ્ત્રૈણ બાબતો તેનું કાર્યક્ષેત્ર છે. સમય જતા ચન્દ્ર આધારિત ધર્મ અશુભ મનાવા લાગ્યો તેથી મેરીના પગ તળે ચન્દ્ર દેખાડવામાં આવ્યો. બાકી ચન્દ્ર દેવી અનેક નામોએ ઓળખતી. જેવાકે, ડાએના, આર્ટેમિસ, હેકેટ વગેરે આધુનિક સમયમાં અસંખ્ય અભ્યાસો નીચેના તથ્યો આપે છે, જે ચન્દ્રનો પ્રભાવ સૂચવે છે.

- સ્ત્રીઓના માસિક ઋતુસ્ત્રાવમાં
- પૂનમ આસપાસ જન્મનું પ્રમાણ વધે છે.
- ચન્દ્ર પ્રકાશની સૌથી વધુ અસર સૌથી વધુ રહસ્યમય ગ્રંથિ પીટ્યુટરી પર થાય છે.
- ઔષધિના શ્રેષ્ઠતમ્ ઉપયોગ માટે ચન્દ્રની તીથિઓ ધ્યાનમાં લેવામાં આવે છે.
- પ્રાણીઓને શિંગડાં કાપવાં અને ખસી કરવામાં લોહી આછું વહે તે માટે અમુક તિથિઓ જ ઉપયોગમાં લેવાતી.

- છોડનો વિકાસદર એકમથી પૂનમ વચ્ચે બેવડાઇ જાય છે. પૂનમ દરમ્યાન પાણી પણ બેવડું પીવે છે.
- જંતુશાસ્ત્રીઓ એમ કહે છે પૂનમને દિવસે સૌથી વધુ મચ્છરો બહાર આવે છે.
- દરીઆઇ જીવો અને વનસ્પતિઓ પર પણ તેની જબરી અસર અનુભવાય છે.
- માનવીના Metabolic rates પર તેની અનેક અસરો પડે છે.
- કસરત બાદના હૃદયના ધબકારા પૂનમ ને દીવસે વધારે હોય છે.
- પૂનમને દિવસે થયેલા ઓપરેશનોમાં લોહી વધારે પ્રમાણમાં વહે છે.
- માનસિક રોગોમાં એપીલેપ્સી (Epilepsy) અને માથાનો દુખાવો કે આધાશીશી (migraine headaches) માં ચન્દ્રનો ફાળો સૌથી વધારે હોય છે.
- હત્યા, આત્મહત્યા અને ગાંડપણ નો દર પણ ચન્દ્રની વધ-ઘટ સાથે ચડ-ઉતર દેખાડે છે. મેનિક-ડિપ્રેસીવ દર્દીઓમાં પૂનમ આજુબાજુ આનો હુમલો વધારે તીવ્ર જોવા મળે છે. આવી બધી વિગતો માટે ડો લાઇબરનું "The lunar effect" પુસ્તક જોવા જેવું છે.

18મી સદી સુધી ગાંડપણમાં આચરેલા ગુનાઓમાં ગુનેગારને જવાબદાર પણ ગણવામાં આવતા હતા. આ માટે ડાબુ-જમણું મગજ સમજવાની જરૂર છે. ડો. લાઇબરની વાત નીચેની રીતે રજૂ કરી શકાય.

| | |
|---|---|
| Solar | Lunar |
| left brain | right brain |
| Logic | Emotions |
| reason | intuition |
| mathematics | creativity |

આની વિરૂદ્ધમાં પણ કેટલીક વિચારસરણીઓ છે. વિવાદ અપ્રસ્તુત છે.

ચન્દ્ર એક મહીનામાં બાર રાશિઓમાંથી પસાર થાય છે અને અનેકવિધ અસરો આપતો જાય છે. તે દરમ્યાન વિશિષ્ટ ઊર્જા સર્જાય છે. જેનો ઉપયોગ વિધેયાત્મક કે નકારાત્મક હોઇ શકે, પણ ખરાબ મુન સાઇન્સ એવું નથી. તેની અસરમાં સત્વ, રજસ અને તમસ હોય છે. સમાંતરે પંચમહાભૂત જેવા કે, આકાશ, વાયુ, જલ, અગ્નિ અને પૃથ્વી તત્ત્વની અસરો પણ હોય છે. આ વર્ગીકરણમાં Cardinal mutable અને Fixed એવા વર્ગો ઉમેરો. આ બધા સંવેદનો પર અસરો કરે છે. જ્યારે આપણી નજરમાં ચન્દ્રનો અભ્યાસ છે ત્યારે દૃષ્ટિને સંવેદનો પૂરતી મર્યાદિત રાખીએ. પરિવર્તન પામતો ચન્દ્ર સંવેદનામાં તાત્ત્વિક અસરો નીચે પ્રમાણે આપે છે. જેમાં તત્ત્વો સાથે સંવેદનોનો વિચાર કરવામાં આવ્યા છે.

1. પૃથ્વી તત્ત્વની સંવેદના :-
   આર્થિક ચિંતા, કશુંક ઉત્પાદનની ઇચ્છા, સ્થિરતા માટેની ભાવના, લોભ
2. જલ તત્ત્વની સંવેદના :-
   ઉદાસી, મૂંઝવણ, કરુણા
3. અગ્નિ તત્ત્વની સંવેદના :-
   ગુસ્સો, આવેગ, ઉત્સાહ
4. વાયુ તત્ત્વની સંવેદના :-
   જ્ઞાનની ઇચ્છા, પ્રત્યાયન માટેની લાગણી, મૈત્રીની ઝંખના

આમાં વધુ વિસ્તાર (માનવ સંવેદનાનો) આવરી લઇ શકાય તેમ છે પણ આપણે સંબંધ તેની પાછળના તર્ક સાથે છે, જે આપણે સમજ્યા છીએ. ટૂંકમાં, દર અઢી દિવસે ચન્દ્રના આકાંક્ષા પ્રભાવ સાથે તમારી ઇચ્છા, તરંગ, વાસના વગેરે બદલાય છે. દા.ત. ચન્દ્ર વૃશ્ચિકમાં હોય ત્યારે વ્યક્તિ રહસ્યકથા વાંચશે અને મિથુનમાં હશે ત્યારે ક્વિઝ અંગેનું પુસ્તક વાંચશે. ચન્દ્ર, રાશિ અને મિજાજ સતત બદલાયા કરે છે. આગોતરું આયોજન કરવાથી મહીનો કે વરસ શ્રેષ્ઠ ઉપયોગમાં લેવાય છે કારણકે વ્યક્તિને ખબર છે ચન્દ્ર ક્યાં છે અને ત્યારે શું કરાય ? તમારી પાસે એક ચન્દ્ર વરસનું કેલેન્ડર હોવું જોઇએ. તો તેના મિજાજને અનુરૂપ પ્રવૃત્તિ ગોઠવી શકાય. આને વધુ અસરકારક કરવા માટે ધ્યાન પણ અનિવાર્ય છે. યોગ્ય સમયે યોગ્ય પ્રવૃત્તિઓ જીવન-ઊર્જાને બચાવે છે અને ચૈતન્યનો વિકાસ ઝડપી બનાવે છે. તેનો શ્રેષ્ઠ રસ્તો છે ચન્દ્ર અને સૂર્ય પ્રમાણે વૃત્તિઓ અને પ્રવૃત્તિઓનું આયોજન કરો. આયોજનમાં નીચેની વિગતો ધ્યાનમાં રાખો.

- સૂર્ય - ચન્દ્ર રાશિ
- સૂર્ય - ચન્દ્રની દશાનું વાર્ષિક કેલેન્ડર
- વૃત્તિ - પ્રવૃત્તિની વિગતો
- હેતુઓ - ધ્યેયોની વિગતો
- આશા, આકાંક્ષા, સ્વપ્નોની વિગતો
- વિવિધ ધ્યાન પદ્ધત્તિઓ
- નવરાશના સમયની વિગતો

આ બધો સામાન આંતર યાત્રાનો છે. પછી તે સૂર્ય કેડી કે ચન્દ્ર કેડી પર થાય તે ગૌણ અને એક જ મહત્ત્વની બાબત છે અને તે પહોંચી જવું તે.

એક આલેખ બનાવો અને તેમાં કયા દિવસે, કઇ ઊર્જાનો કેટલો અને કેવી રીતે ઉપયોગ કરવો તે લખો. ચિત્ર દોરવું, સંગીત સાંભળવું, બાગકામ કરવું કે ધ્યાનમાં પ્રવેશવું તે ચન્દ્ર આધારે નિશ્ચિત કરો. જેને તમે "Personal inventory" કે "A guide to inner

development" એવું નામ આપી શકો. આ દ્વારા તમારું અસ્તિત્વ સર્જનાત્મક, વિકાસશીલ, ચૈતન્યમય અને ધ્યેયલક્ષી બનાવી શકાય છે. આમ તો સૂર્ય અને ચન્દ્ર વચ્ચે અસંખ્ય તફાવતો છે પણ જ્યોતિષના સંદર્ભમાં કેટલાક તાત્ત્વિક તફાવતો જોઇએ. આ તફાવતો ડોના કનિંગહામે સરસ રીતે દર્શાવ્યા છે. જે નીચે મુજબ છે.

| The sun | The moon |
|---|---|
| The day | The night |
| The life in the world | The world inside of you |
| Self - mastery | Feelings |
| Father | Mother |
| Identity | nurturing |
| Self-confidence | dependency |
| Self - worth | home - life |
| Ego | Femaleness - instincts |

ચન્દ્ર પરથી બાળપણની વિગતો અને માતા અને ખોરાક સાથેના તમારા સંબંધો પણ જાણવા મળે છે. સ્ત્રીના ઘણા અંગો સાથે પણ ચન્દ્રને નાતો છે. દા.ત. સ્તન, ગર્ભાશય, માસિકઋતુસ્ત્રાવ.વિજ્ઞાન આવા સંબંધોને "symbiotic connection" કહે છે સાંસ્કૃતિક અને સામાજિક પ્રતિબંધોને કારણ માણસની મૂળવૃત્તિઓ - આવેગો વગેરેનું દમન થાય છે તેથી તેનો ચન્દ્ર-સ્વભાવ અભિવ્યક્તિ પામતો નથી. પરિણામે વ્યક્તિ કાં તો Neurotic અથવા તો psychotic બની જાય છે. દિવસ, મહીનો કે વરસ દરમ્યાન સ્વભાવમાં અને સંવેદનામાં આવતી ભરતી-ઓટના કારણો જાણવા માટે એક નોંધપોથી બનાવો અને તેમાં ચન્દ્રની વિવિધ કળાઓ નોંધો અને તેની સામે સંવેદનાઓ અને આવેગો નોંધો તો સહ ાંબંધ નજરમાં આવશે. એકમથી પૂનમ કામ આરંભાવા જોઇએ અને ઉતરતી કળામાં માટોપાવા જોઇએ. કારણ કે આની સાથે ઊર્જાની ચડ ઉતર પણ હોય છે કાબાલા પ્રણાલિ ાો એમ કહે છે કે સદ્‌ગુણી અને જ્ઞાની વ્યક્તિ એકમ કે પૂનમને દિવસે જ જન્મ લે છે. માવી અસંખ્ય વ્યક્તિઓની યાદી બનાવવાની જરૂર નથી. ચન્દ્ર-સૂર્ય વચ્ચે ખૂણાઓ પણ સરસ ગોઠવાયા હોય તો ઉર્જાનો જબરદસ્ત પ્રવાહ તમે તમારી તરફ વાળી શકો છો.

કાર્લ ગુસ્તાવ યુંગે એક એવો અભ્યાસ કરીને તારણ આપ્યું હતું કે લગ્નજીવનની સફળતાનો આધાર સ્ત્રી - પુરુષની ચન્દ્ર - સૂર્યની સ્થિતિ પર છે. એફ. પેટર્સે એવું તારણ આપ્યું છે કે પૂનમ આજુબાજુ પુરુષ જન્મ લે છે અને એકમ આજુબાજુ સ્ત્રીઓ. હવે તો આધુનિક સમજ એવા નિર્ણય પર આવી છે કે દરેક સ્ત્રીની અંદર એક પુરુષ છે અને દરેક પુરુષની અંદર એક સ્ત્રી. અલબત નર - માંદા સંબંધોના આજે તો અનંત પરિમાણો છે પણ આ ચન્દ્ર આધારિત પરિમાણ સાવ નજર અંદાઝ કરી શકાય તેટલું નાનું નથી. આવું

નિરર્થક ગણીને દુર્લક્ષ સેવનારાઓ અનેક ચેતન - અચેતન સમસ્યાઓ ઉછેરતા હોય છે જેને ડોના "Lunar burn out" કહે છે. જેનું ચંદ્રદાહ એવું ગુજરાતી કરવું જોઇએ. આવા ચન્દ્ર - દાઝયા અભાવની ભાવનાને કારણે અતિશય ખાતા હોય છે અને તે બધાંને ચરબી - મેદની સમસ્યા નડે છે. અચેતન અસ્વસ્થ મૂળવૃત્તિનું દમન સાંવેગિક કુસમાયોજન, અસલામતિ અને ભયની ભાવના વગેરે સમસ્યાઓ આ ચન્દ્ર - દાઝયાની કાયમી સમસ્યાઓ છે.

આ માટે શ્રેષ્ઠ ઉકેલ છે તમારાં જીવનમાં ચન્દ્રનું સ્થાન ઓળખો અને તેની મહત્તા સમજો. તેની ઊર્જાનો સર્જનાત્મક ઉપયોગ કરો. તે ઊર્જાનો વિધેયાત્મક ઉપયોગ થાય તે માટે ચન્દ્ર - ધ્યાનમાં પ્રવેશો. આમ બનશે તો બે સમાંતર ઘટના તમારા જીવનમાં બનશે તમે ચન્દ્ર પર ઉતરાણ કરશો અને ચન્દ્ર તમારાં જીવનમાં ઉતરશે.

આ સાથે નીચે બધી જ ચન્દ્ર - રાશિનાં લક્ષણો આપ્યા છે. જે રૂપરેખા આપી શકશે. આમાં વિવિધ આટી - ઘુંટીઓની અસરો અને આડ - અસરો દર્શાવી નથી. તેવા જન્મની પ્રતિભા નોંધી છે.

(1) મેષનો ચન્દ્ર :-

- આક્રમક,ઊર્જાવાન,મહત્વાકાંક્ષી,સ્પર્ધાત્મક
- ખેલાડી,સુંદર શરીર,બહિર્મુખી,પ્રત્યાઘાતી
- જીવંત,સક્રિય,સ્વતંત્ર,બહાદુર
- જાતિયસક્રિયતા,ઉદ્યમી,ખંતીલા
- માર્લોન બ્રાન્ડો - ગેલેલીઓ - માર્ટીન લ્યુથર

(2) વૃષભ ચન્દ્ર :-

- સ્થિર,વ્યવહારું,વ્યાપારી,રૂઢીગત,જડ
- સંરક્ષણાત્મક,ઇન્દ્રિયગામી,શોખીન
- પૃથ્વીપ્રાધાન્ય,પ્રકૃતિપ્રેમી,
- સમૃદ્ધ,સલામતિજોનાર
- લી આઇકોક્કા, કાર્લ માર્ક્સ, રોનાલ્ડ રેગન

(3) મિથુન ચન્દ્ર :-

- રસિક,બોલકણા,બૌદ્ધિક,શાબ્દિક
- સામાજિકરીતે સફળ સંબંધ ધરાવનાર
- પ્રવાસ-પરિવર્તનના શોખીન

- તેજસ્વી,ચંચળ,અસ્થિર
- ઓ. જી. ગાર્ડીનર, ગોલ્ડી હાઉન

(4) કર્ક ચન્દ્ર :-

- મિજાજી,અતિસંવેદનશીલ,ઘરેલું,ગૃહપ્રેમી
- ભોજનનાશોખીન,સ્મૃતિમાંજીવનારા
- પરંપરા પ્રેમ, વૃદ્ધોને સન્માન આપનારા
- સ્નેહાળ,ચિંતનશીલ,જવાબદાર
- સલામતિ ચાહનારા → સાંવેગિક
- જ્યોર્જ ઓરવેલ,ટી રૂઝવેલ્ટ,

(5) સિંહ ચન્દ્ર :-

- વિશાળ અને હુંફાળા, મનોરંજન પ્રેમી
- ટોળા પ્રેમી,અતિસંવેદનશીલ
- અહંકારી, નાટકીયા, રંગીન, મજા - પ્રેમી
- સમૃદ્ધિના શોખીન, નાટક - સિનેમા શોખ
- ભવ્ય,વફાદાર,આધિપત્યજમાવનાર,
- માલિકીભાવથીપીડાનારા
- ઇન્દ્રિયગામી
- કલીન્ટ ઇસ્ટવુડ,ગોર્બાચોવ, જેન ફોન્ડા

(6) કન્યા ચન્દ્ર :-

- સૂક્ષ્મ વિગતોના આગ્રહી, પદ્ધતિ પ્રેમી
- કાર્ય-પ્રેમી,ખંતીલા,વ્યવસ્થાશક્તિસારી
- આત્મ-અન્યવિવેચનકરનારા,મદદકર્તા
- સ્વાસ્થ્યસુરક્ષાનાઆગ્રહી,પૂર્ણતાનાઆગ્રહી
- આત્મવિકાસના રસ્તે,ક્ષમતાવાન
- ગ્રેહામ બેલ, એન્જલ્સ, મેડોના, સ્ટાલિન

(7) તુલા ચન્દ્ર :-

- લોક - પ્રેમી, સંબંધોના શોખીન, અતિ રંગીન,

- કલા,સાહિત્ય,સૌન્દર્યના પ્રેમી,સહકારી વલણ
- શાંતિચાહક,બીજાને રાજીરાખનારા
- સુંદર,પ્રેમાળ,સુસંવાદિત,ચતુર
- અનિર્ણયાત્મક
- બ્રાઉનિંગ,બુશ,માને,સિલ્વેસ્ટર સ્ટેલોન,

(8) વૃશ્ચિક ચન્દ્ર :-

- ચિંતનશીલ,આરપારજોનાર
- કિન્નાખોર,બદલો લેવાની વૃત્તિ રાખનાર
- સત્તા પ્રેમી,કાવાદાવા કરનાર
- સંશોધનાત્મક વૃત્તિ, આંતરદૃષ્ટિ ધરાવનાર
- વાસનામય,તીવ્ર,શક્તિશાળી
- ટીકાત્મક,વિવેચનાત્મકવલણ
- બ્રુસલી,હેનરી મિલર,એલીઝાબેથ ટેયલર

(9) ધનુ ચન્દ્ર :-

- આશાવાદી,જીવંત,બૃહદવિચારનાર
- તત્ત્વજ્ઞાની વલણ,ઉત્તરોશોધનાર
- ઉત્સાહી,ઊર્જાવાન,હાસ્યવૃત્તિધરાવનાર
- પ્રવાસનાશોખીન
- જીવનનો અને જીવનમાં જુગાર ખેલનારા
- અભિમાની,ઉદ્ધત
- સાહસિક
- નિલ આર્મસ્ટ્રોન્ગ, લુઇ કેરોલ, કાર્લ સેગન, ક્રિષ્ણમૂર્તિ

(10) મકર ચન્દ્ર :-

- ધીર, ગંભીર, સભાન, સ્થિર, ઉદાસ
- પ્રણાલિકાગત,વ્યવહારું,દીર્ઘ દૃષ્ટિ
- આત્મસંયમી,વ્યવસ્થિત

- વ્યાપારઅનેવ્યવહારકુશળ,મહેનતુ,
- ચિંતાશીલમહત્વાકાંક્ષી
- ઇતિહાસપ્રેમી
- સુંદરઅનેતંદુરસ્તશરીરધારી
- દલાઈલામા,હિટલર,ઇન્દિરાગાંધીચે.ગ્વેરા,

(11) કુંભ ચન્દ્ર :-

- મૈત્રીચાહનારા,વિચારોનાસમૃદ્ધ,
- પ્રખ્યાત,દ્રષ્ટા,ક્રાંતિકારી
- આધુનિકવિચારધારાનેઅનુસરનારા
- સ્વતંત્રતાપ્રેમી,અસામાન્ય
- વિવાદાસ્પદવ્યક્તિત્વ,કરીશ્માધરાવનારા
- વસ્તુલક્ષી,તટસ્થ,રોમાંચક
- નિર્ણય ન લઇ શકાય તેવું વ્યક્તિત્વ
- લેનિન,માર્ગારેટમિડ માર્લિન મનરો,સાર્ત્રે,વુડ્રો વિલ્સન

(12) મીન ચન્દ્ર :-

- સ્વપ્નીલ,સ્પષ્ટનિર્ણય-વિચારનો અભાવ
- સર્જનાત્મક,કલાપ્રેમી,ધ્યાની
- અતિલાગણીશીલ,આત્મદયાધરાવનાર
- અન્યનેમદદનીલાગણીધરાવનારા
- આધ્યાત્મિક,અતિન્દ્રીયકલ્પનાશીલ
- કારુણ્યભરેલા
- પલાયનવાદી,દ્રષ્ટા,કવિત્વ

જીવવું છે. વિશ્વની બધી સભ્યતા પાસે આ જાણવા અને ઓળખવા માટે પોતાની મૌલિક પદ્ધતિઓ છે. બધી જ સચોટ છે. સ્થળ અને સમયના અભાવે બધી પર દૃષ્ટિ નાખી અને ઊંડાઇ માપવા નીકળી શકાય તેમ નથી. શાસ્ત્રજ્ઞતાનો દાવો નથી અને શક્ય પણ નથી. તેમ છતાં બધા પાસે તે અંગેની રૂપરેખા હોવી જોઇએ તેવા હેતુ અને ભાવના સાથે માહિતી આપી છે. અન્ય કેટલીક પદ્ધત્તિના નામો આપી સંતોષ માનીશ. નીચે જણાવેલી અનન્ય પદ્ધત્તિઓ પણ ત્રણ કાળની વ્યક્તિઓ અને વસ્તુઓની આરપાર જોવા માટે પ્રાપ્ય છે. આ બધી પણ વિસ્તૃત વિષય વસ્તુ ધરાવે છે. રસિકોએ આ અત્યંત રંગીન યાત્રા કરવા જેવી છે.

૫.

# વિશ્વની 86 અન્ય પદ્ધતિઓ યાદી સ્વરૂપે :

1. **સ્વપ્નશાસ્ત્ર :-** વ્યક્તિના સ્વપ્નાઓ પરથી નિદાન કરી શકાય.
2. **દેજા વુ :-** વર્તમાન સમયે એવી તીવ્ર અનુભૂતિ થવી કે આવું અગાઉ જીવ્યો છું. આ દ્વારા ભૂતકાળ નજર સામે આવે છે. અજ્ઞાત મનની વિગતો જ્ઞાત વિસ્તારમાં પ્રવેશવા લાગે છે. આની વિગતો સૌ પ્રથમ પીઅરે જેને રે આપેલી .આ ફ્રેન્ચ શબ્દ છે. આ અતિન્દ્રિય અનુભવ છે.
3. **ડાઉસિંગ :-** ઘણા માટે આ પાણી કળવાની કલા છે. (સૌ પ્રથમ રણમાં ઇશ્વરની આજ્ઞાથી મોઝીઝે આનો ઉપયોગ કરેલો.) ઘણા આને "Rhabdomancy" તરીકે ઓળખે છે. આમાં પાતળી લાકડી કે જે પીચ, વિલો, હેઝલ, વીચ હેઝલની બનેલી હોય છે તેને પૃથ્વી કે પાણી પર લટકાવવાની હોય છે. ન દેખાતી અનેક વસ્તુ પર તે આપોઆપ વર્તુળાકારે ઘૂમે છે. તે દ્વારા આરપાર વસ્તુ નોંધાય છે આનો સફળ પ્રયોગકર્તા અને પ્રસારક લેથબ્રિજ હતો.
4. **હંચ :- (Hunch)** આને અંતસ્ફૂરણા કહી શકાય. તર્ક દ્વારા આ સમજાવી શકાય તેમ નથી. ઘણીવાર વીજળીના ચમકારાની જેમ ઘણાને ભવિષ્ય દીવા જેવું સ્પષ્ટ દેખાઇ જતું હોય છે. આને મગજમાં આવેલા cerebellum સાથે ઊંડો સંબંધ છે. તેથી hunchback (ખુંધવાળો) એવો શબ્દ આવ્યો છે. ઘણા આને para psychology નો વિષય ગણે છે.
5. **ઓરા : (Aura reading)** માનવશરીરની આજુબાજુ વિદ્યુત - ચુંબકિય ઊર્જાનું આવરણ હોય છે. જેની તસ્વીર પણ કિરલીઅન પદ્ધત્તિ દ્વારા લઇ શકાય છે. આ આભાને જોઇને વ્યક્તિના દેહ અને સત્ત્વ અંગે ભવિષ્યકથન કરાય છે. પૂર્વમાં આ પદ્ધત્તિ અતિ પ્રાચીન સમયથી ઉપયોગમાં લેવાય છે. Clairvoyant આ કાર્ય આસાનીથી કરી શકતા હોય છે. આ દ્વારા જ શરીરના ચક્રો અને સાત દેહો જોઇ અને અનુભવી શકાય છે.

6. **ટવિચીંગ : (Twitching)** આમાં શરીરનાં તંત્રો કે અંગો ઓચિંતા ફરકે, ધ્રુજે, કે હલનચલન દર્શાવે ત્યારે તે પ્રકૃતિનો સંદેશો દેતા હોય છે. અસ્તિત્વમાં ઘટના બને તે પહેલા તેની ચેતવણી રૂપ લક્ષણો દેખાતાં હોય છે. આના પરંપરાગત ભવિષ્યકથનો હોય છે.

7. **તલ શાસ્ત્ર : (Moleosophy)** આમ તો તલ એટલે માનવશરીર પર સ્થાયી કે કાયમી નિશાન. આને પણ પ્રકૃતિનો નકશો ગણવામાં આવે છે. આપણી જન્મથી મૃત્યુ સુધીના યાત્રા આમાં પ્રતીકાત્મક રીતે દર્શાવેલી હોય છે. આ તલના રંગ, આકાર કદ અને સ્થાન પર તેના અર્થઘટનો હોય છે.

8. **ગોળા દર્શન : (Crystal Gazing)** પારદર્શક કાચના ગોળામાં જોવાનો કાળ, વ્યક્તિ કે વસ્તુ. આ દ્વારા વ્યક્તિ ખૂટતી કડીઓ જોડે છે. ઘણા માટે આ અતિન્દ્રિય અનુભવે છે.

9. **શુકન - શાસ્ત્ર : (Omens)** કોઇ અવાજ, હલનચલન, ગતિ, ફરકાટ, અસામાન્ય વર્તન વ. પરથી અસ્તિત્વ વાંચવાની કલા. આમાં પ્રકૃતિના બધા તત્ત્વો પ્રાણી, પંખી, વનસ્પતિ વ. જેવાની નોંધ લેવામાં આવે છે. તેના પરથી બનાવની પહેલા તેની નોંધ લેવામાં આવે છે.

10. **લેકસીગ્રામ : (Lexigrams)** ભાષામાં વપરાતા શબ્દોની અંદર જ અનેક અર્થો, રહસ્યો, પ્રતીકોનું વિશાળ જગત હોય છે. તે જાણવાની પદ્ધતિ છે. આના પર લીન્ડા ગુડમેને ખૂબ કામ કર્યું છે. આમાં શબ્દની અંદર વપરાયેલા અક્ષરોની જ લેવડ-દેવડ અને આડા - અવળા, ઉધા - ચિતા એમ ગોઠવીને અન્ય અર્થો શોધવાના હોય છે. દા.ત. JESUS OF NAZARETH શબ્દ પરથી નીચેની વિગતો - સત્યો મળે છે.

- See the roses
- Here the note
- Here the tone
- Jesus near to zeus at sunset
- The Heart of Jesus - true to her - true to us
- The star of Jesus shone on earth
- He arose on easter
- Jesus near to nature and to the sea
- Jesus the sun of the sun
- He hears the one true note of the stones at stonehen(g)e

11 **Aeromcy અથવા Chaomancy :-**

વાતાવરણની પરિસ્થિતિ પરથી ભવિષ્ય જોવાની કલા એટ્રુસ્કન્સ દ્વારા કદાચ શરૂ થયેલી. વિજળી અને અગ્નિના દેવ ટીન અથવા ટીનીઆને તેઓ પૂજતા. ઉંચાઈ પરથી વિજળી અને ગડગડાટની દિશા, તિવ્રતા વ. પરથી તેઓ ભવિષ્યભાખતા.

12 **Alectryomancy :-**

એક વર્તુળાકારમાં મૂળાક્ષરોને વિભાગ પાડીને લખવામાં આવતા. તેમાં દાણાઓ નાખવામાં આવતા. ત્યારબાદ તેના કેન્દ્રમાં મરઘી કે કૂકડાને છૂટો મૂકી દેવામાં આવતો. તે જે અક્ષરો પર ચાંચ મારતો તેના પરથી અર્થઘટન કરવામાંઆવતું.

13 **Aleuromancy :-**

લોટ માટે વપરાતો ગ્રીક શબ્દ છે. નિશ્ચિત સવાલો માટે, નાની ચબરખીઓમાં જવાબો લખીને તેને ગુંડલાઓમાં સંતાડી દેવામાં આવતા. ત્યારબાદ તેને શેકવામાં આવતા તેના પરથી ભવિષ્યવાણી થતી.

14 **Alomancy અથવા Halomancy :-**

સપાટ ભૂમિ પર અથવા અગ્નિમાં મીઠું ફેંકીને.

15 **Alphitomancy :-**

ગુનેગારને શોધી કાઢવા માટે વિશિષ્ટ પ્રકારની કેક બનાવવામાં આવતી. શુદ્ધ અંતરાત્માવાળાને તે ખાવાથી કશું ન થતું પણ ગુનેગારને તે ન ખાઈ શકાય તેવી કે સ્વાદહિન લાગતી

16 **Apantomancy :-**

ઓચિંતા જ પ્રાણીઓ, પક્ષીઓ, જંતુઓ, સાપો, માછલીઓ વ. સાથેની મુલાકાત પરથી શુકન-અપશુકન જોવાનું શાસ્ત્ર.

17 **Arithmancy અથવા Arithomancy :-**

તૂલશાસ્ત્ર કે Numerology માટે વપરાતા પ્રાચીન નામો.

18 **Astragalomancy અથવા Astragyromancy :-**

નાના હાડકા, મણકા, ઘેટાની પગની ઘૂંટીનો પાસાની જેમ ઉપયોગ કરવો તે.

19 **Augury :-**

શુકન - અપશુકનના આધારે ભવિષ્યવાણી કરતું શાસ્ત્ર. પ્રાચીન રોમમાં શરૂઆતથયેલી.

20 **Austromancy :-**

પવનનાઅભ્યાસઆધારિતભવિષ્યકથન

21 **Axinomancy or Axiomancy :-**

કુહાડીને તેની ધાર પર સમતોલ રાખવામાં આવતી. જ્યારે તે પડતી ત્યારે તેના પરથી શુકન - અપશુકન નિશ્ચિત થતું.

22 **Belomancy :-**

બેબીલોનીઅન્ઝ દ્વારા શરૂ થયેલી, સૌથી પ્રાચીન પદ્ધતિઓમાંની એક છે. ભાથાની અંદર જવાબ કે સંજ્ઞાવાળા તીર રાખવામાં આવતા અને તેના ઉપયોગ પરથીભવિષ્યકથન થતું.

23 **Bibliomancy :-**

વિશ્વના કોઈ પ્રસિદ્ધ ધર્મગ્રંથનું એકાદ પાન અટકળે ખોલવાનું અને તેમાંનો પહેલો શબ્દ કે નજરે ચડેલો પ્રથમ શબ્દ પરથી અર્થઘટન કરવાનું

24 **Botanomancy :-**

વૃક્ષની શાખાઓ અને પાંદડાઓ બાળવાના અને તેમાંથી અર્થો શોધી કાઢવાના.

25 **Capnomancy :-**

યજ્ઞ અથવા હવનનો ધુમાડો જ્યારે થાય ત્યારે તેના આકારો અને કદ પરથી શુકન - અપશુકન શોધતું શાસ્ત્ર

26 **Cartomancy :-**

પત્તાઓ દ્વારા ભવિષ્યકથન

27 **Catoptromancy :-**

અરીસો જોઈએ કરવામાં આવતું ભવિષ્યકથન, ઘણીવાર આવા અરીસાને ચન્દ્રકિરણો સામે ધરવામાં આવતો. આવો એક અરીસો નોસ્ત્રાડામસ પાસે હતો તેમ કહેવાય છે.

28 **Ceraunoscopy :-**

વિજળીનાચમકારાપરથી

29 **Chaomancy :-**

વિહંગાવલોકન પરથી અથવા તો ઉંચાઈ પરથી

30 **Cheirognomy :-**

હાથપરથીભવિષ્યકથન

31 **Cheiromancy :-**

હસ્તરેખાપરથીભવિષ્યકથન

32 **Clairaudience :-**

અતિન્દ્રિય પ્રત્યક્ષીકરણની ક્ષમતા, કાનની ક્ષમતા કરતા વધારે દૂરનું સાંભળવું.

33 **Clairvoyance :-**

અતિન્દ્રિયપ્રત્યક્ષીકરણનીક્ષમતાનેલીધેઆંખનીસરહદોપારનુંજોવુંઘણા તેને Cryptesthesia કે Telesthesia પણ કહે છે.

34 **Cledomancy or Cledonomancy**

ગ્રીકમાં Kledon એટલે omens(સંકેત)અચાનકબનતીઘટના કે શારીરિક હલનચલનનું અર્થઘટન.

35 **Cleidomancy or Clidomancy :-**

નિર્દોષ બાળકના હાથમાં લટકાવેલી ચાવી હોય અને તે કોઈ પવિત્ર ગ્રંથ પર લટકાવવામાં આવે.તેમાં મળતા જવાબો પરથી ભવિષ્યકથન.

36 **Conscinomancy :-**

દોરી પર બંધાયેલ ચાળણી દ્વારા અર્થઘટન કરતી પદ્ધતિ

37 **Crithomancy :-**

બલિદાન કે ભોગ માટે તૈયાર કરેલ ક કે બ્રેડ પરથી શુકન-અપશુકન લેવાની પદ્ધતિ

38 **Crommyomancy or cromminomancy**

ડુંગળી પરથી ભવિષ્યકથન કરતું શાસ્ત્ર. ખાસ કરીને ક્રિસ્મસની સાંજે પ્રેમી કે મિત્રની તબિયત જાણવા. જર્મનીમાં ભવિષ્યની પત્નિ કે પતિનું નામ જાણવા માટે વપરાતી પદ્ધતિ

39 **Dactylomancy :-**

વીંટીઓ દ્વારા ભવિષ્યકથન કરતું શાસ્ત્ર.

40 **Daphnomancy :-**

Demons(દેવતા)દ્વારા ભવિષ્યકથન.આ માનવી અને ઇશ્વરને જોડતી કડી છે. ઘણા તેને genies કહે છે. આ ડેમોન્સ છ પ્રકારના છે. ખુલ્લા અગ્નિમાં લૉરેલના પાંદડાઓ સળગે તેના તડતડાટ પરથી.

41 **Dendromancy :-**

વૃક્ષો અને છોડવા પરથી ભવિષ્યના સંકેતો મેળવતું શાસ્ત્ર. ખાસ કરીને ઓક અને mistletoe.

42 **Enoptromancy :-**

જાદુઇ અરીસા પરથી ભવિષ્યકથન. એવો અરીસો કે જેમાં બંધ આંખ હોવા છતા પણ જોઇ શકાય છે.

43 **Gastromancy :-**

અસંખ્ય મીણબત્તીઓના પ્રકાશનું કાચના ગોળામાં વક્રીભવન થાય અને તેમાં સર્જાતા આકારો પરથી અર્થઘટન

44 **Geloscopy :-**

હાસ્યના પૃથ્થકરણ દ્વારા ભવિષ્ય ભાખવું.

45 **Geomancy or Geocy :-**

ભૂમિગત પદાર્થો દ્વારા અર્થઘટનો શોધવા

46 **Graphology :-**

17મી સદીના ઇટાલીઅન તત્ત્વજ્ઞાની એલ્ડોરીસીઓ દ્વારા શોધાયેલી પદ્ધતિ કે જેમાં હસ્તાક્ષરો પરથી અર્થઘટન કરવામાં આવે છે

47 **Gyromancy :-**

એક વર્તુળ જેના પર મૂળાક્ષરો લખ્યા છે, તેની ઉપર લોકોએ વર્તુળાકારે ઘૂમ્યા કરવાનુ અને લથડીને જે અક્ષર પર પડે તેના પરથી અર્થઘટન કરવાનું

48 **Haruspicy :-**

આ પદ્ધતિ બેબીલોનના લોકોએ શોધેલી જેને પાછળથી ગ્રીક, રોમન અને એટ્રસ્કન્સ અનુસર્યા. આની અંદર બલિદાન માટે કપાયેલા પ્રાણીઓના અંગો પરથી અર્થો શોધી કાઢવામાં આવતા.

49 **Hepatoscopy :-**

આમ તો આ Haruspicy ની શાખા છે. જેમાં લીવર પરની અનેક નિશાનીઓ જોવામાં આવે છે. લિવર ના ૪૦ વિભાગો પાડીને તેના પરથી અર્થઘટન થાય છે

50 **Heppomancy :-**

આ સેલ્ટીક પ્રજાની પદ્ધતિ છે. આમાં સફેદ જાતિના ઘોડાનો અભ્યાસ કરીને અર્થઘટન કરવામાં આવે છે.

51 **Hydromancy :-**

આમાં ભવિષ્યકથન માટે અસંખ્ય રીતે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે. દા.ત. બેબીલોનના લોકો નદીના પ્રવાહ અને કદ પરથી અર્થઘટન કરતા. જ્યારે ગ્રીકો એક નાનકડું તળાવ રાખતા અને તેમાં કિંમતી પત્થરો નાખતા અને પેદા થતા વલયોનું કદ, ગતિ અને સંખ્યા પરથી અર્થઘટન કરતા. તે સિવાય ગ્રીસમાં કેટલાક કૂવાઓનું પાણી ચમત્કારીક શક્તિઓ ધરાવતું.તેના દ્વારા અર્થઘટન કરતા.

52 **Ichthyomancy or Ichyomancy :-**

ગ્રીક લોકોએ આ પદ્ધતિ શોધેલી. ગ્રીક ભાષામાં ichthus એટલે માછલી. ખ્રીસ્તીઓએ માછલી પ્રતીક એટલે પસંદ કર્યુ. કારણકે "ichthus" શબ્દની અંદર લેકસીગ્રામ પ્રમાણે નીચેના શબ્દો આવી જાય છે :-

"Iesos christos Theou vios soter" જેનો અર્થ થાય છે, "Jesus christ son of God saviour". આ શાસ્ત્રમાં માછલીનું માથું અને આંતરડાનો અભ્યાસ કરીને ભવિષ્યકથન કરે છે.

53 **Lampadomancy :-**

દિવાની જ્યોત કે બેટરીના પ્રકાશ પરથી ભવિષ્યકથન

54 **Lithomancy :-**

ઝવેરાતપરથીભવિષ્યકથન

55 **Lychomancy :-**

ત્રણમીણબત્તીઓનીજ્યોતપરથીશુકન-અપશુકન મેળવતુંશાસ્ત્ર

56 **Margaritomancy :-**

લેટીનમાં Fine pearl (મોતી) ને Margarita કહે છે. તેના પરની નિશાનીઓ પરથી ભવિષ્યકથન થાય છે. હવે આ પદ્ધતિનો ઉપયોગ ગુનેગારો શોધવામાં થાય છે.

57 **Metoscopy :-**

કપાળ પરની રેખાઓ ( જે સાત ગ્રહોને આધારે સાત ગણવામાં આવે છે) પરથી ચારિત્ર્ય અને નિયતિ અંગેનું ભવિષ્યકથન કરતું શાસ્ત્ર. આમાં Astrology અને Physiognomy નું મિશ્રણ છે.

58 **Moleosophy :-**

શરીર પરના તલ અને મસાનો અભ્યાસ કરીને અર્થઘટન કરતું શાસ્ત્ર. સોળમી અને સત્તરમી સદીમાં આનો ઉપયોગ ખૂબ થતો.

59 **Molybdomancy :-**

પાણી ભરેલ પાત્રમાં પડેલા કે પડતા ટીન કે સીસાના આકાર કે અવાજ પરથીભવિષ્યકથન કરતુંશાસ્ત્ર

60 **Necromancy :-**

મૃત્યુ પામેલાની મદદદ્વારા ભવિષ્યકથન કરતુંશાસ્ત્ર

61 **Oneirocritic :-**

સ્વપ્નોના અર્થઘટન દ્વારા ભવિષ્યકથન કરતું શાસ્ત્ર. ઘણા આ શાસ્ત્રને "Oneiromancy" તરીકે પણ ઓળખે છે.

62 **Onomancy or onomomancy :-**

વ્યક્તિઓ કે વસ્તુઓના નામ પરથી થતું અર્થઘટન. આની અંદર દરેક અક્ષરને એક સંખ્યાંક આપવામાં આવે છે અને તેનો સરવાળો અર્થો આપે છે.

63 **Onomatics :-**

આમાં વ્યક્તિ કે વસ્તુઓના નામ આધારિત કેટલાક સંકેતો શોધવામાં આવે છે. અને ક્યારેક અગાઉથી આપેલા જ હોય છે. તેના પરથી ભવિષ્યકથન કરવામાં આવે છે.

64 **Onychomancy :-**

આંગળીઓ અને અંગુઠાઓના અભ્યાસદ્વારા ભવિષ્યકથન કરતું શાસ્ત્ર

65 **Oomancy :**

આર્ફીઅસે શોધેલી પદ્ધતિ છે. જેમાં ભવિષ્યવેતા ઈંડાઓ પરથી ભવિષ્યકથન કરે છે.

66 **Ophiomancy :-**

સર્પોના બાહ્ય કે આંતરિક આકારો પરથી શુકન-અપશુકન શોધતું શાસ્ત્ર

67 **Orniscopy or ornithomancy :-**

પંખીઓના અવાજ,ગીત,ચીસ અને ઉડાન પરથી ભવિષ્યકથન કરતું શાસ્ત્ર

68 **Pegomancy :-**

આમ તો આ એક hydromancy નો પ્રકાર છે. આમાં પાણીના ફૂવારા અને ઝરણાના અભ્યાસ પરથી ભવિષ્યકથન થાય છે.

69 **Pessomancy :-**

હાથની મુઠ્ઠીમાં સ્ફટિકો અથવા ચમકતા પથ્થરો રાખીને તેના પરથી થતું અર્થઘટન

70 **Phyllorhodomancy :-**

હાથની અંદર ગુલાબની પાંખડીઓ અથડાવીને તેના અવાજ પરથી થતું ભવિષ્યકથન.ગ્રીક લોકો આનો ઉપયોગ કરતા.

71 **Phylloromancy :-**

ચહેરો અને બાહ્ય દેખાવ પરથી થતું ભવિષ્યકથન

72 **Psephomancy :-**

આ Peeble માટે વપરાતો ગ્રીક શબ્દ છે. આની અંદર સંજ્ઞાઓ કરેલા કેટલાક પાસાદાર પથ્થરો ફેંકવામાં આવતા અને તેમાંથી શુકન-અપશુકન લેવામાંઆવતા.

73 **Psychometry :-**

અમેરીકાના જે. બુચાનને આ શબ્દને 1849માં સૌ પ્રથમવાર પ્રયોજેલો. આમાં વ્યક્તિએ સ્પર્શેલી કે ઉપયોગમાં લીધેલ વસ્તુઓ પરથી વિસ્તૃત માહિતીમેળવતા.

74 **Pyromancy :-**

પ્રાચીન રોમનો યજ્ઞની જ્વાળાઓ પરથી અર્થઘટન કરતા.

75 **Pyroscopy :-**

આમાં કાચની રકાબીમાં એક શ્વેત કાગળ સળગાવવામાં આવે છે અને તેની રાખ પરથી ભવિષ્યકથન થાય છે.

76 **Radiesthesia :-**

આ શબ્દ ડાઉસિંગ અને પેન્ડલિંગ માટે વપરાય છે. જેમાં કિરણોત્સર્ગ (Radiation)નું પ્રત્યક્ષીકરણ કરીને ભવિષ્યકથન થાય છે.

77 **Rhabdomancy :-**

લાકડીનીમદદથીભવિષ્યકથન

78 **Rhapsodomancy :-**

કવિતાના એકાદ પુસ્તકનું કોઇ એકાદ પાનું ખોલવામાં આવે છે અને નજરે ચડેલી પ્રથમ પંક્તિ પરથી શુકન-અપશુકન કે અર્થો લેવામાં આવે છે.

**79 Sciomancy :-**

અંધકાર અને પડછાયાઓનું પૃથ્થકરણ કરીને ભવિષ્યકથન કરે છે.

**80 Sideromancy :-**

સૂકાંઘાસનું એકાદ તણખલું સળગાવવામાં આવે છે અને તેની જ્વાળાઓ, ધુમાડો, આકાર અને તેના ટુકડાની હલનચલન પરથી ભવિષ્યકથન થાય છે.

**81 Spodomancy :-**

ભવિષ્યવેતાના ઘરના અગ્નિસ્થળમાંથી અથવા આહુતિના યજ્ઞની રાખ પરથી ભવિષ્યકથન થાય છે. આમાં રાખ કે બળેલા કોલસાની ભાત અને આકારો ધ્યાનમાં લેવામાં આવે છે.

**82 Stolisomancy :-**

લોકોના પહેરવેશ અને તેની ખાસિયતો પરથી

**83 Sycomancy :-**

લીલાં પાંદડાઓ પર લખાણ કરવામાં આવતું અને તેની સુકાવાની ઝડપ પરથીશુકન-અપશુકનનિશ્ચિતથતા.

**84 Tephromancy :-**

રાખનીમદદથીભવિષ્યકથન

**85 Tyromancy :-**

ચીઝપરથીઅર્થઘટન્

**86 Xylomancy :-**

અડસટે વીણેલ લાકડાના ટુકડાના આકારો પરથી અર્થઘટન

1. The ancient wisdom
(A Quest for the source of mystic knowledge)
- Geoffrey Ashe
Macmillan London
2. The secret doctrine. (Vol. I—II)
H. P. Blavatsky.
3. The principal upanishadas
Dr. Radhakrishnan
Oxford uni. press.
4. A study in symbolism
M. F. Howard.
Theosophical pub.
5. One, two, three, infinite,
George Gamow.
6. True, semi and pseudo occultism
— Annie Besant
Theosophical pub.
7. Mystics and Magicians of India
— An anthology
8. The fourth way
Ouspensky.
9. MOksha the ultimate goal of Indian philosophy
Dr. Pramod kumar
10. The philosophy of the enlightenment.
Ernst cassirer
11. Vijnanbhairava or Divine consciousness
Jaideva singh
12. The psychology of the esoteric
Osho rajneesh.
13. Yoga : the alpha and the omega (Vol--1 to 10)
Osho rajneesh
14. The Brhadaranyaka upanishada
Shree Krishananan daj
15. Vedanta for beginners
Shivanandaji
16. Commentaries on living
(Volp 1 to 3)
J. Krishnamurti
17. Sun signs
Linda Goodman
18. Star signs
Linda Goodman
19. Love signs
Linda Goodman

## દિનકર જોષીનાં
## નવા પ્રકાશનો

| | |
|---|---|
| સમી સાંજના પડછાયા | ૭૫-૦૦ |
| મહાભારત : એક દર્શન | ૭૫-૦૦ |
| પ્રાત: વંદના | ૬૦-૦૦ |
| પરમનો પંથ | ૬૦-૦૦ |
| અદૃશ્યની આરાધના | ૬૦-૦૦ |
| દિશાઓની પેલે પાર | ૬૦-૦૦ |
| પ્રકાશનો પડછાયો | ૧૨૦-૦૦ |
| મહાભારતમાં માતૃવંદના | ૫૫-૦૦ |
| મહાભારતમાં પિતૃવંદના | ૮૦-૦૦ |
| એકડા વગરના મીંડા | ૮૦-૦૦ |
| એક હતો માણસ | ૯૫-૦૦ |
| બોધિવૃક્ષ | ૫૫-૦૦ |
| કલ્પતરૂ | ૫૫-૦૦ |
| હળવું ફૂલ આકાશ | ૬૬-૦૦ |
| સત્ય તરફ દોરી જતું અસત્ય | ૮૦-૦૦ |
| ધરતીનું સરનામું | ૬૮-૦૦ |
| દર્ભાસન | ૮૦-૦૦ |
| નાદબ્રહ્મ | ૫૬-૦૦ |
| સૂરજનો છડીદાર | ૧૬૦-૦૦ |
| અગિયારમી દિશા | ૧૦૫-૦૦ |
| બરફની ચાદર | ૫૫-૦૦ |
| કાલે સૂરજને કહેજો કે | ૧૧૦-૦૦ |
| શ્યામ એકવાર આવોને આંગણે | ૮૫-૦૦ |

પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ.